॥ श्री वर्द्धमानस्वामिने नम ॥

श्री गौतमस्वामिने नम ॥ ॥ श्री सुधर्मस्वामिने नम ॥

ધ્યાનસ્થ સ્વ. પૂ. આગમોદ્ધારક આચાર્યદેવ



શ્રી આનંદસાગરસૂરીશ્વર ભગવતના



તાત્ત્વિક આગમિક સાહિત્ય

ના સંગ્રહ સ્વરૂપ



# આગમ જ્યોત



( પ્રથમ વર્ષ )

॥ आगमपर्यालोचनप्राणा सुमाधर ॥

પ્રકાશક

શ્રી આગમોદ્ધારક ગ્રંથમાલા

કાર્યવાહક

રમણલાલ જેચંદભાઈ શાહ

કપડવંજ


ં ૨૪૯૩

ં ૨૦૨૩

પાંચ રૂપીયા






આગમો. સં. ૧૭

ઇસ્વીસન ૧૯૬૭

પ્રથમાવૃત્તિ ૫૦૦

# શ્ર દ્ધાં જ લિ

પરમહિતકારિણી જિનવાણીનો રસાસ્વાદ કરાવનાર

આગમિક તત્ત્વથી ભરપૂર
આ ગ મ જ્યો ત ની
તાત્વિક સામગ્રીના
પ્રણેતા.

પૂ. આગમોદ્ધારક શ્રી છે.

**શ્રી આગમોદ્ધારક શ્રી એટલે :—**

- આગમ વાચનાઓ આપનાર
- આગમોનુ સપાદન કરનાર
- આગમોને શિલા અને તામ્રપત્રમા કોતરાવી ચિરંજીવ કરનાર
- આગમાનુસારી તલસ્પર્શી ઝીણવટભરી દેશના આપનાર
- આગમ પુરુષની આકૃતિને ઓળખાવનાર
- આગમોમા જણાવાયેલ શ્રી અરિહંત પ્રભુની મહાગોપ આદિ ઉપમાઓને સાકાર બનાવનાર
- ૭૫ વર્ષની અતિવૃદ્ધવયે પણ ૧૫ દિવસ લાગલાગટ અર્ધ પદ્માસને બેસી સમાધિપૂર્વક સ્વર્ગે સંચરનાર.

આવા અવર્ણ્ય ગુણગૌરવશાલી મહા પુરુષના ચરણોમાં
**ભાવભરી શ્રદ્ધાંજલિ.**



# પ્રકાશકીય નિવેદન

વિ સં ૨૦૧૧ મા પરમ પૂજ્ય ગચ્છાધિપતિ પૂ આચાર્યદેવશ્રી માણિક્યસાગરસૂરીશ્વરની નિશ્રામા વિદ્વદ્વર્ય મુનિ શ્રી સૂર્યોદયસાગરજી મ ની પ્રેરણાથી આ ગ્રંથમાળાની સ્થાપના થઈ હતી

પૂ ગચ્છાધિપતિની દેખરેખ નીચે પૂ આગમો શ્રીના રચેલા લગભગ તમામ ગ્રંથો પ્રકાશિત કરવાનુ સૌભાગ્ય અમાને સાંપડયુ તે અમારા પરમ આનંદની વાત છે

છેવટે શિખર ઉપર કળશ ચઢાવવાની જેમ વિ સં ૨૦૨૧ના ચોમાસામા પૂ આગમોદ્ધારક આચાર્ય ભગવતના અપ્રકાશિત વ્યાખ્યાનોને વ્યવસ્થિત કરી પ્રકાશિત કરવા માટે "**આગમ જ્યોત**" [ત્રૈમાસિક]ની યોજના એ રૂપ લીધુ અને દેવગુરૂ કૃપાએ પ્રથમ વર્ષના ચાર પુસ્તકો વિવેકી વાચકોના હાથમા રજુ કર્યા

તે જ ચાર પુસ્તકો સંયુક્ત સ્વરૂપમાં પુસ્તકાકારે પ્રકાશિત કરીએ છીએ જેથી વિવેકી વાચકો પૂ આગમો શ્રીના તાત્ત્વિક લખાણુને વ્યવસ્થિત રીતે સળંગ વાંચી શકે

પૂ ગચ્છાધિપતિની આજ્ઞાથી પૂ આગમો શ્રીના પરમવિનેય વિદ્વદ્વર્ય પૂ **મુનિશ્રી સૂર્યોદયસાગરજી** મ અને શાસન સુભટ પૂ ઉપાધ્યાયજી **શ્રી ધર્મસાગરજી** મ ના શિષ્ય પૂ **મુનિશ્રી અભયસાગરજીએ** ખૂબ જ જહેમત ઉઠાવી પ્રસ્તુત પ્રકાશન વ્યવસ્થિત રીતે સંપાદિત કરી આપ્યુ છે તે બદલ અમે તેમના ઋણી છીએ

તેમજ પૂ આગમો શ્રીના તત્ત્વસ્પર્શી તાત્ત્વિક લખાણુને વ્યવસ્થિત સ્વરૂપે રજુ કરવા માટે અનેક ઉપયોગી સૂચનો કરી આત્મીયતા દાખવનાર પૂ ગણિવર્ય **શ્રી કંચનસાગરજી** મ, પૂ આ

શ્રી કૈલાસસાગરસૂરીશ્વરજી મ.ના શિષ્ય પૂ. મુનિશ્રી ક્ષમાસાગરજી મ. તથા પૂ. સંપાદકશ્રીના વિનયી શિષ્યરત્ન પૂ. મુનિશ્રી અશોકસાગરજી મ. તથા કાળી પેન્સિલથી લખાયેલા વૈશેષિક લખાણોને વ્યવસ્થિત કરી સંપાદનમા સુગમતા કરી આપનાર પૂ. મુનિશ્રી નિરૂપમસાગરજી મ. તથા વિવિધ પ્રેસકોપી કરવા આદિ કાર્યમા સહયોગ આપનાર પૂ. મુનિશ્રી કલ્યાણ સાગરજી મ. આદિ મુનિ ભગવંતોના ચરણોમા શ્રદ્ધાવનત અમારું મસ્તક મૂકે છે.

તથા પ્રસ્તુત પ્રકાશનને ખૂબજ વ્યવસ્થિતરીતે છપાવવા આદિના પ્રયત્નમાં નિઃસ્વાર્થ ભાવે સેવા આપનાર ધર્મસ્નેહી શ્રી **સારાભાઇ પોપટલાલ ગજરાવાલા** ( નીલધારા, એલીસબ્રીજ, અમદાવાદ.૬. ) ધર્મપ્રેમી **શ્રી લાલભાઈ L. પરીખ** C. A. ( પરીખ બિલ્ડીંગ, એલીસબ્રીજ, અમદાવાદ ૬. ) તથા અહીની પાઠશાળાના શિક્ષક **શ્રી હરગોવનદાસ S. શાહ** તથા આર્થિક સહયોગ આપનાર પુણ્યાત્માઓના ધર્મપ્રેમની ભૂરિભૂરિ અનુમોદના કરીએ છીએ.

છેવટે દૃષ્ટિદોષ કે છદ્મસ્થસુલભ કોઈ ક્ષતિઓ આ પ્રકાશનમાં રહી હોય તે બદલ ક્ષમાપ્રાર્થીએ છીએ.


મીઠાભાઈ કલ્યાણચંદની પેઢી
પરબડી સામે · કાપડ બજાર
મુ. કપડવંજ
વાયા નડીઆદ જી. ખેડા

લિ. કાર્યવાહક
**શ્રી આગમોદ્ધારક જૈન ગ્રંથમાળા**
**રમણલાલ જેચંદભાઇ**


## શ્રુત જ્ઞાનની મહત્તા

શ્રુતજ્ઞાન સ્વપરપ્રકાશક છે, તેના આધારે શાસનની સ્થાપના, પ્રવૃત્તિ અને સ્થિતિ હોય છે સાપેક્ષ રીતે શ્રુતજ્ઞાન સર્વજ્ઞાનમાં શ્રેષ્ઠ છે તેના અદ્‌ભુત રહસ્યો ગુરૂગમથી સમજવા જરૂરી છે.

જેઓએ ૭૫ વર્ષની વૃદ્ધવયે કોઇપણ જાતના ટેકા વિના રોગગ્રસ્ત દશામાં પણ છેલ્લા ૧૫ દિવસ અર્ધપદ્માસને કાઉસગ્ગ મુદ્રાએ રહી પૂર્ણજ્ઞાનીના અનશન સમાધિ મરણની ઝાંખી કરાવી



આગમસમ્રાટ આગમજ્યોતિર્ધર બહુશ્રુત સૂરિપુરંદર
ગીતાર્થ સાર્વભૌમ ધ્યાનસ્થ સ્વાગત

**પૂ. આ. શ્રી આનંદસાગરસૂરિશ્વરજી મહારાજ**

# શ્રી આગમજ્યોત—પુ ૧ થી ૪નુ
# વિ ષ ય દ ર્શ ન

## પ્રથમ પુસ્તક

# દ્વિતીય પુસ્તક

| પાનું | વિષય |
|---|---|

**પંચમ વ્યાખ્યાન ૭૦ થી ૮૮**

## તૃતીય પુસ્તક

## ચતુર્થ પુસ્તક





ધ્યાનસ્થ સ્વર્ગત પૂજ્ય આચાર્ય આગમોદ્ધારકશ્રીના
જીવન ચરિત્ર અને તાત્ત્વિક વ્યાખ્યાનોના પ્રકાશન અંગે

# શ્રી આગમોદ્ધારક ભક્તિમંડળની

## વિશિષ્ટ યોજના

વિ. નમ્રભાવે જણાવવાનું કે,

જેઓએ આગમોનુ સંશોધન, મુદ્રણ, કરાવવા સાથે સામુદાયિક વાચનાઓના વિશાલ આયોજનો કરીને અધિકારી ભવ્યાત્માઓને આગમ-તત્ત્વની જાણકારીનો લાભ આપ્યો અને પાલીતાણા–સુરત આગમમંદિરોમાં આરસની શિલાઓ અને તામ્રપત્રો પર કોતરાવીને આગમોને ચિરંજીવ બનાવ્યા.

જેઓએ વિવિધ આગમો ઉપર ઝીણવટભરી તાત્ત્વિક છણાવટ સાથે ખૂબ જ માર્મિક વ્યાખ્યાનો આપી આરાધકોની તાત્ત્વિક દૃષ્ટિનુ ઘડતર કર્યું.

જેઓએ જીવનના છેલ્લા શ્વાસ સુધી શાસનની અખંડ સેવા કરી, અનેક સ્વપક્ષ–પરપક્ષના આક્રમણોને રોકવા ભગીરથ સફળ પુરુષાર્થો આદર્યા

જેઓએ હજારો તાત્ત્વિક શ્લોકો અને સેંકડો ગ્રંથોની રચના કરી અને છેવટે કોઈના માન્યામા ન આવે તેવી અદ્‌ભુત સમાધિ છેલ્લા પંદર દિવસ અર્ધ પદ્માસને કાયોત્સર્ગ મુદ્રામાં રહેવા દ્વારા જાળવી મરણને પણ ધન્ય બનાવ્યુ.

તે અપ્રતિમગુણગરિમશાલી **આગમોદ્ધારક ધ્યાનસ્થ સ્વર્ગત આચાર્યદેવશ્રી આનંદસાગરસૂરીશ્વર ભગવંત**ના સર્વાંગ સંપૂર્ણ કલાસમૃદ્ધ વિવિધ માહિતીપૂર્ણ જીવનચરિત્રના પ્રકાશન માટે આ યોજનાનું ઘડતર કર્યું છે.

વળી વિષમ કલિકાલમાં ભવ્ય જીવોને પરમ આલંબનરૂપ જિન-વાણીના સંકલનરૂપ આગમોના ગૂઢ, તલસ્પર્શી, માર્મિક અને સૂક્ષ્મ વિવે-ચનોથી ભરપૂર **પૂ. આગમોદ્ધારકશ્રીના** અપ્રકાશિત વ્યાખ્યાનોના બહોળા સંગ્રહને આગમતત્ત્વ જિજ્ઞાસુ પુણ્યાત્માઓના કરકમલમા પહોચતો કરવા માટે "**આગમ જ્યોત**" નામે ત્રૈમાસિક પ્રકાશનની યોજનાને વ્યવસ્થિત બનાવવા માટે પણ આ પ્રયાસ યોજના વિચારાઈ છે.

આ યોજના "શ્રી આગમોદ્ધારક ભક્તિ મંડલ" નામે વિચારાઈ છે

એક કુન્ન વિચારક વિવેકી પુણ્યાત્માઓ નીચેની ત્રણ શ્રેણિમાંથી ગમે તે શ્રેણિમાં નામ નખાવી પૂ આગમોદ્ધારકશ્રી પ્રતિ કૃતજ્ઞતા વ્યક્ત કરવાનો અને આગમભક્તિનો અણુમોદન લાભ લેવો જોઈએ

૧ શ્રદ્ધાંજલિ —આ શ્રેણિમાં ત્રણ વર્ગ છે રૂપિયા ૫૦૦૧, ૨૫ ૧ ૧૦૦૧ આ શ્રેણિમાં નામ નખાવનાર વ્યક્તિનો ફોટો 'જીવન ચરિત્ર'ના પ્રથમાં આવશે અને "આગમ જ્યોત" ભેટ મળશે

૨ ભાવાંજલિ – આ શ્રેણિમાં ત્રણ વર્ગ છે રૂપિયા ૭૦૧, ૫૦૧ ૨૫૧ આ શ્રેણિમાં નામ લખાવનાર વ્યક્તિને "જીવન ચરિત્ર" ની ત્રણ ન ન ભેટ મળશે અને "આગમ જ્યોત" ભેટ મળશે.

૩ અર્ધ્યાંજલિ – આ શ્રેણિમાં ત્રણ વર્ગ છે રૂપિયા ૧૦૧, ૫૧, ૨૧ આ શ્રેણિમાં નામ લખાવનાર વ્યક્તિને "જીવન ચરિત્ર"ની એક નકલ ભેટ અથવા "આગમ જ્યોત" ભેટ મળશે

**ખાસ સૂચના —જીવનચરિત્ર માટે જ્ઞાનખાતાની રકમ લેના વિચાર નથી શુભખાતાની રકમ ઉપયોગમાં આવી શકશે "આગમ જ્યોત" માં જ્ઞાન ખાતાની રકમ અમુક પ્રમાણમાં સ્વીકારાય છે**

જીવન ચરિત્રનું અને તાત્ત્વિક વ્યાખ્યાનો પ્રકાશિત કરવાનું કાર્ય પૂ ગચ્છાધિપતિશ્રીની મંગળ પ્રેરણાથી વિ સ ૨૦૨૮ ના ચાતુર્માસમાં નુત ભક્તિથી પ્રેરાઈને અમે ઉપાડ્યું છે

જીવનચરિત્રના સંપાદનનું મંગળ કાર્ય પૂ ગચ્છાધિપતિશ્રીની આજ્ઞાથી પૂ ગણિવર્ય કંચનસાગરજી મ પૂ વિદ્વદ્વર્ય મુનિ શ્રી સૂર્યોદય-સાગરજી મ પૂ મુનિ શ્રી અભયસાગરજી મ એ સ્વીકાર્યું છે

તેઓશ્રીએ ભેગી કરેલી કાચી અનેક વિવિધ બરોળી સામગ્રી પરથી પ્રખ્યાત સારા લેખક પાસે ૬૦૦ પાનાનું દળદાર જીવનચરિત્ર લખાઈને તયાર થઈ જવા આવ્યું છે ૧૨૫ થી ૧૫૦ પાના મોટા ફોટાઓ પણ તૈયાર થઈ ગયા છે

તાત્ત્વિક વ્યાખ્યાનોનું કાર્ય પણ ગચ્છાધિપતિશ્રીની આજ્ઞાથી પૂ વિદ્વદ્વર્ય મુનિ શ્રી સૂર્યોદયસાગરજી મ તથા પૂ મુનિ શ્રી અભય

સાગરજીએ પરિશ્રમપૂર્વક તૈયાર કરી "આગમ જ્યોત" નામે ત્રૈમાસિકના પ્રકાશન રૂપે શરૂ થઈ ગયુ છે.

પ્રથમ વર્ષના ચાર પુસ્તકો પ્રકટ થઈ ચુક્યા છે. પાંચ પુસ્તક જે ચારે પુસ્તકોનુ ભેગુ સેટ પ્રકટ થવાની તૈયારીમાં છે.

દરેક વિવેકી આગમતત્ત્વજિજ્ઞાસુ આરાધકો તથા પુણ્યશાલી સંસ્થાએ તુર્ત વહેલામાં વહેલી તકે ઉપરની યોજનાનો લાભ લેવા નમ્ર વિનંતિ છે.

| | |
|---|---|
| મીઠાભાઈ કલ્યાણચંદ જૈન પેઢી<br>પરબડી સામે, કાપડ, બજાર,<br>મુ. કપડવંજ, (જી ખેડા)<br>(વાયા નડિયાદ) | લી<br>રમણલાલ જેચંદભાઈ શાહ<br>કાર્યવાહક<br>શ્રી આગમોદ્ધારક જૈન ગ્રંથમાળા |

## વિશ્વવત્સલ શ્રીતીર્થંકર પ્રભુનો સર્વહિતકર
## ઉપદેશ

" अत्थि मे आया उववाइए णत्थि मे आया उववाइए "
—શ્રી આચારાંગ સૂત્ર

આ ઉપદેશ સંભળાવનારા સંતોની ઓળખાણુ જગતને ક્વચિત્ જ થાય છે

આ ઉપદેશ સાંભળવામાં કે સંભળાવવામાં, અલ્પજ્ઞો જાણી, માની કે ચિંતવી પણુ ન શકે તેવા અઢાર ક્રોડા-ક્રોડ સાગરોપમના લાંબા કાળનું અંતર પડે છે

આ ઉપદેશથી વિપરીત ઉપદેશોને દેનારા ઘરના ગૃહપતિઓ, ગામના ઠાકોરો, દેશના સ્વામી, છ ખંડનું સામ્રાજ્ય ચલાવનારા કે અસંખ્ય દેવોની અખંડ ઠકુરાઈવાળા ઇન્દ્રો હોય પણુ તે બધા પોતાના અને શ્રોતાના સર્વ આત્માને છેકજ છેતરનારા છે

આ ઉપદેશ જે સ્થળે સંભળાતો નથી કે તેને સંભળાવનારા સત્પુરુષો મળતા નથી તે સ્થળને સત્પુરુષો અનાર્યદેશ, અકર્મભૂમિ કે ભોગભૂમિ તરીકે જણાવે છે

આ ઉપદેશને સાંભળ્યા, જાણ્યા કે માન્યા સિવાયનું દાન તે નાદાનીયત છે શીલ તે શિથિલતાનું સાધન છે, તપનું આચરણુ તે અખંડ તાપથી તડફડવુ છે, શુભલેશ્યા જેવી પરમ શુભ લેશ્યાની ભાવના પણુ ભવકૂપમાં ભમાડનારી છે

આ ઉપદેશને યથાર્થપણે ઓળખનારોજ આંધળો છતાં વિવેકદૃષ્ટિએ દેખનારાઓને દીપાવનાર છે, કાને બહેરો હોય છતાં સકળ સમુદાયને શોભાવનાર છે.

આ ઉપદેશને ઝીલીને તેને ઝોલે ચઢનારો નરોત્તમ, માત્ર સમિતિ અને ગુપ્તિના નામો જ જાણે તો પણ તે વિચક્ષણ વર્ગને વર્ણનીય જ્ઞાની ગણાય છે.

આ ઉપદેશ યથાતથપણે અંતરમાં ન ઉતરે તો શ્રી મહાવિદેહક્ષેત્રના એક હજાર અને કંઈક ન્યૂન એકવીસ હાથી પ્રમાણ શાહીથી લખી શકાય એટલા જ્ઞાનવાળો છતાં પણ તે શ્રી સંઘની કોઈ પણ વ્યક્તિ તરીકે ગણાતો નથી, તેમજ તેને મોક્ષ માર્ગની મુસાફરી કરવાનો મનોરથ પણ થયો નથી એ ચોક્કસ છે.

આ ઉપદેશને ઝીલવા ઝંપલાવવું એ જ અનેક ભવો સુધી સકળ જીવોને શાસનરસિક બનાવવાની નીપજાવેલી ભાવનારૂપ વલ્લીનું અનુપમ અને સ્વપરને અવ્યાબાધઆનંદવાળું સ્થાન અર્પણ કરનાર ફૂળ છે

આ ઉપદેશ સમસ્ત સમ્યક્શ્રુત, સમસ્ત લોકોત્તર પ્રવચન, સમસ્ત અંગપ્રવિષ્ટ, સમસ્ત આચારાંગ, સમસ્ત નવ બ્રહ્માધ્યયન અને સમસ્ત શસ્ત્રપરિજ્ઞાનો ઊંડો અને અદ્વિતીય પાયો છે.

આ ઉપદેશની યથાર્થપણાની પ્રતીતિરૂપ ઊંડા પાયા ઉપર સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન, સમ્યક્ચારિત્ર, દેશવિરતિ, સર્વવિરતિની પ્રાપ્તિ, પોષણ કે અભિવૃદ્ધિની મોટી મહેલાતો રચી શકાય છે.

આ ઉપદેશનુ યથાર્થ શ્રવણ, જ્ઞાન, શ્રદ્ધાન અને અનુકૂળ અનુષ્ઠાન નાસ્તિકવાદનો નિરાસ કરે છે, અદ્વૈતવાદને નસાડી મૂકે છે, શૂન્યવાદનો સંહાર કરે છે, સાંખ્ય અને યોગના વાદને વિષમી દશા થાય તેવી રીતે વખોડી નાખે છે અને આત્માને ભવ્યત્વના ભવ્ય દેખાવમાં દાખલ કરી શુક્લપાક્ષિકપણાના પરોણા બનાવી, સમ્યક્ત્વનો સખા સર્જી, વિરતિવનિતાનું વિશ્રામસ્થાન વિસ્તારનાર બનાવી અવ્યયપદથી અવ્યાબાધ વરમાળા વરવાને લાયક બનાવે છે. (ક્રમશઃ)

## પરમ કૃપાળુ શાંતમૂર્તિ પૂ ગચ્છાધિપતિ આ શ્રી માણેકસાગરસૂરીશ્વરજીના

# મંગળ આશીર્વાદ

"જિન શાસનના આધારસ્તંભસમ આગમોનુ તાત્ત્વિક પર્યાલોચન શ્રમણજીવનની સાગ્મયતા વધારે છે

જ્ઞાનધ્યાન અને સ્વાધ્યાયની પ્રવૃત્તિ નિર્ગ્રંથોની માનસિક અને અ તરગ સ્થિતિને સયમાનુકૂલ રાખવા માટે ખૂબજ ઉપયોગી નિવડે છે

આ દૃષ્ટિએ ધ્યાનસ્થ સ્વ પૂ આગમોદ્ધારક શ્રી વર્તમાન સાધુ સઘના ધ્રુવતારકસમા હતા

તેઓશ્રીની અવિરત શ્રુતોપાસના અપ્રમત્તપણે આગમોના તાત્ત્વિક રહસ્યને હૃદયગમ કરવાની સાધના, અને આગમવાચના આગમોનુ મુદ્રણ, આગમોને શિલા અને તામ્રપત્રપર ઉત્કીર્ણ કરાવીને ચિરસ્થાયી બનાવવાની દીર્ઘગામી દૃષ્ટિ સાથે જનસાધારણના હૈયામા પણ આગમોના ગૂઢ અતિનિગૂઢ સૂક્ષ્મ તત્ત્વો પોતાની અમોઘ દેશના અને સુદર વ્યાખ્યાન શક્તિથી ઉતાર્યા છે એ ખરેખર આપણા માટે ખૂબ જ સૌભાગ્યની વાત છે

લિપિબદ્ધ થયેલા પણ અપ્રકાશિત રહેલા આ વ્યાખ્યાનોને સુવ્યવસ્થિત રૂપે સુવાચ્ય સ્વરૂપમા પ્રકાશિત કરવાની યોજના રૂપે 'આગમજ્યોત'નુ પ્રકાશન ચતુર્વિધ શ્રી સઘને સર્વ રીતે રત્ન ત્રયીની આરાધનામા સહયોગી બનો એ અ તરની શુભ કામના છે"



# પ્રકાશકીય નિવેદન

દેવ-ગુરુકૃપાએ પરમપૂજ્ય ગચ્છાધિપતિ પૂ. આ. શ્રી **માણેકસાગરસૂરીશ્વરજીના** ઉપદેશથી અને વિદ્વદ્વર્ય પૂ. **મુનિરત્ન શ્રી સૂર્યોદય સાગરજી** મહારાજશ્રીની પ્રેરણાથી વિ. સં. ૨૦૧૦માં અમારી આ **શ્રી આગમોદ્ધારક ગ્રંથમાળાની** સ્થાપના થએલી.

ત્યારથી આજ સુધીમાં પ. પૂ. શ્રી ગચ્છાધિપતિશ્રીના અથાગ પ્રયત્નથી પ. પૂ. આગમોદ્ધારકશ્રીની સઘળી કૃતિઓ છપાઈ ગઈ. આગમ સંબધી ત્રેપન વિષયોની તારવણી અને અપરિચિત શબ્દોના સંગ્રહનું કાર્ય છપાવવાની તૈયારી પર છે.

આજ સુધી વિવિધ પુસ્તકો અને **સિદ્ધચક્ર** માસિક દ્વારા પ. પૂ. આગમોદ્ધારકશ્રીના ગુજરાતી ઘણા વ્યાખ્યાનો છપાયા છે, છતાં ઘણા તાત્ત્વિક આગમ અને પ્રકરણ ગ્રંથોના માર્મિક વ્યાખ્યાનોનો વિશાળ સંગ્રહ હજી અપ્રકાશિત રહ્યો છે.

તે બધાને વ્યવસ્થિત રીતે પ્રકાશિત કરવાની પ્રેરણા પૂ. ગચ્છાધિપતિ પાસેથી મળવાથી અમારી સંસ્થાએ **આગમજ્યોત** પુસ્તકમાળાના પ્રકાશનનું આ કાર્ય હાથ ધર્યું છે.

આ વ્યાખ્યાનોના સંપાદનનું કાર્ય પૂ. ગચ્છાધિપતિશ્રીની આજ્ઞાથી, પૂ આગમોદ્ધારકશ્રીના શિષ્યરત્ન પૂ. વિદ્વદ્વર્ય **મુનિરાજશ્રી સૂર્યોદય સાગરજી મહારાજ** તથા **પૂ. તપસ્વી ઉપા. શ્રી. ધર્મસાગરજી મ**૦**ના શિષ્ય પૂ. મુનિરાજ શ્રી અભયસાગરજી મહારાજે** સ્વીકાર્યું છે.

વિવેકી વાચક વર્ગ યોગ્ય રીતે નય સાપેક્ષ અતિ નિગૂઢ સ્યાદ્વાદ શૈલીથી ભરપૂર આ વ્યાખ્યાનોને, ગુરૂગમથી સમજવાનો પ્રયત્ન કરી સમ્યક્જ્ઞાનસહિત શ્રી જિનશાસનની ક્રિયાઓના રાજમાર્ગે ચપવાની કુશળતા કેળવે એ જ શુભાભિલાષા.

# આગમ રહસ્ય

[ ધ્યાનસ્થ પૂ આગમોદ્ધારકશ્રીએ અનેક મુમુક્ષુ જિજ્ઞાસુ આગમતત્વ પિપાસુ અધિકારી જીવોના આગ્રહથી આગમ સબધી પ્રૌઢ પ્રતિભા શ્રુતાનુસારી પ્રજ્ઞાબળે મેળવેલ ગૂઢ અતિ નિગૂઢ રહસ્યોથી ભરપુર આ લેખમાળા શ્રી નદીસૂત્રના મહત્વને વર્ણવવારૂપે વર્ષો પહેલા લખેલી, તે સકલિત કરીને અહીં આપવામા આવેલ છે ]

**'નદી'ની મહત્તા —**

કોઈ પણ સૂત્ર, ઉદ્દેશ વિગેરે વિધિથી જ્યારે-જ્યારે અપાય છે, અથવા કોઈ પણ સૂત્રની અનુજ્ઞા-એટલે બીજાને આપવાની આજ્ઞા-કરાય છે, ત્યારે-ત્યારે નદીનો વિધિ કરવો જોઈએ, એવુ શાસ્ત્રકારનું ફરમાન છે

સૂત્રદાનના પ્રસગ સિવાય પણ સર્વસાવદ્ય-વિરતિરૂપ પ્રવજ્યા, શ્રાવકોને વ્રતાદિદાન કે સામાન્ય રૂપે જ્ઞાનપચમી આદિવ્રતોનું આરોપણ પણ નદીની વિધિપૂર્વક જ કરવાનુ શાસ્ત્રકારો જણાવે છે

એટલે 'નદી' શબ્દનો અર્થ તથા સ્વરૂપ, તેમજ નિક્ષેપાદ્વારા જણાતા તેના ભેદો જાણવાની ખાસ આવશ્યકતા છે

**નદીશબ્દાર્થ —**

**'નદી'** શબ્દ **"નદ્"** ધાતુ ઉપરથી બનેલો છે, જો કે તે ધાતુ **'સમૃદ્ધિ'** અર્થમા છે, તો પણ તેનો પ્રયોગ સામાન્ય રીતે **'ધનધાન્યાદિની સમૃદ્ધિ'**મા થતો નથી, પણ **'હર્ષરૂપી ધનની વૃદ્ધિ'**મા થાય છે અને તેથી જ આનદ, નદન, નદથુ, પરમાનદ, વિગેરે શબ્દો જેમ હર્ષની સમૃદ્ધિને જણાવવાવાળા બને છે, તેવી જ રીતે અહીં પણ 'નદી' શબ્દ 'હર્ષની સમૃદ્ધિ' ને જણાવનારો છે જેમ 'નાભિ શબ્દ સ્રીલિગ અને પુલ્લિગ, બનેમા વપરાય છે, તેવી રીતે આ 'નદી' શબ્દ પણ પુલ્લિગ અને સ્રીલિગ બનેમા વપરાય છે, પણ ફરક એટલો જ કે 'નાભિ' શબ્દ સ્રીલિગમા પણ હ્રસ્વ ઇકાર

વાળો રહે છે, પણ 'નંદી' શબ્દ પુલ્લિંગમાં હ્રસ્વ ઇકારવાળો રહે છે, સ્રીલિંગમાં તેને સ્રીલિંગનો ઈ પ્રત્યય લાગતાં દીર્ઘ થઈ જાય છે.

**'નંદી સૂત્ર' નામનું રહસ્યઃ—**

જો કે 'નંદી' શબ્દથી હર્ષ પ્રમોદ, આનંદ, વિગેરે સામાન્યથી સમજાય છે, પણ જૈનશાસનમાં હર્ષનું તાત્વિક કારણ સમ્યગ્જ્ઞાનાદિ જણાવેલ હોવાથી સમ્યગ્જ્ઞાનાદિના કારણભૂત આ સૂત્ર 'નંદી' સૂત્ર તરીકે જણાવાયુ છે. 'કારણમાં કાર્યનો ઉપચાર' પંડિતપર્ષદામાં સાહજિક હોવાની જ્ઞાનને નિરૂપણ કરનાર અધ્યયનને પણ 'નંદીસૂત્ર' તરીકેની સંજ્ઞા સંગત થઈ પડે છે.

**નંદી એ સૂત્ર કે અધ્યયન?**

જો કે **શ્રી પાક્ષિકસૂત્ર** વિગેરેમાં તેમજ આજ **શ્રી નંદી-સૂત્રમાં**, સૂત્રોના ભેદો જણાવતા, તેમ જ પિસ્તાલીશ આગમની સંખ્યા ગણાવતા જ્ઞાનીઓએ '**શ્રી દશવૈકાલિક**' આદિ સૂત્રોની માફક આ 'નંદીસૂત્ર'ને પણ સ્વતંત્ર સૂત્રપણે જણાવ્યું છે, તેમ જ આ 'નંદીસૂત્ર' ઉપર બીજા સૂત્રોની માફક સ્વતંત્ર રીતે ચૂર્ણિ અને વૃત્તિ વિગેરે છે.

તેથી આ 'નંદીસૂત્ર'ને પૃથક્ સૂત્રપણે ગણવું એ ઉચિત છે. તો પણ દરેક સૂત્ર કે અનુયોગ આદિના પ્રારંભ વખતે શરૂઆતમાં આ સૂત્રનો 'નંદી' અધ્યયન તરીકેનો ઉલ્લેખ 'શ્રી નમસ્કાર મહામંત્ર' આદિના સ્મરણની માફક આ સૂત્રની મહત્વપૂર્ણ નિયતતા સૂચવે છે.

આ સૂત્ર દરેક સૂત્ર કે આગમની વ્યાખ્યાના પ્રારંભે આ રીતે નિયતરૂપે જરૂરી હોવા રૂપે દરેક સૂત્ર કે આગમનો પ્રથમ અવયવ બનવાથી 'નંદીસૂત્ર'ને અધ્યયન તરીકે પણ પૂર્વાચાર્યોએ ઓળખાવેલ છે તે પણ સાપેક્ષ રીતિએ વિચારતાં સંગત જણાય છે.

**નંદીનો વિષયઃ—**

'શ્રી આચારાંગ' વિગેરે શાસ્રો જેમ 'સાધુઓના આચાર' વિગેરેનું પ્રતિપાદન કરે છે, તેવી રીતે આ 'નંદી' નામનું સૂત્ર કે અધ્યયન પાંચ જ્ઞાનનું નિરૂપણ કરે છે.

તે પાચ જ્ઞાનમા શરૂના ચાર જ્ઞાનો આંશિક જ્ઞાનો છે, અને પાચમુ કેવળજ્ઞાન સપૂર્ણ જ્ઞાન છે

એટલે કે છાદ્મસ્થિક કે વીતરાગદશાના જ્ઞાનોનુ નિરૂપણ આ સૂત્રમા વિસ્તારથી જણાવાયેલુ છે, અને દરેક સૂત્રની ઉદ્દેશ આદિની ક્રિયામા પાચ જ્ઞાનને નિરૂપણ કરનાર આ અધ્યયન સભળાવાય છે

જો કે સર્વાનુયોગાનુજ્ઞા (પન્યાસપદવી) આચાર્ય પદવી વિગેરેની ક્રિયામા સપૂર્ણ 'નદીસૂત્ર'નું કથન આવશ્યક ગણાયેલુ છે, તો પણ દરેક સૂત્રના ઉદ્દેશ આદિ વિધિવિધાનોમા પાચ જ્ઞાનને સક્ષેપપણે સૂચવનાર 'નદી' સૂત્ર તો જરૂર સભળાવાય છે

આ રીતે અનુયોગો—સૂત્રોની વ્યાખ્યાના પ્રારભ કરતી વખતે પણ પાચ જ્ઞાનનો વિસ્તારથી અધિકાર જણાવનાર આ 'નદીસૂત્ર'નો સપૂર્ણ અનુયોગ (વ્યાખ્યા) કરવાનો હોય છે, પણ **શ્રી આવશ્યક નિર્યુક્તિમા** પાચ જ્ઞાનનો અધિકાર સ્વતત્રરૂપે કહેલો હોઈ ટીકાકારો 'નદીસૂત્ર'ના અનુયોગને સર્વઅનુયોગોની આદિમા નિયમિતપણે જણાવવાનુ જરૂરી નથી માનતા તો પણ જ્ઞાનપચકના અભિધાનરૂપ '**નદી**'નુ કથન, કે તેની સામાન્ય વ્યાખ્યા તો દરેક સૂત્રના અનુયોગની શરૂઆતમા કરવાનુ નિયત છે

સામાન્ય દૃષ્ટિથી વિચારીશુ તો પણ માલમ પડશે કે અનુયોગ કરવામા આવતુ કોઈ પણ સૂત્ર, શ્રુતજ્ઞાનનો એક ભેદ જ હોય, અને તે શ્રુતજ્ઞાન પણ જ્ઞાનપચકનો એક અવયવ છે, તો મુખ્ય અવયવી તરીકે જ્ઞાનપચક જણાવ્યા સિવાય અનુયોગોનુ યથાર્થ અવતરણ થઈ શકે નહિ, માટે દરેક ઉદ્દેશાદિ અને અનુયોગાદિમા **શ્રી નદીસૂત્રનું** કથન નિયમિત હોય એ સહજ છે આ રીતે આ **નદીસૂત્ર** દરેકનો અવયવ રૂપ બની અધ્યયન તરીકે ઓળખાય તેમા આશ્ચર્ય નથી

ઉપરોક્ત હકીકતથી એ પણ સ્પષ્ટ થઈ ગયું કે શ્રી નદીનો વિષય પાચ પ્રકારનું જ્ઞાન છે

## નિક્ષેપાદ્વારા ભેદોની જરૂરીઆત

જૈન શાસ્ત્ર સિવાય અન્ય સર્વ શાસ્ત્રોમાં સંહિતા, પદ, પદાર્થ વિગેરે છ પ્રકારે વ્યાખ્યા કરવામા આવે છે, પણ કોઈ પણ ઈતર શાસ્ત્રમાં નિક્ષેપદ્વારા વ્યાખ્યા કરવામાં આવતી નથી.

જો કે વ્યાખ્યાનના સંહિતાદિક પ્રકારો જૈનસૂત્રકારોએ છોડી દીધેલા નથી, કિંતુ 'ઉપક્રમ' 'નિક્ષેપ' નામના બે અનુયોગદ્વારોની વ્યાખ્યા કર્યા પછી 'નય' નામના ચોથા અનુયોગદ્વારની વ્યાખ્યા કરવા પહેલાં, 'અનુગમ' નામના ત્રીજા અનુયોગદ્વારની વ્યાખ્યા કરતી વખતે સૂત્ર અને નિર્યુક્તિની વ્યાખ્યા પ્રસંગે સંહિતાદિક પ્રકારો જણાવાય છે.

શાસ્ત્રોમાં ઉપક્રમ, નિક્ષેપ, અનુગમ, અને નય એ માટે અનુયોગદ્વારોમાં નામાદિ નિક્ષેપારૂપ ભેદોનો નિર્દેશ કર્યો છે. એટલુ જ નહિ, પણ દરેક વ્યાખ્યા, નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવરૂપ ચાર નિક્ષેપાભેદો (નિક્ષેપા)થી કરવાનો નિયમ જણાવ્યો છે. એટલે કે જૈનતરોએ પોતાના શાસ્ત્રોની વ્યાખ્યાના પ્રસંગે જરૂરી નહિં માનેલ નામાદિનિક્ષેપનો ક્રમ જૈનશાસ્ત્રકારોએ જરૂરી ગણ્યો છે. આનું માત્ર કારણ એ છે કે સામાન્ય પદાર્થનું જ પ્રતિપાદન કરનાર પોતાના ગ્રંથોની વ્યાખ્યામાં અન્ય દર્શનીઓ નામાદિ ભેદોને ન જણાવે, તેમજ જૈન શાસ્ત્રકારો પણ સૂત્રાદિના અનુગમ વખતે વાચક શબ્દમય સૂત્રના અનુયોગ વખતે ભલે નામાદિક ભેદો ન જણાવે, પણ વાચ્યના અનુયોગના પ્રસંગે નામાદિ ભેદો જણાવવા જરૂરી છે, અન્યશાસ્ત્રકારો સ્યાદ્વાદને ન માનતા હોવાથી તેઓને શબ્દાત્મક, (નામ) આકારાત્મક, (સ્થાપના) પિંડાત્મક (દ્રવ્ય) કે વર્તમાન–દશાત્મક (ભાવ) સ્થિતિમાંથી કોઈપણ એક જ સ્થિતિ માનવાની હોવાથી તેઓને શબ્દાત્મક વિગેરે અનેક સ્થિતિનું વિવેચન કરવાની જરૂર પડતી નથી, પણ જૈનશાસન તો દરેક પદાર્થને શબ્દ, આકાર, પિંડ અને ચાલુ અવસ્થા એ ચાર સ્થિતિમય માનતું હોવાથી દરેક પદાર્થની વ્યાખ્યા કરતી વખતે જૈન–ગ્રંથોમાં તે ચારેય ભેદો વિશકલિત અને સંકલિતરૂપે જણાવેલા હોય છે.

આ શબ્દાદિક ચાર સ્થિતિ જ નામ, સ્થાપના, દ્રવ્ય ઘટાદિક પદાર્થોમા ઘટાદિક નામથી વ્યવહાર, તેના પૃથુબુધ્નોદરાદિ આકાર, મૃત્તિકાદિરૂપ પિંડત્વ અને જલધારણાદિક અવસ્થાને દેખનારો કોઈ પણ સુજ્ઞ મનુષ્ય, કોઈ પણ પદાર્થને નામાદિ—ચતુષ્ટયાદિરૂપે માન્યા સિવાય રહી શકે નહિ, અને તેથી વસ્તુ સ્વરૂપના ભેદો જણાવવા પહેલા દરેક ચીજના નામાદિક ભેદો જણાવવાની જરૂર જ્ઞાનીઓએ માની છે, અને તેથી 'નદીસૂત્ર'ના અધિકારમા પણ નામાદિ ચાર ભેદો જાણવાની જરૂર રહેશે, માટે અહીં 'નદી'ના નામાદિક ભેદોનો વિચાર કરાય છે

દરેક પદાર્થના ઓછામા ઓછા ચાર નિક્ષેપા કરવાના હોવાથી નદીના પણ નામનદી, સ્થાપનાનદી, દ્રવ્યનદી અને ભાવનદી એવા ચાર ભેદો જાણવા આ સૂત્રનુ 'નદી' એવુ નામ સૂત્રકારોએ કહેલુ અને રૂઢ હોવાથી આ સૂત્ર 'નામનદી'રૂપ છે

## નામ નિક્ષેપ સ્વરૂપ

આ સૂત્ર સકલિતની અપેક્ષાએ જેમ તૃતીયા તત્પુરુષના આધારે નામનદીરૂપ છે તેવી જ રીતે વિશકલિતની અપેક્ષાએ કોઈપણ જીવ, કે અજીવનુ અગર જીવો કે અજીવોનુ 'નદી' એવુ નામ કોઈપણ ગુણને અનુસારે કે સ્વેચ્છાએ સ્થાપે તો તે જીવાદિ પદાર્થ પણ 'નામનદી' કહી શકાય કારણ કે તે જીવાદિ પણ 'નદી' નામસ્થાપનની અપેક્ષાએ 'નદી' નામથી ઓળખાય છે, એટલે તે તે જીવાદિ પદાર્થોને પણ સાપેક્ષ રીતિએ 'નામનદી' કહી શકાય

તથા 'નદી' એવી અક્ષરોની શ્રેણીને પણ નદી નામે બોલાતી હોવાથી 'નામનદી' કહી શકાય છે પણ ચાલુ અધિકારમા સકલિતની અપેક્ષાએ જ્ઞાનપચકના સ્વરૂપને નિરૂપણ કરનાર આ સૂત્રને 'નામનદી' તરીકે વિવક્ષ્યુ છે

કેટલાક અન્યદર્શનકારો શબ્દની સર્વત્ર વ્યાપકતા ગણીને તેમજ શબ્દથી જગતની ઉત્પત્તિ ગણીને સમગ્ર પદાર્થને કેવળ

નામરૂપ જ માને છે, તેવી રીતે જૈન શાસ્ત્રકારો પણ સર્વ પદાર્થને શબ્દરૂપે પ્રરૂપે છે, છતાં સર્વ પદાર્થો અમુક નિયત આકારવાળા હોવાથી વિશ્વને આકારમય એટલે કે સ્થાપનાત્મક પણ પ્રરૂપે છે એટલે સ્થાપના નંદીનું સ્વરૂપ પણ સમજવું જરૂરી છે.

## 'સ્થાપના' નિક્ષેપનું મહત્ત્વ.

'સ્થાપના' શબ્દ 'નામ'ની માફક વાચ્યના નિર્દેશમાં વપરાતો નથી, પણ સંકલિત સ્થાપનામાં માત્ર તે વસ્તુના આકારને મુખ્ય ગણીને વપરાય છે, તેમજ વિશકલિત સ્થાપનામાં વાચ્ય વસ્તુનું દ્રવ્યત્વ કે તેનો ભાવ ન હોય અને જુદી રીતનો દ્રવ્ય અને ભાવ હોય, તો પણ આકારને આધારે તે વસ્તુને સ્થાપના તરીકે ઓળખવામાં આવે છે.

જેમકે ગાય, ઘોડા, હાથી વિગેરેના ચિત્રોમાં કે શહેનશાહ વિગેરેની સિક્કા છાપોમા ઘડા કે શહેનશાહ વગેરેનું દ્રવ્યત્વ એટલે= મૃત્તિકાદિકપણું કે તજ્જીવપણુ નથી, તેમ જ જલધારણાદિ અવસ્થારૂપ કે જ્ઞાનોપયોગાદિ અવસ્થારૂપ ભાવ નથી, તો પણ તે ઘટપટાદિ અને શહેનશાહ આદિના આકારને દેખીને કે દેખાડીને ઘટપટાદિ કે શહેનશાહઆદિ તરીકે ઓળખાણ કરાવાય છે.

વાસ્તવિક રીતિએ જેમ મૂળ (ખરી) વસ્તુ તેના આકારથી ઓળખાય છે, તેવી રીતે સ્થાપનાવસ્તુ પણ આકારથી ઓળખાતી હોવાને લીધે, તેની ઓળખ, તેનું સ્મરણ વિગેરે જેવું ભાવથી થાય છે તેવું સ્થાપનાથી પણ થાય છે.

વિચાર કરતા, સ્પષ્ટ માલમ પડશે કે ખુદ **ઋષભદેવજી** ભગવાન્ વિગેરે શ્રી તીર્થંકરો કે શ્રી પુંડરિકસ્વામીજી વિગેરે ગણધરો અગર શ્રી જંબૂસ્વામી વિગેરે મુનિવરોને તે તે કાળના લોકો જે ઓળખતા હતા, તે પણ તેમના આકારદ્વારાએ તેમને ઓળખતા હતા. ઇંદ્રિયદ્વારા જાણનારા છદ્મસ્થ પુરુષો કે અવધિ આદિ અતિશય જ્ઞાનવાળા પુરુષો પણ સાક્ષાત્ તેઓના આત્માને કે સાક્ષાત્

તેઓના ગુણોને દેખીને તેઓને ઓળખતા ન હતા, તેમ જ ઔદારિક આદિ શરીરરૂપી પિંડ દ્વારાએ પણ તેઓને ઓળખતા ન હતા, અર્થાત્ ઓળખનાર, સ્મરણ કરનાર કે ભક્તિ કરનારને તો અસલી=ભાવપદાર્થમા રહેલા આકારમા અને (ભિન્ન) નકલી=સ્થાપના પદાર્થમા રહેલા આકારમા કોઈ પણ જાતનો ફરક અનુભવાતો નથી

## સ્થાપનાની સાબીતી

જો કે કેટલાક સ્થાપનાને નહિ માનનારાઓ એમ જણાવે છે કે "પત્થરની ગાય દૂધ ન દેતી હોવાથી તેમજ પત્થરના વાઘ વિગેરે ફાડી ખાવું વિગેરે કાર્યો ન કરતા હોવાથી સ્થાપનાનો સ્વીકાર યોગ્ય નથી" એમ જણાવે છે, પણ તેઓએ વિચારવુ જોઈએ કે 'પત્થરની ગાય' એવુ વાક્યજ તેઓ કેમ બોલી શકે છે? કારણ કે જો 'પત્થરની ગાય'મા પત્થરપણું અને ગાયપણું બને ચીજ માનવામા આવે તો જ 'પત્થરની ગાય' એવુ બોલી શકાય, માટે સ્થાપના નહિ માનવી, અને 'પત્થરની ગાય' એમ બોલવુ તે માન્યતાવિરૂદ્ધ અને જુઠું હોવા સાથે "મારી જનેતા વાંઝણી" એવુ કહેનારની માફક પરસ્પર વિરૂદ્ધ થઈ પડે છે, સ્થાપનાને નહિ માનનારાઓ પણ પોતાના બચ્ચાઓને રમકડા આપે છે, સિક્કાઓ સઘરે છે, હુંડીઓ ખરીદે છે, દસ્તાવેજોની કિંમતો માને છે પોતાના પૂજ્ય પુરૂષોની છત્રીઓ તરફ સન્માનબુદ્ધિ ધરાવે છે એટલુ જ નહિ પણ તેમના ઉપદેશકો નારકી આદિના ચિતરામણો પણ રાખે છે, લોકોને દેખાડે છે યાવત્ પુસ્તકો કે જે સાંકેતિક અક્ષરોના આકારોજ છે તેને આશ્રીને ઉપદેશો કરે છે, એટલે કે તેઓ ડગલે ને પગલે સ્થાપના ઉપર આધાર રાખીને ચાલે છે, અને તેથી એટલુ તો સાફ સિદ્ધ થાય છે કે સ્મરણ, ઓળખવુ વિગેરેમા તો સ્થાપના મૂળ પદાર્થ જેવો જ ભાગ ભજવે છે

## સ્થાપનાનો પ્રતિપક્ષી તર્ક

સ્થાપનાનો અપલાપ કરનારાઓ કદાચ એમ કહે કે —

"ઓળખ વગેરેને માટે ભલે સ્થાપના ઉપયોગી હોય. પણ 'પત્થરની ગાય' તરીકે ઓળખાતી છતા પણ દૂધ દેવારૂપ કાર્યમાં નિષ્ફળ નીવડે છે, તેવી જ રીતે જિનેશ્વરો વિગેરેની સ્થાપના તેઓને ઓળખવા વિગેરેમાં ઉપયોગી થવા છતાં સમ્યગ્દર્શન આદિરૂપ ફળ દેવામા તો તે નિરૂપયોગી જ ગણાય અને તેથી સ્થાપનાને સ્થાપના રૂપે માનવા છતાં પણ પૂજ્યરૂપે તો માની શકાય જ નહિ."

## અદ્ભુત સમાધાન

આવું કહેનારાઓ વસ્તુતઃ જ્ઞાનીઓના વચનોનો મર્મ સમજવા નથી પામ્યા એમ લાગે છે. કેમકે ગાય વિગેરેથી દૂધ વિગેરેની પ્રાપ્તિની માફક જો ભગવાન્ વિગેરેથી સમ્યગ્દર્શન આદિની પ્રાપ્તિ માનવામાં આવે તો દોહેલી ગાય જેમ દૂધ વિનાની થઈ, ફરી દૂધ પેદા ન કરે ત્યાં સુધી નિસાર મનાય છે. અને તેને દોહીએ તોપણ તે વખતે લેશમાત્ર પણ દૂધ મળતું નથી, તેવી રીતે કોઈ પણ તીર્થંકર કે કેવળી આદિની આરાધના કરવાથી કોઈ પણ એક જીવને સમ્યગ્દર્શન આદિ પ્રાપ્ત થાય, તે વખતે તે કેવળી વિગેરે સમ્યગ્દર્શન વિગેરે રહિત થઈ ગયા એમ માનવું જોઈએ, અને ફરી તેઓ સમ્યગ્દર્શન વિગેરે ફરી પેદા કરે ત્યારે જ આરાધવાલાયક બને એમ માનવું જોઈએ, પણ આવું માનવું કોઈ પણ મનુષ્ય સ્વીકારી શકે નહિ, તેમજ ન્યાયની રીતિએ એક દ્રવ્યનો ગુણ બીજા દ્રવ્યમા જઈ શકતો જ નથી. તેમજ જૈનદર્શન પ્રમાણે સમ્યગ્દર્શન આદિ ગુણો પણ એક આત્મામાંથી બીજા આત્મામાં જઈ શકતા નથી, તો એવા સંક્રમણ નહિ થઈ શકનારા **ગુણના અધિકારમાં સંક્રમણ થઈ શકનારા દૂધ આદિ દ્રવ્યોનું દૃષ્ટાંત ન્યાયની દૃષ્ટિએ ખૂબ અસંગત ગણાય.**

## સ્થાપનાનું વ્યવહારિક મહત્ત્વ

મકાન વિગેરે બનાવવામાં જેમ તેના પ્લાનો કાગળ વિગેરેમાં કરી, મકાન વિગેરે બનાવનારાઓ તે પ્લાન ઉપર બરોબર આધાર

રાખે છે, તેવી રીતે મલિનતાનો નાશ કરી, નિર્મળતાને પ્રાપ્ત કરનારા મહાપુરુષોના આકારો, અને તેનાથી જણાતા તેના વર્તનો ઉપર આધાર રાખનારા મનુષ્યો પોતાના આત્માની મલિનતા મટાડી નિર્મળતાને પ્રાપ્ત કરવા તેવો રસ્તો લઈ શકે છે યાદ રાખવું કે મકાન પૂરું ન થાય ત્યા સુધી મકાન બાધનારો વારવાર પ્લાન=નકશા તરફ દષ્ટિ કરે છે, તેવી રીતે આત્માને નિર્મળ કરવાની ચાહનાવાળો પુરુષ, નિર્મળતાના આદર્શ પ્લાનરૂપ તીર્થંકર મહારાજા વિગેરેની મૂર્તિરૂપ પ્લાનોને પોતે નિર્મળ ન થાય ત્યા સુધી કોઈ દિવસ પણ દૂર કરી શકે નહિ આ ઉપરથી પવિત્ર પુરુષોની મૂર્તિની પ્રતિદિન દર્શનીયતા નિર્મલપણાની આકાક્ષાવાળાને કેટલી જરૂરી છે તે સ્પષ્ટ સમજાશે

કેટલાકો મૂર્તિની દર્શનીયતા માન્યા છતા પણ તેની પૂજનીયતા માનવામા આનાકાની કરે છે, તેઓએ વાસ્તવિક રીતે મૂર્તિના ગુણો તરફ ધ્યાન રાખેલુ નથી તેથી તેઓએ સ્થાપના નિક્ષેપની આદરણીયતાને સૂચવનારા આ લખાણ તરફ વિશેષે ધ્યાન આપવું જરૂરી છે

## સ્થાપનાની પૂજનીયતા

જિનેશ્વરો વિગેરેની સ્થાપના નકશાની માફક જો દર્શનીય જ માને, પણ પૂજ્ય ન માને તેઓએ વિચારવું જોઈએ કે ભાવની પૂજ્યતા માની છે કે નહિ? જો તીર્થંકર વિગેરેની ભાવ અવસ્થા વંદનીય, નમનીય, પૂજ્યનીય અને ધ્યેય હોય તો પછી તેઓની સ્થાપનાની વંદનીયતા વિગેરે કેમ ન હોય?

## જૈનેતરોની દષ્ટિએ સ્થાપના

જો કે પોતાના પરમેશ્વરને જેઓ રાગદ્વેષ રહિત માનતા નથી, તેઓને સ્થાપના અને ભાવમા ફરક પડે તેમ માની પણ લે, તત્ત્વથી તો પરમેશ્વરને રાગદ્વેષ રહિત નહિ માનનારા પણ પરમેશ્વરને સર્વજ્ઞ તો માને જ છે, અને તેથી પરમેશ્વરની સ્થાપના દ્વારા થતી પરમેશ્વરની આરાધનાને પરમેશ્વર પોતાની આરાધના થએલી છે એમ માની ખુશી થાય, અથવા તો મૂર્તિને નહિ માનવા દ્વારા પોતાની

આરાધના નહિ કરનાર, અગર મૂર્તિ દ્વારા પોતાની આરાધના કરનારા લોકોને રોકનારા સ્થાપના–લોપકોની ઉપર નાખુશ થાય તેમાં આશ્ચર્ય નથી. દેશાંતરે ગએલો રાજા જેમ પોતાના અધિકારવાળા પ્રતિનિધિને કે પોતાની પાદુકાને માનનાર ઉપર ખુશી રહે છે, અને તેનું અપમાન કરનાર કે તેને નહિ માનનાર ઉપર, અગર તેને માનતાં રોકનારા ઉપર નાખુશ રહે છે, તેવી રીતે રાગદ્વેષવાળા પણ સર્વજ્ઞ માનેલા પરમેશ્વરની પ્રતિમા દ્વારાએ થતી આરાધના અને વિરાધના દ્વારાએ પરમેશ્વરને ખુશી અને નાખુશી બનવાનુ થાય તે સ્વાભાવિક છે.

**અન્ય દર્શનીયોના મતે સ્થાપનાનું મહત્ત્વ**

રાગદ્વેષ સહિત એવા પરમેશ્વરના નામ માત્રને જપવાથી જો ઇષ્ટ સિદ્ધિ માનવામાં આવે છે તો પ્રતિમાની પૂજ્યતામા તો નામ-સ્મરણ અવશ્ય હોવા સાથે તેની આકૃતિ વગેરેની પૂજ્યતા થવાથી કેવી રીતે નુકશાન માનવું ? કે જેથી તેની પ્રતિમાની અપૂજ્યતા માની શકાય ? આ ઉપરથી સ્પષ્ટ સમજાશે કે “**રાગદ્વેષવાળા છતાં પણ સર્વજ્ઞ છે**” એવું પરમેશ્વરનું સ્વરૂપ માનનારાઓને પણ પ્રતિમાની પૂજ્યતા માનવી પડે.

જો કે રાગદ્વેષ સહિત છતાં સર્વજ્ઞપણે પરમેશ્વરને માનવા-વાળાઓ પરમેશ્વરને સર્વ જગત વ્યાપક માને છે, અને તેથી તેનુ પ્રતિબિંબ બનાવી શકાય નહિ એમ માને, પણ અતિશય મોટો પર્વત તેમજ હાથી વિગેરેનું પ્રતિબિંબ એક આંગળ જેટલા કાચમા પણ પડે છે, અને તેમાં ફક્ત પ્રમાણનો જ અન્યથાભાવ રહે છે, પણ કોઈ પણ અંગાદિકનો અન્યથાભાવ નહિ રહેતા સર્વથા તદ્રૂપતા રહે છે, તેવી રીતે જગત્વ્યાપક એવા પરમેશ્વરની પણ નાના આકારની સર્વ અવયવવાળી મૂર્તિ થવામાં, અને તેની આરાધ્યતામા કોઈ પણ જાતની હરકત વાસ્તવિક રીતે જણાશે નહિ વધુમા જેઓ પરમેશ્વરને સર્વવ્યાપક માને છે તેઓને તો પ્રતિમામાંથી પણ પરમેશ્વરની આંશિક સત્તા માની શકાય એ રીતે પરમેશ્વરના અંશસહિતપણા તરીકે પણ મૂર્તિને માનવાની જરૂર રહેશે.

વાસ્તવિક રીતે તો જેઓ પરમેશ્વરને ઉપદેશ-આપનારા કે લીલા કરનારા અગર જગતને પેદા કરનારા માને છે, તેઓને પરમાર્થ રૂપે પરમેશ્વર જગત્વ્યાપક હોવા છતા પણ પરમેશ્વરને અમુકભાગમા રહેવાવાળા શરીરને ધારણ કરવાવાળો માનવો જ પડશે અને જો તેમ માનવામા આવે તો તેની તે અવસ્થાની પૂજ્યતાની ખાતર, તે અવસ્થાની મૂર્તિ માનવી જ પડે પોતાના મુખ કે દૃષ્ટિ આગળ પરમેશ્વરનુ તેવુ પ્રતિબિંબ રાખ્યા વગર કોની સન્મુખ વદન, નમન આદિ કરે છે તે વિચારવાની ખાસ જરૂર છે

## મુસ્લિમોના મતે સ્થાપનાનુ મહત્ત્વ

ગોખલા વિગેરેની સ્થાપના કરીને પરમેશ્વરની સ્થાપના માનવામા આવે તેમા આડકતરી રીતે સ્થાપના તો મનાય છે, પણ કોઈ જાતનું પરમેશ્વરની આકૃતિ આદિનુ દશ્ય હોતુ નથી, એટલે ખરી રીતે "લસણ પણ ખાધુ અને તાવ પણ ગયો નહિ" એ ન્યાય જેવી સ્થિતિ થાય છે

આ રીતે રાગદ્વેષવાળા સર્વજ્ઞ પરમેશ્વરને માનનારા લોકોની અપેક્ષાએ મૂર્તિના વદનીયતા વિગેરેનો વિચાર કર્યો, હવે વીતરાગ સર્વજ્ઞ ભગવાનને પરમેશ્વર તરીકે માનવાવાળાની અપેક્ષાએ મૂર્તિની વદનીયતા વિગેરેનો વિચાર કરીએ

## વીતરાગ પ્રભુની મૂર્તિની પૂજ્યતા

જેઓ પોતાના પરમેશ્વરને મોક્ષ જવા પહેલા થોડો કે લાબો કાળ સર્વજ્ઞ વીતરાગપણે વર્તવાનું માની સશરીર અવસ્થા માન્ય કરે છે, તેઓને તે જ સર્વજ્ઞ વીતરાગની સશરીર અવસ્થાનો આકાર માન્ય કરવો એ ન્યાયસગત છે

## સ્થાપનાની પૂજ્યતા માટે અદ્ભુત તર્ક

વળી જેઓ પરમેશ્વરાને શાસ્ત્રકથન આદિ કરનારા માને છે, તેઓને પરમેશ્વરની સાકારતા માન્યા સિવાય છુટકો નથી પરમેશ્વર જો એકાતે નિરજન, નિરાકાર હોય તો તેઓને કર્મ ન હોવાથી,

શરીર ન હોય, અને શરીર ન હોવાથી મુખનો સદ્‌ભાવ ન હોય. અને મુખનો અભાવ હોવાથી તે પરમેશ્વરો ઉપદેશક બની શકે નહિ, અને તેથી શાસ્ત્રોનું કથન ખુદ પરમેશ્વરનુ કરેલું નહિ પણ તદ્દિતર કોઈ સામાન્ય વ્યક્તિનું આ કથન છે એમ માનવું પડે.

કદાચ કહેવામાં આવે કે પરમેશ્વરના પ્રતિનિધિ એવા કોઈ જ્ઞાનીએ, પરમેશ્વરનુ જ્ઞાન જાણીને શાસ્ત્રોનું નિર્માણ કરેલું છે એમ કહેવામા પણ તદ્દિતર જ્ઞાનીઓનું પ્રામાણિકપણું અને શાસ્ત્રકથન ગણાય, પણ ખુદ પરમેશ્વરનું તો તે કથન ગણાય જ નહિ, અને સર્વશક્તિમાન પરમેશ્વર માનેલો હોવાથી સાક્ષાત સર્વ જીવોને તત્ત્વોપદેશ નહિ કરતાં કોઈક સામાન્ય મનુષ્ય દ્વારા એ શાસ્ત્રોનો ઉપદેશ શા માટે કરે ?

તત્ત્વથી, પરમેશ્વરે કહેલાં શાસ્ત્રો છે એમ માનનારાઓએ પરમેશ્વરને સાકાર માન્યા સિવાય છુટકો જ નથી, અને પરમેશ્વરને સાકાર માનવાથી, પરમેશ્વરે સાક્ષાત્ કહેલા તત્ત્વોને પરમેશ્વરની વાણી તરીકે માન્ય રાખવા તે યોગ્ય ગણાય. કોઈ સામાન્ય વ્યક્તિ દ્વારા કહેવાતા તત્ત્વોની પરમેશ્વરની વાણીરૂપે માન્યતા પરમેશ્વરને શરીર ન હોવાથી અસંભવિત હોવાથી અંધશ્રદ્ધા સિવાય સ્વીકારી શકાય નહિ.

વળી જેઓ પરમાત્માને સર્વકર્મ રહિત હોવાથી વીતરાગ સર્વજ્ઞ માની તેઓની સિદ્ધપણાની અવસ્થાને લક્ષ્યમાં લઈ પરમાત્માને નિરંજન, નિરાકાર માને તેઓને પણ સિદ્ધપણાની અવસ્થા પ્રાપ્ત કરવાના પ્રયોગો અને પરિણામો સાકાર અવસ્થામાં થએલા માનવાના હોઈ નિરંજન, નિરાકારરૂપ થયેલા સિદ્ધ પરમાત્માની સ્થાપના પણ સાકારપણાના છેલ્લા ભાવને અનુસારે માનવી જ પડે. આ રીતે નિરંજન, નિરાકારરૂપ સિદ્ધપરમાત્માની સ્થાપના પણ તેમના સમગ્ર ગુણીપણાને લીધે ગુણો ઉપર બહુમાન ધરનારાઓને અવશ્ય વંદનીય, નમનીય અને પૂજ્ય ઠરે એમાં આશ્ચર્ય જ નથી.

## સ્થાપનાની પૂજ્યતા માટે સચોટ દલીલ

હવે જેઓ પરમેશ્વરને સાકાર માને છે, તેમજ તેવા પરમેશ્વરને વીતરાગ અને સર્વજ્ઞ માની તેઓને શાસ્ત્ર અને તત્ત્વોના નિરૂપક પણ માને છે, તેઓને સાકાર પરમેશ્વરની, તે તે ઉત્તમ દશા વદનીય, નમનીય અને પૂજનીય છે કે નહીં ? જો તેઓ તેવી ભાવદશાને વદનીય, નમનીય અને પૂજનીય ન ગણે તો તેઓએ ઉત્કૃષ્ટ ગુણોના સમુદાયવાળા પણ મહાપુરુષનો આદર આદિ સત્કૃત્યોથી પોતાની જાતને વચિત રાખી ગણાય એટલુ જ નહિ પણ ઉપદેશ દ્વારા થએલા તેઓના ઉપકારને પણ કૃતજ્ઞતારૂપે જાણનારા ન થયા એમ સ્પષ્ટ કહી શકાય, અને તેવી દશા કૃતઘ્નોને જ હોય છે એમ વિદ્વત સમાજે સ્પષ્ટ માનેલુ છે

જો ગુણબહુમાનવાળા કૃતજ્ઞપણાને અગે સર્વજ્ઞ, વીતરાગ અને તત્ત્વોપદેશક પ્રભુને વદનીય, નમનીય અને પૂજનીય માનવામા આવે તો પછી ભક્તોના કરેલા વદન, નમન અને પૂજનથી તેવા વીતરાગ પ્રભુને કોઈ પણ જાતનો ઉપકાર નહિ છતા આરાધક મનુષ્યને જેમ પોતાના સદ્વર્તનવાળા શુભ પરિણામથી કર્મ નિર્જરા વિગેરે ફળ મળે છે, અને તેમા ભગવાન વીતરાગ હોવાથી પ્રભુની પ્રસન્નતા કોઈ પણ પ્રકારે કારણ બનતી નથી, અને આ રીતે વીતરાગ સર્વજ્ઞ ભગવાનની ભાવ-અવસ્થામા તેમનું કરાતુ પૂજન, આરાધકના ગુણ બહુમાન અને કૃતજ્ઞપણાના આધારે ફળદાયક મનાય છે તે રીતે તેઓની આરાધના મૂર્તિ દ્વારા કરનારો મનુષ્ય ગુણના બહુમાન અને ઉપકારીપણાના પરિણામ અને સદ્વર્તનને આધારે કર્મનિર્જરા આદિ ફળ મેળવે, તેમા કોઈ પણ પ્રકારનો મતભેદ ન્યાયસગત થઈ શકે નહિ

## દેવગુરૂની ઉપાસનાની સફળતાનો મર્મ

યાદ રાખવાની જરૂર છે કે જૈનોએ દેવ કે ગુરુની આરાધનાથી કર્મનિર્જરા આદિ થતા ફળો, આરાધ્ય દેવગુરૂના આપેલા માનેલા નથી, પણ આરાધક મનુષ્યના તે દેવગુરૂના આલબને થએલા

શુભ પરિણામથી જ માનેલા છે. અને જ્યારે ભાવદશાએ વિદ્યમાન એવા દેવગુરુની આરાધનાની સફળતા પણ આરાધક મનુષ્યના પરિણામ આદિકને આભારી છે, તો પછી તે આરાધ્યતમ એવા દેવગુરુની મૂર્તિ દ્વારા થતી આરાધનાનુ ફળ. આરાધકના શુભ પરિણામને આભારી કેમ ન હોય ?

ટુકામાં જેઓને સાક્ષાત્ દેવ અને ગુરુ વંદનીય, નમનીય અને પૂજનીય હોય, તેઓને તે દેવગુરુની તથાવિધ મૂર્તિ પણ વંદનીય અને પૂજનીય માનવી જરૂરી છે.

### ચૈત્યોની અનાવશ્યકતા (પૂર્વપક્ષ)

કેટલાક લોકો સ્થાપનાને માને છે. સ્થાપનાની દર્શનીયતા માને છે તેમ જ તે સ્થાપનાની પૂજ્યતા નિરૂપાયે પ્રકારાન્તરે પણ સ્વીકારે છે. પણ સ્થાપનાને અંગે ચૈત્યાદિક સ્થાનોનું મહત્ત્વ સ્વીકારતા નથી.

તેઓ એમ જણાવે છે કે "સ્થાપના (મૂર્તિ)ની નિશ્રાએ લક્ષાવધિ સ્થાનો (મંદિરો) બનાવવામાં આવ્યાં છે અને બને છે. તેથી ઘણો જ અર્થવ્યય નિષ્ફળ રીતે થાય છે, માટે સ્થાપનાને યોગ્ય માની તેની દર્શનીયતા અને પૂજ્યતા માનનારે પોતાના રહેઠાણમાં જ તે સ્થાપના (મૂર્તિ) ગોઠવવી જોઈએ, અને એમ કરવાથી નિષ્ફળ અર્થવ્યય ઘણો બચી જાય અને આરાધક પુણ્યાત્મા ગુણના બહુમાનવાળો અને કૃતજ્ઞ બની પોતાના આત્માને ઉચ્ચતર સ્થિતિમાં લાવી શકે.

### ચૈત્યોનું મહત્ત્વ

આવું કહેનારાએ પ્રથમ તો વિચારવું જોઈએ કે "કોઈ પણ સંસ્થા અલગ સ્થાન વગર બદ્ધમૂલ થઈ શકતી નથી" મૂર્તિને નહિ માનનારાઓને પણ પોતપોતાની સંસ્થાને બદ્ધમૂલ કરવા માટે સ્થાનો નિયત કરવાં જ પડે છે.

જે લોકોમાં ત્યાગી ગણાતો વર્ગ સ્થાનયુક્ત (મઠધારી) હોય-

છે, તેઓમા પણ ગુરુ કરતા દેવની વિશેષ આરાધના કરવાની હોવાથી દેવને માટે સ્વતત્ર સ્થાનો કરવાની ફરજ પડે છે તો પછી જે જૈન મતમા ત્યાગીઓનું એકત્ર રહેવુ થતું નથી, ત્યાગીઓનો સયોગ નિયમિત નથી, તેમ જ ત્યાગીઓને નિયત સ્થાન ન હોવાથી શ્રી જિનેશ્વર મહારાજની સ્થાપનાની આરાધનાને અગે દરેક ગામ કે ગ્રામ ને નગરમા જૈન વસ્તીના પ્રમાણમા એક કે અનેક ચૈત્યો થાય તેમા આશ્ચર્ય શુ ?

## ચૈત્યોથી સાધુસમાગમની સુલભતા

યાદ રાખવાની જરૂર છે કે જે ગ્રામ કે નગરમા ગૃહચૈત્ય નહિં પણ ગ્રામચૈત્ય હોય તો વિહાર કરતા ગ્રામાનુગ્રામ ફરતા સાધુઓને પણ ત્યા દર્શન કરવા આવવાની ફરજ થઈ પડે છે, અને તે ફરજમા ચૂકનાર સાધુને જૈનશાસ્ત્રકારો પ્રાયશ્ચિત્ત જણાવે છે

એટલે પરમેશ્વરની મૂર્તિની નિશ્રાએ બનેલા ગ્રામચૈત્યોને અગે સાધુસમાગમની સુલભતા થાય છે જે ગામમા મદિર ન હોય તેવા ગામમા જવાની ફરજ જો સાધુઓ ઉપર પાડવામા આવે તો તે અસ્વાને છે, એટલુ જ નહિ પણ તે ફરજ અશકય ગણાય, અર્થાત ધર્મ હેતુના મુખ્ય સાધનોમા હમેશા ભક્તિથી સાધુસેવા જે જણાવેલી છે, તે પણ પરમેશ્વરના મુખ્ય ચૈત્યદ્વારા સારી રીતે મળી શકે છે

યાદ રાખવુ કે ત્યાગી પુરુષોને ગૃહસ્થોની કોઈ જાતની અપેક્ષા નહિં હોવાથી તેમજ ગૃહસ્થોની ઋદ્ધિસમૃદ્ધિની દરકાર નહિં હોવાથી તેવા ચૈત્યને વાદવાના પ્રયોજન વગર સાધુઓનુ ગામમા આવવુ અસભવિત નહિ તો દુસભવિત તો થાય જ

વળી તેવા ચૈત્યોને અગે થએલા સાધુ દર્શનથી સસ્કારિત આત્મા ભક્તિકારી લાભ મેળવે, એટલુ જ નહિ પણ તે મુનિવર્યો પાસેથી જિન વાણીના શ્રવણનો લાભ મેળવી, સમ્યકત્વ, દેશવિરતિ કે યાવત્ સર્વવિરતિ પણ પ્રાપ્ત કરી શકે અને તેથી પોતાના આત્માનો સસારથી નિસ્તાર પણ કરી શકે

એવી જ રીતે સુજ્ઞ, વિવેકી, સાધર્મી બંધુઓના પણ દર્શન, ભક્તિ અને સમાગમ થવા સાથે તેઓના વાત્સલ્યનો અપૂર્વ લાભ પણ તેવા ચૈત્યદ્વારા જ મેળવી શકાય.

ધ્યાનમાં રાખવાનું છે કે ગુરુમહારાજ વીતરાગ નહિં હોવાથી નિષ્પક્ષપણે ચિર સ્થાયી રહી ધર્મ–ભાવનાની વૃદ્ધી કરી શકે નહિ, પણ સર્વજ્ઞ વીતરાગ પરમાત્માથી અધિષ્ઠિત સ્થાન રાગદ્વેષ શૂન્ય હોઈ પક્ષપાતના દોષથી રહિતપણે સર્વદા સરખી રીતે સર્વ શ્રદ્ધાળુઓની ભાવનાની વૃદ્ધિનુ અચૂક કારણ બની શકે છે.

## સાધુ સમાગમ કરતાં પણ ચૈત્યોનું સાપેક્ષિક મહત્ત્વ

આપણે અનુભવીએ છીએ કે–મુનિવર્યના પ્રથમ સંયોગે શ્રદ્ધાળુઓની જે સંખ્યા હોય તે સંખ્યા ચિરસંયોગે (અતિ પરિચયે અને લાંબા કાળે) ટકતી નથી, પણ પરમેશ્વરની પરમપવિત્ર મૂર્તિના સ્થાને એકત્ર થતી શ્રદ્ધાળુની સંખ્યા ઘણા ચિરકાળ સુધી એક સરખી બની રહે છે, એટલે સર્વદા સર્વ ગુણસંપૂર્ણ રહેનાર જિનબિંબ કે જિનચૈત્યની નિશ્રાએ ત્યાગી અને તદિતર–ગૃહસ્થ વર્ગ હમેશાં સારી સંખ્યામાં રહે; અને તેથી ધર્મનો ઉદય દિનપ્રતિદિન વૃદ્ધિગત થાય એ સ્વાભાવિક છે.

ખુદ તીર્થંકર મહારાજાઓની વખતે પણ દરેક ગામ ચૈત્યોની બહુલતાવાળા હતાં, અને દેવતાઓ દરેક નવા સ્થાને યોજન પ્રમાણ સમવસરણની રચના મણિ, સુવર્ણ અને રૂપા–ચાંદીથી કરતા હતા, અને તે રચનાથી સર્વથા અપરિચિત લોકોને પણ ધર્મનો લાભ પામી, ધર્મભાવનાને વધારતા હતા, આસન્નોપકારી ચરમ તીર્થંકર **ભગવાન મહાવીર** મહારાજા પણ પોતાના **મરીચિના** ભવમાં **ભગવાન ઋષભદેવજીની** ઋદ્ધિ–સમૃદ્ધિ દેખીને પ્રતિબોધ પામ્યા અને પોતાના પિતાની ચક્રવર્તિપણાની ઋદ્ધિને પણ તૃણ તુલ્ય ગણી સર્વવિરતિ અંગીકાર કરનારા થયા.

આવી રીતે ચૈત્ય સમૂહ અને ચૈત્યની જેમ બાળ જીવોને

ઉપયોગી સમવસરણ રચનાથી થતા ધાર્મિક ફાયદાઓને સમજનારો કયો વિવેકી મનુષ્ય તેની જરૂરીઆત ન સ્વીકારે ?

**પ્રભુપૂજામા સમર્પણબુદ્ધિ–ત્યાગનુ મહત્ત્વ**

આવી રીતે ધર્મ પ્રાપ્તિનો અપૂર્વ લાભ ચૈત્યસમૂહથી થતો જાણવા છતા જેઓ અર્થવ્યયને જ આગળ કરી તેની નિરર્થકતા જણાવે છે, તેઓએ એટલુ તો પ્રથમ યાદ રાખવુ ઉચિત છે કે –

ચૈત્યસમૂહ કે મૂર્તિસમૂહને માટે કોઈ પણ દિવસ કોઈ પણ વ્યક્તિને અર્થ ઉપાર્જન, કરવાનુ યોગ્ય ગણાયુ જ નથી પણ લોભ સંજ્ઞા અને પરિગ્રહ દોષે ઉપાર્જન કરેલા કે મેળવેલા દ્રવ્યનો સદુપયોગ કરવાનુ સ્થાન પરમેશ્વરની મૂર્તિ કે તેનુ ચૈત્ય જ છે આ રીતે પરિગ્રહની મમતાનો ત્યાગ, ઔદાર્યના ફળની પ્રાપ્તિ, પરમેશ્વરનું યથાર્થ આરાધના વિગેરે ચૈત્ય કે મૂર્તિ દ્વારા શકય બને છે

જેઓ ચૈત્ય કે મૂર્તિને માનનારા નથી, અને સર્વવિરતિને ધારણ કરી શકતા નથી, તેઓ પરિગ્રહની મૂર્છાને કેવી રીતે ઓછી કરશે? ઔદાર્યનુ સુંદર ફળ કેવી રીતે મેળવશે? અને પરમેશ્વરની આરાધના માટે પોતાના દ્રવ્યનો કેવી રીતે સદુપયોગ કરશે?

પરમેશ્વરના ઉપદેશથી કે તેમના શાસનથી ધર્મને પામેલો મનુષ્ય જો પ્રાપ્ત થએલા એવા અસ્થિર અને વિનાશી એવા પણ દ્રવ્યનો ઉપયોગ પરમેશ્વરના ચૈત્યની પૂજા–ભક્તિમા નહિ કરે તો તે બિચારો શક સર્વસ્વ સમર્પણ બુદ્ધિથી પરમેશ્વરનું આરાધન તો કરી શકે જ કયાથી?

જગતમા પ્રાણથી પ્યારા મનાતા છતા સ્વાર્થની સગાઈવાળા પુત્રને સર્વ ધન આપી દેતા કોઈને કાંઈ પણ આંચકો આવતો નથી, તો પછી જેઓએ અવિનાશી અવ્યાબાધ આત્મતત્ત્વ ઓળખાવી જડ જીવનથી જીવી રહેલા મનુષ્યોને જડ જીવનની જંજીરોથી છોડાવી અવ્યાબાધ અવ્યય પદના પુનિત પથે ચઢાવ્યા છે, તેવા મહાપુરુષના

મનોહર મંદિર અને મનોજ્ઞ પ્રતિમાઓની ભક્તિ નિમિત્તે ચંચળ સર્વસ્વનો ભોગ આપવાની પણ બુદ્ધિ થાય તે સ્વાભાવિક જ છે.

સુજ્ઞ પુરુષોની દૃષ્ટિએ એ બુદ્ધિ અકૃત્રિમ અને ઉચિત છતાં પણ ધર્મના અનભિજ્ઞ કે વિરોધી લોકોને પ્રભુ ભક્તિમાં થતા વ્યયની કૃત્રિમતા કે નિરર્થકતા ભાસે તેમાં તે બિચારા કર્મ પરાધીન અજ્ઞાની આત્માના દુષ્ટ અધ્યવસાયો કારણરૂપ જણાય છે, અને તેથી તે મોહમૂઢ પ્રાણીઓએ જલ્દી સાવચેત થવાની જરૂર છે.

## પ્રભુ ભક્તિમાં થતા ધનવ્યયનું અદ્ભુત ફળ

ચૈત્ય અગર મૂર્તિની ભક્તિ નિમિત્તે કરેલો ધનવ્યય આત્માને પરમેશ્વર પરાયણ કરનાર થાય છે એટલું જ નહિ પણ જગતની અપેક્ષાએ તે ધનવ્યય મૂર્તિ અને મંદિરરૂપે ઘણાં જ લાંબા કાળ સુધી વિદ્યમાન રહે છે. પુત્ર, પૌત્રાદિકને આપેલું સર્વસ્વ તે પુત્ર-પૌત્રાદિકને મૂર્ચ્છા અને પરિગ્રહસંજ્ઞામાં ડૂબાડવા સાથે એશઆરામની વૃદ્ધિ કરાવનારું, ધર્મહીનોની માલિકીવાળું, અને એકલાની જ મીલકત બને છે. ત્યારે ચૈત્ય અને મૂર્તિ દ્વારા કરેલો ધનવ્યય સુજ્ઞ ધર્મિષ્ઠોની સત્તાવાળો અને સામુદાયિક વારસા જેવો થાય છે

ચૈત્ય કે મૂર્તિ દ્વારાએ કરાતો ધનવ્યય નષ્ટ થતો નથી પણ તે રૂપાંતરે ઉભો જ રહે છે. જ્યારે ભોગોપભોગના સાધન માટે કે મોજશોખના અંગે કરેલો ધનવ્યય એક અંશે પણ પોતાના બદલાને મેલી જતો નથી, તો પછી ચિરસ્થાયી તો બને જ ક્યાંથી ? અને મહેલ આદિકરૂપે કરેલો ધનવ્યય પરમેશ્વરને આરાધવાના માર્ગમાં કોઈ પણ પ્રકારે ઉપયોગી થતો નથી, એટલું જ નહિ પણ અવ્યાબાધ-આત્માને અખૂટ ગુણોના લાભ, સ્થૈર્ય, વૃદ્ધિ કે તેની પરાકાષ્ઠાને ઉપયોગી નહિં થતાં કેવળ બાધક જ નીવડે છે.

## પ્રભુ ભક્તિમાં વપરાતી સામગ્રીની જ સફળતા

એટલે-"**ભોગમાં આવેલી ઋદ્ધિ તાત્કાલિક ફળ દઈ સર્વથા નાશ પામે છે, અને ઉપભોગમાં આવેલી ઋદ્ધિ**

આત્માને ઉન્માદ કરાવનારી થાય છે, એવુ સમજી જીદગીમા જહેમતકરી મેળવેલુ બધુ મરણના ઝપાટા વખતે મૂકી દેવાનુ છે, એવુ સમજીને પારમાર્થિક દૃષ્ટિએ પરમેશ્વરની મૂર્તિ અને ચૈત્યને માટે ધનવ્યય કરી ધર્મની આરાધના કરવી એ જ શ્રેયસ્કર છે

આ અગે અનતોપકારી જ્ઞાનીઓએ સ્પષ્ટ જણાવ્યુ છે કે –

આ જીવનમા જગતના પ્રાપ્ત થએલા સુદર પદાર્થોનો કોઈ પણ સદુપયોગ હોય તો તે પરમેશ્વરની ચૈત્ય અને મૂર્તિ દ્વારા થતી આરાધનામા જ છે ”

ધર્મિષ્ઠ મનુષ્યો તો એમ જ માનનારા હોય છે કે –“ જે સાધનોનો વ્યય પરમેશ્વરના ચૈત્ય, મૂર્તિ કે તેની આરાધના કરનારાઓની ભક્તિ, બહુમાન કે સેવા માટે ન થયો, તે સાધનો કેવળ આરભાદિ પાપના ફળ રૂપ હોઈ તે બધી ઋદ્ધિ તે પાપ ઋદ્ધિ છે ”

આ રીતે સન્માર્ગે થએલો ધનનો વ્યય કોઈ પણ અશે નિષ્ફળ નથી, પણ સર્વદા સફળ જ છે અને આવા ધન વ્યયથી તેવુ ઉત્તમ ફળ મેળવનારા પુણ્યાત્માઓ ભાગ્યશાળી હોવા સાથે જગતમા ચિરકાળ યશસ્વી રહે છે, એ વાત સ્પષ્ટ થઈ

## દ્રવ્ય પૂજાની સાવધતા (પૂર્વપક્ષ)

કેટલાકો “ દરેક વસ્તુના ચાર નિક્ષેપા (ભેદો) કરવા જ જોઈએ ” એવી શાસ્ત્રકારની આજ્ઞા હોવાથી સ્થાપનાને માને છે, અને ગુણવાન પુરુષોના બહુમાનની દૃષ્ટિએ તેમણે કરેલા અનત ઉપકારને લીધે, સ્થાપનાને દર્શનીય માનવા સાથે વદનીય-પૂજનીય પણ માનવા તૈયાર હોય છે, કેમ કે –કોરી ખાડ કે સાકરથી બીબા દ્વારા આકૃતિ નિપજતી નથી, પણ તે ખાડ કે સાકરનો રસ જો બીબામા રેડવામા આવે તો તે ખાડ કે સાકરનો બીબાના આકારે ઘાટ થાય છે, તેવી રીતે પરમેશ્વર કે ગુરુની સ્થાપના (મૂર્તિ)ના

દર્શન માત્રથી આત્મા ગુણશ્રેણિએ ચઢી તદ્રૂપ થાય નહિ, પણ દર્શન, વદન, પૂજન આદિ પ્રવૃત્તિના બળે આરાધક આત્મા અનુક્રમે તદ્રૂપ થઈ શકે, આમ છતાં તેઓને એક કારણે જરૂર પૂજા–ભક્તિમાં અચકાવવું પડે છે, અને તે કારણ બીજું કાંઈ જ નહિ; પણ જલ, વનસ્પતિ, અગ્નિ અને વાયુ આદિની વિરાધનારૂપ હિંસા જ છે.

**દ્રવ્યપૂજાની નિરવદ્યતા (ઉત્તરપક્ષ)**

આ સ્થળે કહેવું પડશે કે તેવી રીતે અચકાનારા હિંસાના વાસ્તવિક સ્વરૂપને જ સમજ્યા નથી, કેમ કે જો તેઓ હિંસાના વાસ્તાવક સ્વરૂપને સમજ્યા હોત તો પરમેશ્વરની અને ગુરુમૂર્તિની પૂજાને અંગે થતી પ્રવૃત્તિને હિંસારૂપ ગણત જ નહિ

**હિંસા એટલે ?**

શાસ્ત્રકારો હિંમાનુ લક્ષણ જણાવતાં સ્પષ્ટપણે લક્ષણ જણાવતાં સ્પષ્ટપણે જણાવે છે કે—"**વિષયકષાય આદિ પ્રમાદની પ્રવૃત્તિ કરતાં જે અન્યજીવોના પ્રાણનો નાશ થાય તેનું જ નામ હિંસા છે,**" અર્થાત પરમેશ્વર અને ગુરુની મૂર્તિની **પૂજાને અંગે થતા પ્રાણવ્યપરોપણને હિંસા કહી શકાય જ નહિ.**

**વિહિત પ્રવૃત્તિમાં થતી હિંસાનું સ્વરૂપ**

વિષયકષાયની પ્રવૃત્તિ સિવાય થતા પ્રાણવ્યપરોપણને જો હિંસા માનવા જઈએ તો પાંચ મહાવ્રતને ધારણ કરનારા સાધુ મહાત્માઓ વિહાર આદિક પ્રસંગે નદી ઉતરે. તેમાં જલના જીવોનો જે નાશ થાય તેથી તેમનું પ્રથમ મહાવ્રત–જે સર્વથા હિંસાથી વિરમવારૂપ છે તેનો નાશ માનવો પડશે. કદાચ કહેવામાં આવે કે "સાધુને નદી ઉતરવા માટે જિનેશ્વર ભગવાને આજ્ઞા કરેલી છે, માટે નદી ઉતરનારા સાધુને મહાવ્રતમાં કિંચિત્ માત્ર પણ બાધ નથી," એમ કહેનારે અવશ્ય વિચારવું જોઈએ કે ખુદ તીર્થંકર ભગવાનને હિંસા કરવાની, કરાવવાની કે અનુમોદવાની શું છૂટ હોય છે ? અર્થાત્ જો સાધુઓને નદી ઉતરવાથી અપકાય આદિની વિરાધનાથી હિંસા

લાગતી હોત અને પ્રથમ મહાવ્રતનો ભગ થતો હોત તો તીર્થંકર ભગવાન તે નદી ઉતરવાની આજ્ઞા આપત જ નહિ !

એટલે કે ભગવાન તીર્થંકરને હિંસાથી વિરમેલા સાધુઓને નદી ઉતરવાની આજ્ઞા પણ તેઓએ જ આપી છે, આ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે 'નદી ઉતરવી તે પ્રમત્તયોગથી થતા પ્રાણનાશ રૂપ હિંસા ન હોવાને લીધે સાવદ્ય હિંસારૂપ નથી અને તેથી જ ભગવાનના મહાવ્રતને કે નદી ઉતરનારા સાધુના મહાવ્રતને નદી ઉતરવાથી બાધ્ર નથી

## હિંસાનો સબધ પ્રમત્તયોગ સાથે હોવામા અકાટ્ય તર્કો

જો 'દુ ખોત્પાદ' અને 'પર્યાયનાશ માત્ર'ને હિંસા માનવામા આવે, પણ 'પ્રમાદયોગથી થતા પ્રાણનાશનુ જ નામ હિંસા છે' એમ માનવામા ન આવે તો પ્રાણના ભોગે અનેક દુ ખો વેઠીને પળાતા મહાવ્રતોનો ઉપદેશ સર્વદા હિંસામય થશે, તેમ જ તપસ્યા, લોચ, વિહાર અને અનશન આદિકનો ઉપદેશ પણ હિંસારૂપ જ થશે

વધુ વિચારતા નદી, સમુદ્ર વિગેરેમા સિદ્ધ થવાની વાત કોઈ પણ પ્રકારે માની શકાશે નહિ, કેમકે નદી સમુદ્ર વિગેરેમા સિદ્ધ થતા જીવોના શરીરોથી અપ્કાયના જીવોની વિરાધના સતત ચાલુ રહેલી હોય છે, અને તે વિરાધનાથી તે સિદ્ધ થનાર જીવો હિંસક ગણાય, અને તેથી તેઓને ત્યા સિદ્ધ થવાનો વખત આવે જ નહિ

આવી જ રીતે સાધુઓને કથચિત્ પડવાનું થતા વેલડીનુ આલબન લેવાનું આચારાગાદિમા કહેલું છે તેમ જ અનુપયોગથી આવેલા કાચા મીઠાને માપવાદિક પ્રસગે ખાવા-પીવાનું જે કહેલુ છે તે સર્વ કથન હિંસામય જ બને

ઉપરોક્ત સર્વનો વિચાર કરતા સ્પષ્ટ માલમ પડશે કે "પ્રાણના નાશ માત્રને શાસ્ત્રકારોએ હિંસા માની નથી, પણ વિષય-કષાય આદિના વ્યાપારથી થતા પ્રાણનાશને જ હિંસા

માનેલી છે." અને તેવી હિંસા પરમેશ્વર અને ગુરુની મૂર્તિની પૂજાને અંગે થતી નથી તેમ જ તે કરવાનું કોઈ જગ્યા ઉપર વિધાન પણ નથી.

## જિનપૂજા સાધુ કેમ ન કરે?-નો માર્મિક જવાબ

કદાચ એમ કહેવામાં આવે કે જ્યારે પરમેશ્વરની પૂજાને અંગે થતી વિરાધનાને હિંસારૂપ ગણાતી નથી તો પછી પંચમહાવ્રત-ધારક સાધુઓને તે પૂજા કરવાનું વિધાન કેમ નથી? કેમકે તેઓએ પ્રથમ મહાવ્રતમાં જે હિંસાનો ત્યાગ કર્યો છે તે હિંસા પરમેશ્વ-રની પૂજામાં નથી એ સ્પષ્ટ જ છે, અર્થાત્ નદી ઉતરવાની માફક પૂજાની પ્રવૃત્તિ સાધુઓએ શા માટે ન કરવી? આવું કહેવામાં આવે તેના ઉત્તરમાં જાણવાનું કે **માત્ર હિંસાના પ્રસંગને લીધે સાધુઓ પૂજા નથી કરતા એમ નહિ, પણ તેઓ દ્રવ્યપૂજાના અધિકારી નથી. માટે તેઓ તે પૂજા કરતા નથી.**

વિદ્વત સમાજમાં તેમ જ જૈન શાસ્ત્રમાં પણ એ વાત તો સિદ્ધ જ છે કે '**અધિકારી વિશેષે જ ક્રિયા વિશેષ હોય છે.**'

વળી ગૃહસ્થને લોભ અને પરિગ્રહ સંજ્ઞાથી મેળવેલા દ્રવ્યનો જેમ પૂજામાં સદ્દુપયોગ કરવાનો છે તેવી રીતે સંયમને અનુપયોગી ધર્મોપકરણ પણ વધુ રાખવાનો જેમના માટે નિષેધ છે તેવા સાધુ-ઓએ વ્યાવહારિક દ્રવ્યનો સર્વથા ત્યાગ કરેલ હોવાથી તેમની પાસે દ્રવ્ય તો હોય નહિં. તો પછી તેના અંશમાત્રનો સદ્દુપયોગ કરવાની વાત તેમને લાગુ કરી શકાય નહિ.

વળી પરમેશ્વરની પૂજા કરનારે શરીરની અશુચિ ટાળવા માટે સ્થાન કરવું જોઈએ, અને તે સ્નાનનો તો મહાવ્રતધારીઓને સર્વથા ત્યાગ હોય છે.

યાદ રાખવાની જરૂર છે કે શરીરના અશુચિપણાને લીધે તેમ જ સ્નાન નહિ કરવાનું હોવાને લીધે સાધુઓ ચૈત્યમાં રહેતા નથી.

આ બધી હકીકતને બરોબર વિચારનાર મનુષ્ય સાધુઓ કેમ પૂજા કરતા નથી? એમ કહી શકે જ નહિ.

## સ્વરૂપહિંસા સાવદ્ય કે નિરવદ્ય ? નો યથાર્થ ખુલાસો

ઉપર જણાવેલુ સમાધાન "સ્વરૂપહિંસાથી થતા અલ્પ કર્મબંધને" પણ નહિ ગણીને કરવામા આવેલુ છે, પણ જો "સ્વરૂપહિંસાથી ક્રિયાકાલ કે ફલકાલ બન્નેમાથી એકમા પણ અલ્પ પણ પાપબંધ માનવામા આવે" તો સાધુઓને પૂજાની અકર્તવ્યતા સ્વાભાવિક રીતે સિદ્ધ થાય

કેટલાકો "પુષ્પાદિકને તોડવા આદિ વખતે સ્વરૂપ હિંસા માની તેનો અલ્પ પાપબંધ માને છે, અને પૂજા કરતી વખતે થતા શુભ પરિણામથી તે પાપનો સર્વથા નાશ માની પૂર્વે ઉપાર્જન કરેલા બીજા પાપોનો પણ નાશ"–માને છે

જ્યારે કેટલાકો–"પુષ્પાદિ તોડવા આદિ પ્રસંગે પણ શુભભાવ હોવાથી તે હિંસાના પાપને પૂજારૂપ ફળકાળ સુધી નહિ ટકાવતા, ક્રિયાના કાળમા જ નષ્ટ થએલુ"–માને છે

પણ આ બન્ને પક્ષો "સ્વરૂપ હિંસાથી ક્રિયાકાળ ને ફળકાળ સુધી અલ્પ પાપ" માને છે તેથી સ્વરૂપહિંસાને પણ છોડવાની ધારણાવાળા મહાવ્રતધારીઓને દ્રવ્યપૂજા યોગ્ય ન હોય તે સ્વાભાવિક છે

## દ્રવ્યપૂજામા અલ્પ પણ પાપ છે જ નહી

જો કે કેટલાકો "પૂજા આદિકના આરંભને અંગે ભવાંતરે વેદવા લાયક અલ્પ પાપબંધ માનવા તૈયાર થઈ પૂજામા અલ્પ પાપ બહુ નિર્જરા" માનવા તૈયાર થાય છે, પણ આ તેઓનું માનવુ વસ્તુ સ્વરૂપની સમજણ વિનાનું છે

કેમ કે–જેમ સુપાત્રદાનમા સન્મુખગમન, ભાજન આદિકનુ પરાવર્તન, બાફ આદિકની થતી વિરાધના, વગેરે હોવા છતા તે બધુ આવશ્યક ગણી, સુપાત્રદાનમા એકાંત નિર્જરા જ શાસ્ત્રકારોએ જણાવી છે, અને એ જ સુપાત્રદાનને અંગે અનાવશ્યક અને અયોગ્ય હિંસા અને જૂઠના પ્રસંગને લઈને ભવાંતરે વેદાય એવુ અલ્પ પાપ અને બહુનિર્જરા જણાવી છે

એવી રીતે પરમેશ્વરની પૂજામાં પણ જયણાના વિશદ લક્ષ્ય-પૂર્વક કરાતી પ્રવૃત્તિઓથી થતી હિંસા ભવાતરે ભોગવવું પડે એવું અલ્પ પણ પાપ ન બંધાય પણ અનુપયોગ અને અજયણાવાળી પૂજા કરવામાં આવે તે પૂજા ભવાંતરે ભોગવવું પડે તેવું અલ્પ પાપ અને ઘણી નિર્જરાવાળી થાય એમ કહી શકાય.

જો આવું ન માનીએ તો જેમ અશુદ્ધ આહાર આદિક દેવાનો ઉપદેશ સાધુઓથી શ્રાવકોને મુખ્ય વિધિએ આપી શકાતો નથી, તેવી રીતે આ પૂજાનો ઉપદેશ પણ વિહિત પૂજામાં અલ્પપાપ અને બહુ નિર્જરા હોય તો આપી શકાય જ નહિ.

વળી વિહિત પૂજામાં અલ્પપાપ બહુનિર્જરા માનીએ તો દ્વિવિધ ત્રિવિધપણે કે ત્રિવિધ ત્રિવિધપણે સાવદ્યથી વિરમેલા સામાયિક પૌષધવાળો શ્રાવક કે સાધુ અલ્પપાપ–બહુનિર્જરાના ફળવાળી પૂજા નિમિત્તે કાઉસગ્ગ કરી શકે નહિં, અને તેઓને તે કાઉસગ્ગ કરવાનુ વિધાન તો સ્થાન સ્થાન પર સૂત્રકારોએ જણાવેલું છે.

તેથી સિદ્ધ થાય છે કે વિહિત પૂજામાં ભવાંતરે વેદાય તેવું અલ્પપાપ બધાય છે એમ માની શકાય જ નહિ

ગ્લાનની પ્રતિસેવા પછી લેવાતું પંચકલ્યાણકનું પ્રાયશ્ચિત્ત પણ અજયણા કે અનુપયોગજન્ય અશુદ્ધિને અંગે જ ગણી શકાય. શુદ્ધ આહાર આદિકથી કરેલી ગ્લાનની પરિચર્યામાં ગમનઆગમન આદિ કે નદી ઉતરવા આદિ કે અકાલ પર્યટણ આદિ કરવામાં આવે તો તેનું પંચકલ્યાણક વિગેરે પ્રાયશ્ચિત્ત હોઈ શકે નહિ, અને **ભગવાન–મહાવીર મહારાજાને** લોહીખંડો મટાડવા **રેવતીને** ઘેરથી પાક–લાવનાર સિંહ અણગારને કોઈ પણ જાતનું પ્રાયશ્ચિત્ત કરવું પડ્યું નથી.

આ બધી હકીકતથી સ્પષ્ટ થશે કે **શુદ્ધ પૂજામાં જયણા-પૂર્વક કરાતી પ્રવૃત્તિઓમાં હિસા છતાં પણ ભવાંતરે વેદાય તેવું અલ્પપાપ બંધાતું નથી, પણ એકાંત નિર્જરા થાય છે.**

## સ્થાપનાનો પ્રતિપક્ષી કુતર્ક

કેટલાક લોકો સ્થાપના નિક્ષેપાની વંદનીયતા નમનીયતા યુક્તિથી સાબીત થવાથી સ્થાપનાની સત્યતા વિષે તે બાબતમાં કંઈ પણ બોલવાની જગ્યા નથી રહેતી, ત્યારે ભદ્રિક લોકોને ભરમાવવા એવા કુતર્કો આગળ કરે છે, કે 'જો સ્થાપનાની સત્યતા હોવાથી તે વંદનીય નમનીય અને પૂજનીય હોય તો સાધુઓ શા માટે ભગવાનની મૂર્તિની સર્વ આરાધના કરતા નથી?'

## કુતર્કનું સચોટ નિરસન

આ કુતર્કનું પોકલ એટલા જ ઉપરથી જણાશે કે 'દરેક સાધુ કે સાધ્વી જિનેશ્વર ભગવાનની મૂર્તિને સ્થાપના નિક્ષેપા તરીકે સત્ય માની વંદન અને નમન તો કરે જ છે તો તે ઉપરથી પણ ભગવાનની મૂર્તિની વંદનીયતા, નમનીયતા ઉપરના મુદ્દાવાળાઓ કેમ સ્વીકારતા નથી?'

વાસ્તવિક રીતિએ સાધુ કે સાધ્વી ભગવાનની મૂર્તિનું પૂજન ન કરે તેટલા માત્રથી શ્રાવકોને તેનો ઉપદેશ દેવો અયોગ્ય માની સ્થાપનાના પ્રતિપક્ષીઓ પૂજાથી દૂર રહેતા હોય તો સાધુઓ અને સાધ્વીઓ ભગવાનની પ્રતિમાને વંદન નમન કરે છે અને તેનો ઉપદેશ શ્રાવક શ્રાવિકાઓને આપે છે તો તેનું મહત્ત્વ પ્રામાણિકપણે અંગીકાર કરવું જ જોઈએ, છતાં પણ સાધારણ એટલે ઉભય (સાધુ અને શ્રાવક) વર્ગે કરાતું અને ઉપદેશાતું પ્રતિમાનું વંદન નમન અભિનિવેશબળે તેઓ અંગીકાર કરતા નથી,

એટલે 'સ્વયં પૂજા નહિ કરનારા સાધુઓ દ્વારા પૂજનનો કરાતો ઉપદેશ અનર્થક હોઈ અમે તેને માનતા નથી' એમ કહેવું કોઈ પણ પ્રકારે યુક્તિ-સંગત નથી, કેમકે યુક્તિ દ્વારાએ સાધુઓથી કરાતા અને ઉપદેશાતા શ્રી જિનમૂર્તિના વંદન નમનનું વિધાન પોતે આચરીને પછી જ પૂજા સંબંધી 'નહિ કરાતા છતાં કેમ કહેવાય છે?' એ મુદ્દો ઉઠાવવો જોઈએ, પણ ખરી રીતિએ

તેઓને ભગવાનની મૂર્તિનું ઉત્થાપન જ કરવું છે, તેથી સાધુ–શ્રાવક દ્વારા કરાતું અને કહેવાતું પણ વંદન નમન અંગીકાર નહિ કરતાં એકલા પૂજનનો સવાલ ખડો કરેલો છે.

## દ્રવ્ય પૂજાનું રહસ્ય

ઉપરના કુતર્કને ખરી દૃષ્ટિએ જો વિચારીએ તો કોઈ પણ દરદ મટાડવા વૈદ્ય કે ડોકટર પોતે જે ઔષધ ખાતો હોય તે જ લેવું જોઈએ. અર્થાત્ જે ઔષધ સાજો એવો વૈદ્ય કે ડોકટર ન ખાતો હોય તે ઔષધ દરદીએ પણ લેવું જોઈએ નહિ આવી રીતિએ કરવું જો ન્યાયયુક્ત હોય તો એમ કહી શકાય કે 'સાધુઓ શ્રી જિનેશ્વર ભગવાનની મૂર્તિનું પૂજન કરે તો જ તેમના ઉપદેશથી શ્રાવકોએ તે પૂજન આદરવું જોઈએ,' પણ ઉપર જણાવેલા ઔષધના દૃષ્ટાંતે કોઈ પણ મનુષ્ય પોતાના દરદને મટાડવા માટે વૈદ્ય ડોકટરે આપેલા ઔષધને વૈદ્ય ડોકટરને ખવડાવવા માગતો નથી. તેવી રીતે શ્રદ્ધાસંપન્ન મનુષ્યો આરંભપરિગ્રહના દોષમાં રહેલી પોતાની તન્મયતાના દરદથી બચવા માટે સાધુ મહાત્માઓ દ્વારા અપાતી પૂજારૂપ ઔષધી આદરવામાં કોઈ પણ પ્રકારની હરકત ગણતા નથી.

## દ્રવ્ય–પૂજાનો આશય

યાદ રાખવું જોઇએ કે જિનેશ્વર મહારાજની મૂર્તિનું પૂજન આરંભપરિગ્રહઆસક્ત મનુષ્યોને આરંભપરિગ્રહના વિચાર અને વર્તનોથી દૂર રાખી સર્વથા આરંભ–પરિગ્રહથી મુકાવવા માટે જ છે, અને તેથી જ શાસ્ત્રકારો વાસ્તવિક દ્રવ્યપૂજા તેને જ ગણે છે કે '**જે પૂજા આરંભ–પરિગ્રહથી સર્વથા વિરમવા માટે હોય.**' એટલે કે જે પૂજા કરનારાઓનું ધ્યેય આરંભ–પરિગ્રહની આસક્તિના સર્વથા ત્યાગ તરફ ન હોય તે મનુષ્યોની કરેલી ભગવાનની દ્રવ્યપૂજા તે વાસ્તવિક દ્રવ્યપૂજા નથી; કારણ કે **દ્રવ્ય તે કહેવાય કે જે ભાવપણે પરિણમે,** પણ **જે ભાવપણે પરિણમે નહિં તે વાસ્તવિક રીતિએ દ્રવ્ય પણ કહી શકાય નહિં.**

'દ્રવ્ય' શબ્દનો મર્મ

જો કે દ્રવ્ય શબ્દનો અર્થ ન લેતા આર્દ્રકકુમારના નિક્ષેપમા જેમ આદાને દ્રવ્યાર્દ્રક ગણાવતા માત્ર લોકવ્યવહારથી દ્રવ્યનિક્ષેપો અપ્રધાનપણાને લીધે જણાવ્યો છે, તે રીતે દ્રવ્ય શબ્દનો અપ્રધાન અર્થ લઈને આરભ-પરિગ્રહના આસક્તિના ત્યાગના મુદ્દા સિવાય કરેલા પૂજનને લોકવ્યવહારથી દ્રવ્ય શબ્દનો અપ્રધાન અર્થ લઈને દ્રવ્ય પૂજા કહી શકાય તો પણ વાસ્તવિક રીતિએ તો તેવાની કરેલી પૂજાને દ્રવ્યપૂજા કહી શકાય જ નહિ

દ્રવ્યપૂજામા સર્વ વિરતિનુ લક્ષ્ય

આ સ્થળે એ શકા જરૂર થશે કે પૃથ્વીકાય આદિકના આરભમય પૂજનથી નિરારભમય સર્વ વિરતિનુ ધ્યેય કેવી રીતે સિદ્ધ થઈ શકે ? આવી શકા કરનારે સમજવું જોઈએ કે જેમ જેમ ગુણવાનની ભક્તિ વધારે થાય તેમ તેમ ગુણવાન પ્રત્યે આદરની દશા પણ ઉચ્ચ ઉચ્ચતર થતી જાય, અને જેમ જેમ ગુણવાન પ્રત્યે આદરની દશા ઉચ્ચ ઉચ્ચતર થતી જાય, તેમ તેમ ગુણવાનના વચનો તરફ શ્રદ્ધાની તીવ્રતા પ્રગટ થાય, અને જેમ જેમ ગુણવાનના વચનો તરફ પૂજકની શ્રદ્ધા તીવ્ર-તીવ્રતર થતી જાય તેમ તેમ પૂજક ગુણવાનના વચનો પ્રમાણે વર્તવાને કટિબદ્ધ થાય અને વચન પ્રમાણે વર્તવાને કટિબદ્ધ થએલો પુરુષ, વચનમા તન્મય થવાથી તન, મન, ધન, કુટુબ, સ્ત્રી, પુત્ર, માતા, પિતા વિગેરે સર્વના ભોગે પણ ગુણવાનના વચન પ્રમાણે વર્તવા તૈયાર થાય અને તેજ સર્વ વિરતિનુ સ્વરૂપ છે, એટલે ભગવાનની મૂર્તિના પૂજનથી સર્વ વિરતિ-રૂપ ધ્યેયને પહોચવાનુ બની શકે છે

પૂજાથી વિરતિ-પ્રાપ્તિનો મર્મ

જો કે જિનેશ્વર ભગવાનની પ્રતિમાના પૂજન કરનારા સર્વ મનુષ્યો તેજ ભવમા સર્વ વિરતિના ધ્યેયને સફળપણે પામી શકતા નથી, તો પણ જે કાળમા મોક્ષની પ્રાપ્તિ નથી તે કાળમા પણ મોક્ષના

સાધનરૂપ સમ્યગ્દર્શન જ્ઞાનચારિત્ર આદરનારા મહાનુભાવો પોતાના સમ્યગ્દર્શન આદિને નિષ્ફળ ગણતા નથી, કારણ કે તે મહાત્માઓ સારી પેઠે સમજે છે કે અનેક ભવ સુધી આવા સમ્યગ્દર્શન આદિનો અભ્યાસ કરવાથી જ–ઘણા ભવો પછી જ–મોક્ષ મળશે, પણ ઘણા ભવો પછી મળવાવાળો મોક્ષ આ ભવમાં આદરાતા સમ્યગ્દર્શન જ્ઞાન–ચારિત્રને જ આભારી છે, તેવી રીતે આ દ્રવ્યપૂજા પણ ઘણા ભવો સુધી કરવામાં આવે અને પછી સંસ્કારની પરંપરા વૃદ્ધિ પામતાં, સર્વ વિરતિનો લાભ ભવાંતરે થાય તો તેથી સમ્યગ્દૃષ્ટિ જીવ નાશીપાસ થાય જ નહિ.

યાદ રાખવું જોઈએ કે સર્વ વિરતિ પણ કાંઈ તેજ ભવે મોક્ષ આપી દેતી નથી. પરંતુ ઘણા ભવો સુધી વિરાધનાનો સર્વથા ત્યાગ, અને આરાધનાનું સંપાદન થતું રહે તો જ સર્વવિરતિ પણ ભવાંતરે મોક્ષ આપે છે. તેવી રીતે અવિધિના વર્તનોને દૂર રાખતો, તેમ જ વિધિના વર્તનોની પિપાસા ધરી તેને માટે અત્યંત ઉદ્યમ કરનારો, દ્રવ્યપૂજા કરનાર જીવ ભવાંતરે સહેલાઈથી સર્વ વિરતિને સાધી શકે છે.

## ગુણાનુરાગ દ્વારા પૂજાની સફળતા

અહીં એક વાત ખાસ યાદ રાખવાની જરૂર છે કે જિનેશ્વર ભગવાનની પ્રતિમાને પૂજનારો મનુષ્ય જિનેશ્વર ભગવાનના રાજ-વૈભવ કે સુખસમૃદ્ધિને આગળ કરીને પૂજન કરતો નથી, પણ ભગવાન જિનેશ્વરદેવે આરંભ–પરિગ્રહ, વિષય, અને કષાયનો સર્વથા ત્યાગ કરી જે અનગારિતા વિગેરે ગુણો પ્રાપ્ત કર્યા, અને અજ્ઞાન વિગેરે અઢારે દોષોનો ક્ષય કર્યો, એ ગુણને આશ્રીને જ શ્રદ્ધાસપન્ન મનુષ્યો ભગવાન જિનેશ્વરની મૂર્તિનું પૂજન કરે છે.

**એટલે જે સર્વવિરતિ વિગેરે ગુણો ધારીને ભગવાનની મૂર્તિનું પૂજન કરવામાં આવે છે તે ગુણો તરફ તે પૂજકનું નિઃસીમ બહુમાન હોય તે સ્વાભાવિક જ છે, અને શાસ્ત્રીય નિયમ પ્રમાણે જે ગુણો તરફ જે મનુષ્યનું નિઃસીમ બહુ-**

માન હોય તે મનુષ્ય તે ગુણોને પ્રાપ્ત કરવાના શુભ અધ્યવસાયવાળો જ હોય, અને તે શુભ અધ્યવસાય સમયે સમયે અનતી નિર્જરા કરાવનાર થાય તેમા બે મત હોઈ શકે જ નહિ અને તેવી નિર્જરાથી આત્મા નિર્મળતા પામીને પોતાના ક્ષાયોપશમિક કે ક્ષાયિક ગુણોને પ્રાપ્ત કરે તેમા આશ્ચર્ય જ નથી

## અધિકાર ભેદે ફળભેદ

આરભ-પરિગ્રહમા આસક્ત પ્રાણીઓને જ્યારે આરભ-પરિગ્રહથી વિરક્તતારૂપ સર્વવિરતિ માટે ભગવાન જિનેશ્વરની મૂર્તિની દ્રવ્યપૂજા જરૂરી છે તો પછી જેઓને તે સર્વવિરતિરૂપ કાર્યની પ્રાપ્તિ થએલી છે, તેવા સાધુ મહાત્માઓને દ્રવ્યપૂજાની જરૂર ન હોય તે સ્વાભાવિક જ છે જગતમા જે કુભારને ઘડો કરવો હોય તેને દડચક્રાદિરૂપ કારણો મેળવવા પડે છે, પણ જેને ઘડા રૂપી કાર્ય થઈ ગયુ હોય છે તેવા કુભારને દડચક્રાદિ કારણો મેળવવા પડતા નથી કુભારનો છોકરો ઘડો કરતા શીખતો હોય, તેને ઘડો કરી લીધો છે એવો કુભાર દડથી ચક્ર ફેરવતા શીખવે, તે વખત તે કુભારનો છોકરો, કોઈ દિવસ પણ એમ ન કહી શકે કે "તમે તૈયાર ઘટને ચક્ર ઉપર મુકો અને ચક્ર ફેરવો" તો પછી સર્વવિરતિની સિદ્ધિવાળાને સર્વવિરતિના કારણરૂપ દ્રવ્યપૂજાનો ઉપદેશ આપતા કયો અક્કલવાળો મનુષ્ય એમ કહે કે '**તમે દ્રવ્યપૂજા કરો**'!!!

## સાધુ-શ્રાવકને પૂજાથી લાભ-હાનિના ભિન્ન પ્રકારો

વળી કેટલાકો સ્થાપનાની સત્યતા, માન્યતા, પૂજનીયતા વિગેરે શાસ્ત્રાધારે જાણ્યા છતા લોકોને અવળે માર્ગે દોરવા એમ પણ કહેવા તૈયાર થાય છે કે "જે કાર્યમા સાધુને લાભ હોય, તે કાર્ય શ્રાવકને પણ લાભ હોય, અને જે કાર્યમા શ્રાવકને લાભ કાર્યમા સાધુને પણ [illegible] જ હોય"

એટલે કે "જિનેશ્વરભગવાનની મૂર્તિના પૂજનમાં શ્રાવકને લાભ થતો હોય, તો સાધુને પણ તે ભગવાનની મૂર્તિના પૂજનમાં લાભ જ હોવો જોઈએ, અને સાધુને જો ભગવાનની મૂર્તિના પૂજનમા ગેરલાભ હોય તો શ્રાવકને પણ ભગવાનની મૂર્તિના પૂજનમાં ગેરલાભ જ થાવો જોઈએ."

તત્ત્વ એટલું જ કે–"શ્રાવક અને સાધુ બંનેને એકસરખો જ લાભ કે ગેરલાભ હોવો જોઈએ. તો પછી ભગવાનજિનેશ્વરની મૂર્તિના પૂજનથી શ્રાવકને લાભ થાય તો સાધુને લાભ કેમ નહિ? અને સાધુને ગેરલાભ થાય તો શ્રાવકને ગેરલાભ કેમ નહિ ?"

આવી રીતે બોલનારાઓએ વિચારવું જોઈએ કે સાધુ અને શ્રાવકોની પ્રતિજ્ઞા એક સરખી છે? અને જ્યારે બંનેની પ્રતિજ્ઞા એક સરખી નથી, તો પછી બંનેને એક સરખો લાભ કે ગેરલાભ કેમ થાય ?

### વ્યાખ્યાનના દૃષ્ટાંતથી પૂજાથી લાભ–હાનિનું રહસ્ય

તેઓએ વિચારવું જોઈએ કે કોઈ સ્થાને મોટા ગીતાર્થ સાધુ વ્યાખ્યાન કરી રહ્યા છે, અને તે વ્યાખ્યાનના મકાનથી થોડે દૂર, બીજા મકાનમાં અન્ય અગીતાર્થક સામાન્ય–ગીતાર્થ સાધુઓ રહેલા હોય, તેઓ તે મોટા–ગીતાર્થ સાધુઓના વ્યાખ્યાનને સાંભળવા વરસતા વરસાદમા આવે કે કેમ? કદાચ કહેવામાં આવે કે અપકાય આદિની વિરાધનાના ભયથી તે સાધુઓ મોટા સાધુઓનું વ્યાખ્યાન સાંભળવા આવી શકે નહિ. અને કદાચ આવે તો તે આવનાર સાધુઓને મહાન દોષ લાગે, તો આવી વખતે તે વ્યાખ્યાનના સ્થાનથી ઘણે દૂર રહેલા શ્રાવકો કે વ્યાખ્યાન સાંભળવા વરસતા વરસાદમાં આવે કે નહિ ? જે શ્રાવકો તે વ્યાખ્યાન સાભળવા વરસતા વરસાદમાં આવે, તેઓને સાધુઓની માફક માર્ગના વિરાધક ગણવા કે આરાધક ગણવા ?

શાસ્ત્રાનુસારે કહેવું જ પડશે કે વરસતા વરસાદમાં પણ વ્યા-

ખ્યાન સાભળવા આવતા શ્રાવકો સાધુની માફક પ્રભુ માર્ગના વિરાધક નથી, પણ આરાધક છે એટલે કે શ કાકારના જ મુદ્દા પ્રમાણે શ્રાવક અને સાધુને આરાધક-વિરાધકપણું જુદા જુદા સ્વરૂપે છે તેવી જ રીતે શ્રાવક અફાસુ (સચિત્ત) અણેષણીય (દોષિત) વહેરાવે તો પણ બહુ નિર્જરા, દીક્ષાનો મહોત્સવ કરે તો પણ બહુ લાભ, સાધુના મૃતકને ઉઠાવીને લઈ જાય, તેની દહનક્રિયા કરે તો તે ગુરૂભક્તિ શ્રાવકને અ ગે ગણાય છે, તેમ સાધુએ કોઈ દિવસ એ કાર્ય કર્યા છે ? અને તેમા બહુ લાભ માન્યો છે ? આ બધી બાબતનો ઉત્તર નકારમા આવે તો **સ્પષ્ટપણે માનવુ જરૂરી છે કે સાધુ અને શ્રાવકને લાભના માર્ગ જુદા જુદા છે, અને જો તેમ હોય તો પછી આ દ્રવ્યપૂજાને અ ગે સાધુ અને શ્રાવકના માર્ગ જુદા જુદા માનવામા શા માટે સ કોચ થાય છે ?**

## સર્વજ્ઞ પ્રભુએ દ્રવ્યપૂજા કેમ ઉપદેશી ?

કદાચ એમ કહેવામા આવે કે જે જિનેશ્વરભગવાન પ્રાણીના અભયદાનને માટે એટલે કે સર્વ જીવોની હિંસા વર્જવા માટે સાધુઓને આખા સ સારનો ત્યાગ કરવાનો ઉપદેશ આપે, હિંસાની અનુમોદના પણ ન લાગે તેટલા માટે આધાકર્મી-ઔદ્દેશિક વિગેરે દૂષણોવાળો આહાર લેવાની સાધુઓને નિષેધ કરે, પૂર્વકર્મ, પશ્ચાત્ કર્મના દોષના પરિહાર માટે લોચાદિક જેવા તીવ્ર કષ્ટ વેઠવાના કહે, યાવત્ સાધુઓનો સમસ્ત આચાર કોઈ પણ પ્રકારે પ્રાણીને બાધા ન થાય તે માટે કષ્ટમય બતાવે, યાવત્ પ્રાણીની વિરાધનાના પ્રસ ગે અપકાય જેવા જીવોના પણ બચાવ માટે સાધુઓને પોતાનુ જીવન ત્યાગ કરવાનો ઉપદેશ આપે એવા જિનેશ્વરભગવાન પોતાની પૂજા અને માન્યતા માટે સ્થાપના (મૂર્તિ) દ્વારાએ આવી રીતે હિંસા કરાવી પૂજા કરાવે અને તેનું એકાત નિર્જરારૂપી મોટુ ફળ બતાવે તે સભવે જ કેમ ?

આવું કહેનારે પ્રથમ વિચારવુ જોઈએ કે ભગવાન જિનેશ્વર

જિનેશ્વરદેવના ઉપદેશનું તત્ત્વ તે પ્રાણીઓની બાધાને અનુલક્ષીને નથી પણ માત્ર સાધુમહાત્માઓના સંયમના પાલનને અનુલક્ષીને જ છે.

## નદી ઉતરવાના દૃષ્ટાંતે પણ દ્રવ્ય પૂજામાં હિંસા નથી

કદાચ કહેવામાં આવે કે નદી ઉતરવા આદિનું વિધાન અપવાદપદે છે, અને તેથી જ નદી ઉતર્યા વગર થતા વિહારને શાસ્ત્રોમાં મુખ્ય સ્થાન આપેલું છે. આ કહેનારે પણ સમજવું જોઈએ કે સાધુમહાત્માઓને માસકલ્પાદિક મર્યાદાએ વિહાર કરવો તે ઉત્સર્ગ જ છે. કોઈ પણ દિવસ એમ નહિ કહેવાય કે રહેવાનું ન મળે તો સાધુ મહાત્માએ વિહાર કરવો, અર્થાત્ વિહાર કરવો એ તો ઔત્સર્ગિક જ વિધાન છે, અને વિહારમાં જંતુબાધાનો સર્વથા અસંભવ જ છે એમ કોઈ પણ કહી શકે જ નહિ.

વળી અપવાદે પણ નદી ઉતરવાનુ વિધાન સ્વચ્છંદપણે કે અન્ય કોઈ તેવા મનુષ્યે કરેલું કે કલ્પેલું નથી, પણ ખુદ જિનેશ્વરદેવોએ નદી ઉતરવાનું વિધાન કરેલું છે. અને સાધુમહાત્માઓને માટે ઉપદેશેલું છે. તો પછી અપવાદપદે પણ શું જિનેશ્વરદેવો હિંસાનો ઉપદેશ દઈને હિસા કરાવવા દ્વારા અને સાધુમહાત્માઓ તે નદી ઉતરવા આદિ રૂપે હિંસા કરવા દ્વારાએ પોતાના મહાવ્રતોનો ભંગ કરે છે. એમ કહેવાની કોઈ પણ અક્કલવાળો મનુષ્ય હિંમત કરશે ખરો? નહીં જ!

આ સ્થળે જો એમ કહેવામાં આવે કે વિહાર અને નદી ઉતરવા આદિકથી પણ સંયમનું પાલન કરવું અને કરાવવું એ જ શ્રેષ્ઠ ગણેલું છે, તો પછી તેમ કરનાર અને કરાવવાર મહાવ્રતોથી દૂર થયા નથી એમ માનવામાં કયો મુદ્દો આગળ કરાય છે? અલ્પ-બહુ નુકશાન અને ફળની વિચારણા એ બન્ને જો આવા ઉપદેશો અને વિધાનો દ્વારા કરવામા આવે તો સમજવું ઘણું જ સહેલું પડશે કે હિંસાની સર્વથા પ્રતિજ્ઞા કરનારા, પોતાની પ્રતિજ્ઞામાં ન્યૂનતા કરતાં અલ્પ-બહુ નુકશાનને ફળની વિચારણા કરે તો

પછી શ્રાવક શ્રાવિકા કે જેઓ સ્થાવર જીવોની હિંસાની પ્રતિજ્ઞા વાળા નથી, તેઓ પોતાની ત્રસજીવોની હિંસાની પ્રતિનાને પાળતા છતા જે જિનેશ્વર ભગવાનના ભક્તિ, બહુમાન અને પૂજન આદિનો લાભ મેળવવા તૈયાર થાય તેમા આશ્ચર્ય જ શુ ?

**પૂજકની ઉચિત મર્યાદાનુ સહુન્ન**

યાદ રાખવુ જોઈએ કે કોઈ પણ શ્રાવક કે શ્રાવિકા પોતાના ગુણઠાણાને ઉચિત વ્રત નિયમોને બાધ લગાડીને પૂજા આદિ કરતો જ નથી, અને કોઈક ભદ્રિક-શ્રાવક પોતાના વ્રત નિયમને તેમ જ ગુણઠાણુને બાધ કરી અભક્ષ્ય પદાર્થો નૈવેદ્ય તરીકે ધરાને કે અપેયથી પ્રક્ષાલન આદિ કરે કે બલિદાન આદિથી ભગવાનની આરાધના માને તો તેમા કોઈ પણ દિવસ કોઈ પણ શાસ્ત્રકાર કે સાધુ મહાત્મા અગર સમજુ એવો શ્રાવક કે શ્રાવિકાવર્ગ મહાફળ માનતો કે કહેતો નથી, એટલુ જ નહિ પણ મોટા જૂઠા બોલીને કે મોટી ચોરી કરીને જે દ્રવ્ય મેળવવામા આવે તેવા દ્રવ્યથી કરાતા જિનેશ્વર ભગવાનના પૂજનમા પણ કોઈએ કદી પણ મહાફળ કહેલુ નથી

**દ્રવ્યપૂજામા થતો પાપનો ડર અજ્ઞાન મૂલક છે**

વાસ્તવિક રીતે **સર્વવિરતિના ધ્યેયથી કરાતુ જિનેશ્વર ભગવાનનુ પૂજન પોતાને પ્રાપ્ત થએલી દેશવિરતિ ભૂમિકાને પાડનારૂ તો હોવુ જોઈએ જ નહિ એ સર્વ માન્ય સિદ્ધાન્ત છે** અને તેથી જ દેશવિરતિના ગુણઠાણે રહેલો મનુષ્ય, પણ કદાચ સાવદ્યભીરૂ હોઈને સચિત પાણીને અડવામા, વાયરો વિંઝવામા, અગ્નિના સમારભમા, વનસ્પતિને ભક્ષણ આદિ કરવામા યાવત્ માટી મીઠાને અડવામા પણ દયાથી કપિત હૃદયવાળો થતો હોય તો તેવા ભાગ્યશાળીને પૂજનના વિધાનમા પણ પ્રવર્તવાનું હોતું નથી

**તેથી જ શ્રાવકની અગીઆર પ્રતિમાઓ પૈકીની આઠમી આરભવર્જન નામની પ્રતિમાને વહેનારા**

ભાગ્યશાળીને પૂજાના વિધાનનો નિયમ નથી. પણ જેઓ અર્થ ઉપાર્જન માટે કે પોતાના શરીરની શુશ્રૂષા માટે લેશ પણ દયાના વિચાર વિના વગર સંકોચે પ્રવર્તવાવાળા હોઈને તેમ જ કેટલાકો અભક્ષ્ય અને અનંતકાયના ભક્ષણ કરનાર અને કરાવનાર હોઈને માત્ર જિનેશ્વર ભગવાનની પૂજામાં વપરાતા ફૂલ અને જલને અંગે વિરાધનાનું મોટું રૂપ આપે છે તેઓ તો મહામિથ્યાત્વી અને કદાગ્રહી જ ગણવા.

## સંસારની પ્રવૃત્તિઓમાં નિશ્શંક રહેનારાઓની દયનીય દશા

યાદ રાખવું કે જગતભરમા જેટલા પૃથ્વીકાય, અપકાય, અગ્નિકાય. વાઉકાય પ્રત્યેક વનસ્પતિમા ફૂલ, ફળ. બીજ, બેઇંદ્રિય. તેઇંદ્રિય, ચૌરેંદ્રિય, પચેંદ્રિય, નારકી દેવતા અને મનુષ્યના સર્વ જીવોને એકઠા કરવામા આવે તેના કરતા એક સોયના અગ્ર ભાગમાં પણ રહેનારા લસણ, ડુંગળી વિગેરે અનંતકાયના જીવો અનંતગુણા છે આવી રીતે અનંતગુણ જીવમય અનંતકાયને ભક્ષણ કરનારા મનુષ્યો ભગવાન જિનેશ્વરદેવની પૂજામા થતી પૃથ્વી આદિની અનંતભાગની સ્વરૂપ હિંસાને જે ધિક્કારવા જાય તે તો ખરેખર વેશ્યાપણે રહેલી વારાંગના કોઈક સતીને પોતાના પતિ સાથે વાત કરતા ધિક્કારે તેના જેવું જ અત્યંત અવિવેકીમય અને શોચનીય જ ગણાય.

## અપવાદપદે સ્વરૂપહિંસા

આ સ્થળે એ પણ સમજવાની જરૂર છે કે ચૌદ રાજલોકના સર્વ જીવોને અભયદાન દેવારૂપ સર્વવિરતિની પ્રાપ્તિ માટે આ એકેંદ્રિયની સ્વરૂપહિંસા વાળું પૂજન હોવાથી અધિકનો લાભ નિયમિત છે. કેમકે એકેંદ્રિય કરતાં ચઢિયાતો બેઇંદ્રિયાદિકનો વર્ગ રક્ષ્ય હોવા સાથે તે એકેંદ્રિય વર્ગ પણ સર્વવિરતિની પ્રાપ્તિમાં રક્ષ્ય છે. આજ કારણથી ઉત્કૃષ્ટ વર્ગમાં રહેલાં પચેંદ્રિય એવા બકરા આદિના હોમથી પ્રાપ્ત કરાતી દુન્યવી સમૃદ્ધિના યાજ્ઞિકોના વિધાન કરતાં આ વિધાન સર્વથા જુદું પડે છે.

પ્રથમ તો પચેદ્રિય જીવો કરતા કોઈ પણ તેવો છ ઈદ્રિય વાળા જીવોનો વર્ગ નથી કે જેની રક્ષણીયતાને અગે પચેદ્રિય વર્ગમાથી કોઈ પણ જીવ વધ પામે તેના નુકશાનને અલ્પ ગણી શકાય, એ પણ યાદ રાખવાનુ છે કે જે કાર્યમા બેઈદ્રિય, તેઈદ્રિય, ચઉરિદ્રિય કે પચેદ્રિય જીવોનો વધ હોય તેવુ કાર્ય ધર્મને સમજનારો કોઈ પણ મનુષ્ય કોઈ પણ કાળે કરી શકે નહિ, તો પછી પોતાની પ્રતિજ્ઞા અને માણુસાઈને અનુચિત એવી ત્રસજીવની હિસાના કાર્યમા કોઈ પણ વિવેકી સકલ્પ સરખો પણ કરે નહિ, અર્થાત્ ભગવાન જિનેશ્વરદેવના પૂજનના કાર્યમા એકેદ્રિયની થતી સ્વરૂપહિસા અપવાદપદે આવી શકે, પણ બકરા વિગેરે પચેદ્રિયની હિસા અપવાદપદે આવી શકે જ નહિ

## પ્રભુ પૂજા અને યજ્ઞ હિસાની વિષમતા

વળી ભગવાન જિનેશ્વરદેવનુ પૂજન સર્વવિરતિના ધ્યેયથી એટલે અનાદિકાળથી આત્માના અવરાયેલા ચારિત્રગુણની પ્રગટતાને માટે છે, તેથી તે પૂજનમા થતી સ્વરૂપહિસા અપવાદપદમા આવી શકે, કારણ કે હિંસાથી ચારિત્રમોહનીય વિગેરે બધાય છે, જ્યારે પૂજા નથી ચારિત્રમોહનીય વિગેરે તૂટે છે, એટલે એક જ ધ્યેયથી તે ઉત્સર્ગ અપવાદરૂપ બની શકે છે, પણ સ્વર્ગાદિની બાહ્ય સમૃદ્ધિ કે જે કેવળ આત્માને અધોગતિ પમાડનારી છે, તેને માટે પચેદ્રિય આદિજીવોની હિંસા કરી આત્માને મલિન કરવામા આવે તે કોઈ પણ પ્રકારે અપવાદરૂપ થઈ શકે નહિ, કારણ કે પરિગ્રહ અને હિંસા બનેથી પાપનુ જ પોષણ થાય છે, એટલે પચેદ્રિય અને સ્વર્ગપ્રાપ્તિ એ બનેમા એક પણ અપવાદ કે ઉત્સર્ગ થઈ શકે નહિ

## નદીના દૃષ્ટાતે પ્રભુપૂજાની મહત્તા

વળી હિંસાનો સર્વથા ત્યાગ કરનારા મહાવ્રતધારીઓને જેમ નદી ઉતર્યા વગર વિહાર ન થાય તો નદી ઉતરવાનું વિધાન છે એમ કહેવાય છે તેવી રીતે અહીં પણ સર્વવિરતિ અગીકાર કરી છએ

**દ્રવ્યદયાની વિધેયતા (ઉત્તરપક્ષ)**

આવું કહેનારાઓએ ધ્યાન રાખવું જોઈએ કે જેઓ કાયાથી માત્ર પ્રાણના નાશને હિંસા તરીકે માનતા હોય તેઓને જ કથચિત્ આ પ્રકારે બોલવું શોભશે, પણ જેઓ પ્રાણીઓના પ્રાણનો કાયા-દ્વારાએ નાશ ન થયો હોય તો પણ વચન દ્વારાએ કહેવામાં મન દ્વારાએ વિચારવામાં જેઓ પ્રાણીઓના પ્રાણનો નાશ થયા વિના પણ હિંસા માનનારા છે તેઓને ઉપર પ્રમાણેનું બોલવું શોભશે નહિ, કારણ કે **હિંસા થયા વિના પણ તેના વચનો અને વિચારો હિંસાત્મક હોય તો તે વક્તા અને વિચારકને હિંસાના દોષમાં ભાગીદાર ગણવામાં આવે છે** એટલે મરનાર પ્રાણીના આયુઃ અને પર્યાપ્તિ આદિના નાશનો પ્રેરક પોતે ન બને અને મરનાર પ્રાણી પોતાના જ આયુઃ અને પર્યાપ્તિ આદિના અભાવથી મરી જાય અગર ન પણ મરી જાય તો પણ **તેવા હિંસાત્મક વચનો અને વિચારવાળો પ્રાણી જરૂર હિંસક છે.**

**છદ્મસ્થો માટે દ્રવ્યદયા જરૂરી**

આ વિચાર જેનું આયુષ્ય વિગેરે અનપવર્તનીય અને નિરૂપક્રમ એટલે ઘટાડી કે નાશ નથી કરી શકાતું તેવા પ્રાણીઓને અગે સમજી શકાય, પણ તેવા પ્રાણીઓના તેવા અનપવર્તનીય અને નિરૂપક્રમપણાનો નિશ્ચય તેવા વિશિષ્ટ જ્ઞાનીઓજ કે જેઓ પોતે સ્વતઃ અહિંસક જ છે તેઓ કરી શકે તેમ છે, સામાન્ય મનુષ્યો કે મહાત્માઓ કર્મવર્ગણાને કે તેના આયુઃ નામ આદિ ભેદોને સાક્ષાત્ જાણી શકતા નથી, તો પછી તે આયુષ્ય વિગેરેના અનપવર્ત-નીયપણા કે નિરૂપક્રમપણાને તો જાણી શકે જ કેમ?

અનપવર્તનીય કે અપવર્તનીય સોપક્રમ કે નિરૂપક્રમ એમાંથી કોઈ પણ પ્રકારનું આયુષ્ય હોય તો પણ તેના નિશ્ચિત જ્ઞાન વિના નિરપેક્ષપણે પ્રવર્તનારો મનુષ્ય પ્રાણના વિયોગરૂપ હિંસા ન બને તો પણ કાયા, વચન અને મન દ્વારાએ **હિંસાના કારણ તરીકે પ્રવૃત્તિ કરનારો જરૂર હિંસક જ બને છે.**

આવી રીતે જ્યારે અનપવર્તનીય અને નિરૂપક્રમ આયુષ્ય વાળાને અગે નિરપેક્ષપણે પ્રવર્તનારો મનુષ્ય હિંસક બને તો પછી જેઓનુ આયુષ્ય, અધ્યવસાય નિમિત્ત આદિ સાત કારણોથી અપવર્તન થવાવાળુ કે ઉપક્રમથી ઘટવાવાળુ હોય છે તેઓને અગે હિંસાત્મક મન, વચન કે કાયાના યોગને પ્રવર્તાવનારા કેમ હિંસક બને નહિ ?

ઉપક્રમનુ સ્વરૂપ

જેમ એક ઘડીઆળની ચાવી નિયમિત રીતે ઘડીઆળ ચાલે તો તે ઘડીઆળને છત્રીસ કલાક ચલાવનારી હોય તોપણુ તે ઘડી આળની ઠેસ ખસી જાય કે સ્ક્રુ ઢીલા થઈ જાય તો તેજ ચાવી એક સેકડમા ઉતરી જઈ ઘડીઆળ બધ પડે છે, એટલે કે ઘડી આળને છત્રીસ કલાક ચલાવવાવાળી ચાવી છતા પણુ તે ચાવી એક સેકડમા ઉતરી જાય છે, તેવી રીતે શાસ્ત્રકારોના જણાવવા મુજબ ત્રણુ પલ્યોપમ જેવું મોટામા મોટુ મનુષ્ય તિર્યંચનુ આયુષ્ય પણુ એક જ અતર્મુહૂર્તમા ભોગવાઈ જાય અને તેવા મોટા આયુષ્યવાળો પણુ એક જ અતર્મુહૂર્ત જીવી મરણુ પામે આવુ લાબુ આયુષ્ય અસખ્યાતા વર્ષોનુ હોવાથી તેનુ અપવર્તન કે ઉપક્રમ નહિ માનનારાઓ યુગલિક મનુષ્યો કે તિર્યંચોની સ્રીઓના ગર્ભમા નવ લાખ ગર્ભજેની હિંસા કેવી રીતે માની શકશે ?

અર્થાત્ જ્યારે એવા લાબા આયુષ્યવાળાના આયુષ્યનો અપ વતનને ઉપક્રમથી નાશ (જલ્દી ભોગવવું) થાય છે, તો પછી સામાન્ય મનુષ્ય તિર્યંચોના આયુષ્યનું અપવર્તન કે ઉપક્રમ થાય તેમા આશ્ચર્ય જ શું ?

અચાવવાનુ ન માને તે પાચમહાવ્રતને માનતો નથી

આ ઉપરથી જેઓ સર્વથા એમ માને છે કે –"પ્રાણી પોતાના કર્મોથી જ જીવે છે અને મરે છે, પણુ તેને કોઈ પણુ મનુષ્ય બચાવી કે મારી શકતો નથી" આવું બોલનારા

કોઈ પણ ઇંદ્રિય, મન આદિ ત્રણ બળોમાંથી કોઈ પણ બળ કે શ્વાસોશ્વાસ અને આયુષ્ય એ દશ પ્રાણોમાંથી એક પણ પ્રકારનો પ્રાણ નહિ છતાં સંસારથી મુક્ત થએલા સિદ્ધોને જીવ તરીકે ગણી શકાય છે.

જો સમ્યગ્દર્શન આદિ ભાવપ્રાણોને વાસ્તવિક પ્રાણ છતાં પ્રાણરૂપે ન ગણીએ તો 'પ્રાણધારણાના' અર્થમાં વપરાતા 'જીવ' ધાતુથી બનેલો 'જીવ' શબ્દ સંસારથી મુક્ત થએલા અને ઇંદ્રિય આદિથી રહિત એવા સિદ્ધ મહારાજામાં વાપરી શકાય જ નહિ.

## ત્રૈકાલિકજીવન જીવનાર જીવ

વળી વર્તમાનમાં શ્રોત્ર ઇંદ્રિયઆદિક પ્રાણોનું ધારણ કરવા રૂપ જીવપણું તો નાસ્તિકો પણ "यावज्जीवेत्सुखं जीवेत्०" એમ કહી કબૂલ કરે છે. અર્થાત નાસ્તિકો કરતાં આસ્તિકોની ભિન્નતા તેટલી જ હોય કે નાસ્તિકો જ્યારે વર્તમાન જીવનથી જીવ માને ત્યારે **આસ્તિકો ત્રૈકાલિક દ્રવ્યજીવનથી જીવ માને, અને જૈનો એવું ત્રૈકાલિક જીવન માનવા સાથે સમ્યગદર્શન આદિ ભાવપ્રાણોના જીવનથી જ જીવ તરીકે માને.** અને તેથી જ શાસ્ત્રકારો પણ શ્રોત્ર આદિ ઇંદ્રિયોને જીવોના મુખ્ય લક્ષણ તરીકે નહિ જણાવતાં "णाणं च दंसणं चेव०" (નવતત્ત્વ ગા. ૫) ઇત્યાદિ કહી જ્ઞાનાદિ ભાવપ્રાણોના જીવનને જ વાસ્તવિક જીવન તરીકે જણાવે છે.

## ભાવદયાનું વૈશિષ્ટ્ય

એટલે કે ભાવદયા જેટલી શ્રોત્ર ઇંદ્રિય આદિના બચાવની સાથે સબધ રાખતી નથી તેના કરતાં **સમ્યગ્દર્શન આદિરૂપ ભાવપ્રાણોની પ્રગટતા, સ્થિતિ વૃદ્ધિ, પરાકાષ્ઠા અને સર્વ કાળ સ્થાયીપણા સાથે સંબંધ રાખે છે,** અને તેવા ગુણોના તેવા પ્રકાર સાથે જ સંબંધિત હોવાના લીધે જ ભાવદયા પૂર્વ જણાયેલી દ્રવ્યદયા કરતાં તાત્ત્વિક અને અનંતગુણ વિશિષ્ટતાવાળી હોય તેમા આશ્ચર્ય શું ?

## કેવળજ્ઞાન સ્વભાવવાળા સર્વ જીવો છે

જગતના દરેક જીવો અનંતજ્ઞાન, અનંતદર્શન, અનંતવીર્ય, અને અનંત સુખવાળા સ્વભાવથી જ છે સિદ્ધિ દશાને પામેલા જીવોનો તે સ્વભાવ સકલ કર્મક્ષયને લીધે પ્રગટ થએલો છે, અને બાકીના સંસારી જીવોનો તે સ્વભાવ કર્મને લીધે અવરાયેલો છે, જો કે સંસારી જીવોમાં પણ જે જીવો ચઢતે ગુણઠાણે ગએલા છે તેઓએ જે જે કર્મોનો ક્ષય કર્યો છે તે તે કર્મોને લીધે રોકાયેલો સ્વભાવ તે તે જીવોને પ્રગટ થએલો છે, પણ સર્વથા આત્મસ્વભાવનું અનાવૃતપણું કેવળ સિદ્ધ દશામાં જ છે, સંસારી દશાના આત્માઓમાં તો એકેંદ્રિય હોય કે યાવત્ પંચેંદ્રિય હોય, મિથ્યાત્વવાળો હોય કે સમ્યક્ત્વવાળો હોય, ભવ્ય હોય કે અભવ્ય હોય, પણ તે સર્વે સત્તાએ અનંતજ્ઞાનાદિ સ્વભાવવાળા જ છે

## સર્વ જીવો જ્ઞાતાદિ ગુણમય છે જ

જો એમ માનવામાં ન આવે તો કેવળજ્ઞાની સિવાયના સર્વ જીવોને પાંચ પ્રકારનું જ્ઞાનાવરણીય, ચાર પ્રકારનું દર્શનાવરણીય, છવ્વીસ પ્રકારનું મોહનીય અને પાંચ પ્રકારના અંતરાય કર્મનો ઉદય માની શકીએ જ નહિ, અર્થાત્ અભવ્ય અને મિથ્યાદૃષ્ટિ આત્માઓનો સ્વભાવ જો અનંત જ્ઞાનાદિરૂપ ન માનીએ તો તેઓને લાગેલા કેવળજ્ઞાનાવરણીય આદિ કર્મો કોનું આચ્છાદાન કરે ?

જગતમાં સામાન્ય નિયમ છે કે વિદ્યમાન દ્રવ્ય કે ગુણોનું જ આચ્છાદન હોય, એટલે મિથ્યાદૃષ્ટિ તથા અભવ્ય જેવામાં પણ અનંત-જ્ઞાનાદિ સ્વભાવ માનીએ તો જ તેઓને કેવળજ્ઞાનાવરણીય આદિ કર્મોનો બંધ વિગેરે માની શકાય આટલા જ માટે શાસ્ત્રકારે પણ આત્માને ચંદ્રમાની ઉપમા આપીને તેના જ્ઞાનને પ્રભા જેવું ગણી, જ્ઞાનાવરણીય કર્મને વાદળ જેવું આચ્છાદક ગણાવ્યું છે

આ હકીકત સમજતાં એ વાત સહેજથી સમજાશે કે જૈન

માનવો પડે, તેવી રીતે દર્શન, સત્શ્રદ્ધા, વીતરાગતા, દાનાદિ શક્તિ એ સર્વ પણ આત્માના સ્વભાવ જ છે એમ માન્યા સિવાય છુટકો જ નથી.

આવી રીતે સંસારી જીવો તેમજ સિદ્ધના જીવો પણ જીવ તરીકે ગણાતા હોઈ સર્વ જીવો ઉપર જણાવેલા જ્ઞાનાદિ સ્વભાવવાળા છે. અને તેથી જ જીવ કહેવાય છે એમ સ્હેજે સમજી શકાશે.

## ભાવદયાની અનંતગુણી અધિકતા

આ જ્ઞાનાદિ ગુણોને જ જૈન શાસ્ત્રકારો ભાવપ્રાણ તરીકે ઓળખાવે છે. અને તેજ ભાવપ્રાણોની અપેક્ષાએ સિદ્ધદશામાં પણ જીવોનું જીવપણુ માનવામાં આવેલ છે, અન્યથા મુક્ત થયેલા જીવોમાં આયુષ્ય ન હોવાથી શરીર હોતું નથી અને શરીરના અભાવે શ્રોત્રેંદ્રિય આદિ પાંચ ઇંદ્રિયોનું બળ અને મનયોગ આદિનું બળ ન હોવાથી સિદ્ધોમા જીવપણુ કહી શકાય જ નહિ.

એટલું જ નહિ પણ સંસારી જીવોમાં એ દરેક જીવ પૂર્વભવ છોડતી વખતે તે ભવના પ્રાણોને છોડી દે છે અને બીજી ગતિમા જતાં શ્વાસોશ્વાસ આદિક પ્રાણોમાથી કોઈ પણ પ્રાણને જોડે લઈ જતો નથી, અને તેથી પરભવમા જતા જીવને જીવ તરીકે ગણવો મુશ્કેલ થઈ પડે, અર્થાત્ આ શ્વાસોશ્વાસ આદિક પ્રાણો દરેક ભવમાં થવા વાળા જુદા જુદા છે અને તેથી જ તે દ્રવ્યપ્રાણ કહેવાય છે. અને **સર્વ ભવમાં સર્વત્ર જીવની સાથે રહેનારા જ્ઞાનાદિક પ્રાણો ભાવપ્રાણ કહેવાય છે.**

આ હકીકતથી ભાવપ્રાણોની કિંમત દરેક સુજ્ઞના ખ્યાલમાં આવશે, અને તેથી જ આગળ જણાવવામા આવતી **ભાવદયાની અનંતગુણી અધિકતા દ્રવ્યદયા કરતાં** છે એમ સહેજે સમજાશે.

## ભવમોચકોનો વિષમ કુતર્ક

પહેલાં એ વાત સૂચવાઈ ગઈ છે કે દ્રવ્યદયા કરવાથી દુઃખી

પ્રાણીને માત્ર દુખની મહેતલ જ મળે છે, પણ દુખનો નાશ થતો નથી

આ ઉપરથી તે પ્રાણીઓની અજ્ઞાનતા ખુલ્લી થશે કે જે પ્રાણીઓ "બીજા રીબાતા પ્રાણીઓને મારવામા" ધર્મ ગણે છે કારણ કે રીબાતા પ્રાણીઓના આ જન્મનો નાશ કરવાથી આપણી નજરે માત્ર તેના દુખોનો નાશ દેખાય પણ વાસ્તવિક રીતે તે રીબાતા પ્રાણીઓના દુખોના કારણભૂત કર્મોનો નાશ ન થાય ત્યા સુધી તે રીબાતા પ્રાણીઓના દુખનો નાશ તેઓ પોતે કે બીજો કોઈ કરી શકે જ નહિ

## ભવમોચકોના કુતર્કનો મચોટ રદીયો

આ સ્થાને એ પણ યાદ રાખવાની જરૂર છે કે અત્યન્ત દુખે ઘેરાએલો મનુષ્ય કે કોઈ પણ પ્રાણી ખરાબ વિચારોમા જ હોય અને તેવા ખરાબ વિચારોની વખતે મરણ પામનો પ્રાણી ભવિષ્યની ખરાબ જીદગીને જ મેળવે, અને મરણ પામતા પ્રાણીને ખરાબ જીદગીમા ધકેલનાર ખરી રીતે તે મારનારો જ થાય છે, અર્થાત્ રીબાતા પ્રાણીને મારવાથી ફાયદો કહેનાર મનુષ્ય આત્મા, કર્મ કે જન્માતર ન માને તો જ રીબાતા પ્રાણીને મારવામા ફાયદો કહી શકે, પણ જો તે મનુષ્ય આત્મા, પરભવ કે કર્મને માનતો હોય તો કોઈ પણ પ્રકારે રીબાતાને મારવામા ફાયદો કહી શકે નહિ

જે મનુષ્ય આત્મા પરભવ અને કર્મ માનતો હોય તે મનુષ્ય જો રીબાતાને મારવામા ફાયદો માને તો તેની અપેક્ષાએ સુખી પ્રાણીઓને મારવામા વધારે મોટો ફાયદો માનવો જોઈએ, કારણ કે મોટે ભાગે સુખી પ્રાણીઓ ઉદાર અને સતોષ પરિણામમા હોય છે અને તેવા ઉદાર અને સતોષ પરિણામવાળા પ્રાણીઓ તેવી અવસ્થામા જો મરણ પામે તો ઘણે ભાગે સદ્ગતિના ભાગી થાય છે અને તેથી તેવી સુખી અવસ્થામા તે સુખીઓને મારનારો તેની આવતી જિંદગીને ઘણી સારી કરી દે છે, તો તે આવતી જિંદગી

સારી કરવાનો ઉપકાર કાંઈ જેવો તેવો ન ગણાય. અને તેથી રીબાતાને મારવામાં લાભ ગણવાની અપેક્ષાએ તેઓને સુખીઓને મારવામાં વધારે લાભ ગણવો પડશે.

## દ્રવ્યદયાનો ભાવદયા સાથે સંબંધ

વસ્તુતઃ નથી તો સુખીપણાની અપેક્ષાએ મારવામાં લાભ કે નથી તો દુઃખીપણાની અવસ્થાએ મારી નાખવામાં લાભ થતો! પ્રાણીઓની વિવિધ હિંસા એટલે કે પ્રાણીના ભવનો નાશ. પ્રાણીને દુઃખ દેવાના કે તેના ભવનો નાશ કરવાના વિચારોથી કે દુઃખના પરિહારના વિચારો ન રાખવાથી થએલો પાપબંધ કોઈ પણ પ્રકારે તેના ભવના નાશનો પ્રયત્ન, દુઃખ ઉત્પત્તિનો પ્રયત્ન, કે મારવાના વિચારોથી નાશ પામે નહિ તેમ જ ઓછું પણ થાય નહિં, પણ તેવી રીતની વિવિધ હિંસાથી થએલું પાપ પ્રાણીઓને બચાવવાના વિચારો, ઉચ્ચારો, અને આચારોથી જ ઓછું થઈ શકે કે નાશ પામી શકે, કે રોકી શકાય

## ભાવદયાનું સ્વરૂપ

જો કે તેવી રીતના રક્ષણના પ્રયત્નોથી માત્ર પ્રાણીઓના દ્રવ્ય-પ્રાણનો બચાવ જ કથંચિત થઈ શકે છે, એટલે કે તેને થતા કે થવાના દુઃખોમા તે રક્ષક મનુષ્ય માત્ર કારણ બને નહિ, પણ તે દુઃખી થતા મનુષ્યને પોતાના કર્મ પ્રમાણે પોતાની મેળે તો દુઃખો વર્તમાનકાળે કે કાલાંતરે ભોગવવાના જ રહે છે. તે દુઃખના કારણ-ભૂત કર્મોનો ભોગવટો અને તેનાથી થતા દુઃખોનું વેદન તો ત્યારે જ બંધ થાય કે જ્યારે તે કર્મોના નાશના કારણો તેને પોતાને સ્વતઃ મળે કે કોઈ ધર્માત્મા મનુષ્ય મેળવી આપે આનું નામ જ **ભાવદયા** કહેવાય છે.

આવી ભાવદયાથી એકલા દુઃખોનો નાશ અને તેના કારણભૂત કર્મોનો જ નાશ ચિંતવાય છે તેમ નહિ પણ જે કર્મોએ તે આત્માના સમ્યગ્દર્શન આદિ ગુણોને રોકી દીધા છે તે કર્મોનો નાશ કરવામા

તેને તૈયાર કરશે અને તે નાશ ન કરે ત્યા સુધી તેની દરેક ઉન્નતિની અવસ્થામા સહાયકારક અને અનુમોદક થવુ એ ખરેખર ભાવદયાનુ જ સ્વરૂપ છે

## જ્ઞાનાદિગુણોનો વિકાસ

યાદ રાખવાની જરૂર છે કે દરેક સસારી પ્રાણી અનાદિકાળથી કર્મથી વિટળાએલો હોઈ મિથ્યાત્વ અજ્ઞાન અને અવિરતિના પજામા જ સપડાએલો રહે છે, અને તે પજામાથી છૂટવુ તે ઘણું જ દુસભવિત છે, પણ આત્માની વિચિત્ર શક્તિ હોવાથી તે સમ્યગ્દર્શન આદિમાથી કોઈ પણ એક કે અલ્પગુણની પ્રાપ્તિ કરે તો તે પ્રાણી અનુક્રમે તે ગુણોને જરૂર તે કાળે કે ભવિષ્યમા વધારનારો થાય છે, એટલુ જ નહિ પણ જન્મ, જરા, મરણ, રોગ, શોક, આધિ, વ્યાધિ અને ઉપાધિના તાપો જ્યા સર્વથા નથી, તેમ જ જ્યા ગયા પછી તે તાપો કોઈ પણ દિવસ કોઈ પણ જીવને થવાના નથી તેમ જ કોઈ પણ કાળે કોઈ પણ જીવના કોઈ પણ પ્રકારે પ્રગટ થએલા સપૂર્ણ જ્ઞાનાદિકમાથી એક અશ પણ ઓછો થવાનો નથી અને સર્વગુણો સપૂર્ણપણે સર્વદા નિશ્ચલપણે રહેવાનુ નિમિત્ત થએલું છે તેવા મોક્ષપદને તે અલ્પગુણવાળો કે એક અશવાળો મનુષ્ય સાધી શકે છે

## ભાવદયામા અધિકપણુ

આવી ભાવદયા તરફ લક્ષ્ય રાખવા વાળો મનુષ્ય આ ભાવદયાના ફળો ગુણો અને સ્વરૂપનો હિસાબ કરે તો અનુભવાતા દ્રવ્યદયાના ગુણો આદિ કરતા અનતગણુ અધિકપણું ભાવદયામા માને તેમા આશ્ચર્ય નથી !

આ ઉપરથી એ પણ સમજી શકાશે કે દ્રવ્યદયા કરનારો મનુષ્ય માત્ર કેટલાક પ્રાણીઓના કેટલાક દુખોનો વિલબ માત્ર કરી શકે તેવી દ્રવ્યદયા કરતા સમ્યગ્દર્શન આદિ પામીને મોક્ષે ગએલો જીવ સર્વજીવો માટે સર્વકાલના દુખો દૂર કરનારો કે તે દુખોને

નહિ કરનારો થાય છે અને તેથી જ આખી જિંદગીમાં કરાતી દ્રવ્યદયા કરતાં પણ એક ક્ષણની ભાવદયાની ધારણા અનંતગુણ ફળવાળી માનવી પડે તેમ છે

આજ કારણથી એક પણ જીવને સમ્યક્ત્વ આદિ પ્રાપ્ત કરાવનાર મહાપુરૂષને ચૌદ રાજલોકમાં અભયદાન દેવડાવનારો અને પ્રાપ્ત કરનારને ચૌદ રાજલોકમાં અભયદાન દેનારો ગણવામાં આવે છે.

ઉપરની બધી હકીકત બારીકીથી વિચારનાર મનુષ્ય સ્પષ્ટપણે સમજી શકશે કે ભાવદયાના સાધનોને દ્રવ્યદયાના નામે કે દ્રવ્ય-હિંસાને બહાને અપનાવનારો મનુષ્ય બુદ્ધિ વગરનો શાસ્ત્રના તત્ત્વને નહિ સમજનારો છે.

આ ઉપર જણાવેલા ભાવદયાના મુદ્દાથી જ શાસ્ત્રકારો પ્રતિમા ચૈત્ય અને પૂજન આદિના ફળ જણાવતાં સ્પષ્ટપણે એ જ ધારણા રાખવાનું જણાવે છે કે "આ મનોહર ચૈત્ય, સુંદર મૂર્તિ, અને પરમ રમણીય પૂજાને દેખીને અન્ય ભવ્ય જીવો સમ્યકત્વની પ્રાપ્તિ કરશે અને પરંપરાએ સકલ લોકના સર્વ જીવોને સર્વ પ્રકારે અભયદાન દેનારા થશે."

## ભાવદયાનું વિશિષ્ટ સ્વરૂપ

તેમ જ વિશિષ્ટ લક્ષ્ય તરીકે એ પણ જણાવાયુ છે કે રમ્ય-ચૈત્ય, મનોજ્ઞમૂર્તિ અને પરમ આલ્હાદક પૂજાને અંગે પરમપવિત્ર પૂજ્યપાદ મહાત્માઓ અહીં પધારશે અને તેમના મુખકમળથી જગતઉદ્ધારક, અકલંક ભગવાન શ્રી જિનેશ્વરદેવની વાણીનું શ્રવણ અનેક ભવ્યજીવો પામશે અને તેથી પણ તે ભવ્યજીવો ભવિષ્યમાં કે તત્કાલ સર્વ વિરતિમય પરિણામથી પરમ શુદ્ધિમય સિદ્ધપદને પામવાની યોગ્યતા મેળવશે."

આવી રીતે જણાવેલ વિશિષ્ટ લક્ષ્ય અને ધારણાને ભાવદયા કહેવી તેમાં કોઈ પણ પ્રકારે અતિશયોક્તિ નથી અને આવી ભાવદયાની ઉત્પત્તિ–સ્થિતિ–વૃદ્ધિને માટે વર્તમાનમાં જે કાંઈ

દ્રવ્યદયાનો ભોગ આપવો પડે તે અપવાદ પદે હોવાથી ક્ષમ્ય ગણવાને માટે કોઈ પણ બુદ્ધિશાળી અચકાશે નહિ

દોષો વર્જવાને માટે કથતી દ્રવ્યદયા પોતાના કરતા અધિક દોષો વર્જવા માટે ઉપયોગી થતી ભાવદયાને અંગે કાઈક અંશે ક્ષતિ પામે તો તે કોઈ પણ પ્રકારે અનુચિત નથી

## ભાવદયામા મર્યાદાનુ પ્રાધાન્ય

યાદ રાખવુ કે મૂર્તિ આદિકના સંબંધને અંગે દ્રવ્યદયાની કાઈક અંશે થતી ક્ષતિ પણ શ્રાવકપણાની અણુવ્રતાદિ ધર્મની મર્યાદા બહારની તો હોય જ નહિ અને તેથી જ અભક્ષ્ય, અપેય કે અનંતકાય આદિથી ભક્તિ કરવાનુ કોઈ પણ શાસ્ત્રકારે કોઈ પણ કાળે વિધાન કર્યું જ નથી

એટલે પંચેદ્રિયની હિંસા કરીને કરાતા યજ્ઞની સમાનતા અહિં કોઈ પણ પ્રકારે લાવી શકાશે જ નહિ કેમકે જગતભરમા પાંચ ઇંદ્રિયોવાળા પ્રાણીઓ કરતા વધારે ઇંદ્રિયોવાળા કોઈ પણ પ્રાણીઓ નથી કે જેની રક્ષાના પરિણામે પંચેદ્રિયની હિંસા અપવાદપદમા આવે વળી તે યજ્ઞાદિક દુન્યવી સમૃદ્ધિને માટે હોવાથી પણ અપવાદપદમા આવી શકતા નથી, વળી તે પંચેદ્રિયની હિંસા પરમ પુરૂષના કોઈ પણ પ્રકારના બહુમાન આદિને માટે ઉપયોગ વાળી નથી, તેમ જ કોઈ પણ ધર્મિષ્ઠ મનુષ્ય તેવા કતલખાના જેવા દેખાવને દેખીને ધ્રુજતા હૃદયવાળો થઈ જવાથી આત્મા કે પરમાત્માની ભાવનામા જઈ શકતો નથી

## ઉપસંહાર

**ઉપર જણાવેલી હકીકતથી દરેક સુજ્ઞ મનુષ્યને સ્થાપનાની પૂજ્યતા અને તે આત્મગુણોને આપનારી, વધારનારી અને કરાવનારી છે એમ સહેજે સમજાયુ હશે**

આ રીતે સ્થાપનાની માન્યતા, દર્શનીયતા, પૂજ્યતા જણાવવા

સાથે સ્થાપનાના પૂજનમાં થતી હિંસાનું માત્ર સ્વરૂપહિંસાપણું હોઈને અનુબંધ હિંસાપણુ નથી એમ સાબીત થયુ અને સ્થાપનાની આરાધનાથી સ્થપાતા મહાપુરૂષનું આદર્શજીવન અને તત્ત્વદૃષ્ટિ ઉત્પન્ન કરવાથી તેઓશ્રીના ભવતારક ઉપદેશમાં આરાધકની તલ્લીનતા થાય છે એ ફલિત થયુ.

તેમજ સ્થાપના દ્વારાએ તેના દર્શન. પૂજન આદિ કરવાવાળાઓને અપૂર્વ સન્માર્ગની પ્રાપ્તિ સત્સમાગમ દ્વારા થાય એ લક્ષ્ય સ્વપર દયા કે જે દ્રવ્યદયાથી અનંતગુણી અધિક સાબીત કરવામાં આવી છે તેનો લાભ આગળ જણાવી ગયા.

## સ્થાપ્ય નંદી સ્વરૂપ

અહીં ધ્યાનમાં રાખવાની જરૂર છે કે સ્થાપ્ય પુરૂષની સત્યતા અને મહત્તાને આધારે જ સ્થાપનાની સત્યતા ને મહત્તા રહેલી હોય છે, તો સ્થાપનાનંદીમાં મૂળ તરીકે 'નંદી' કયો લેવો કે જેને આધારે સ્થાપના નંદીની પૂજ્યતા થાય.

## અરૂપી જ્ઞાનરૂપ નંદીની સ્થાપના શી રીતે ?

આગળ ભાવનંદીના પ્રકરણમાં જ્ઞાનપંચકરૂપી ભાવનંદી કહેવામાં આવશે અને તે ભાવનંદીની અપેક્ષાએ અહીં સ્થાપનાનંદી લેવો જરૂરી છે, પણ કોઈ પણ ચીજની સ્થાપના કરવામાં તે મૂળ ચીજના આકારની જ મુખ્યતા હોય છે, અને જ્ઞાનપંચકરૂપ નંદી તો અરૂપી હોવાને લીધે તેનો કોઈ પણ નિયત આકાર નથી, કે જે આકારની આપણે સરખાવટ કરીને સ્થાપના કરી શકીએ. પણ પ્રથમ આપણે સ્થાપનાની સિદ્ધિના અધિકારમાં જણાવી ગયા છીએ તેમ તેવા અરૂપી ગુણાદિની સ્થાપના વખતે તેના આધારભૂત દ્રવ્યના આકારની સરખી આકૃતિવાળી સ્થાપના લેવી પડે છે. તેવી જ રીતે અહીં પણ જ્ઞાનપંચકનો કોઈ પણ નિયત આકાર ન હોવાથી તેમ જ અરૂપી હોવાથી તેની સ્થાપના સ્વતંત્રપણે શકય નથી તે સ્વાભાવિક જ છે, પણ તે જ્ઞાનપંચકવાળા સાધુ વિગેરેની સ્થાપ

કરવી ને તેને જ સ્થાપનાનંદિ માનવી એ જ વધુ સંગત છે

એમ ન કહેવુ કે જ્ઞાનપંચકની સ્થાપના કરવાને અંગે કરેલી જ્ઞાનપંચકવાળા સાધુની સ્થાપના સ્થાપનાસાધુ કહેવાય કે સ્થાપના નંદી કહેવાય? કેમ કે સ્થાપના કરતા ભાવસાધુ અને ભાવનંદીમા કોઈ પણ પ્રકારે ભેદ નથી જેમ સ્થાપનાકેવળજ્ઞાન અને સ્થાપના કેવળદર્શનને અંગે બંને ગુણરૂપ ભાવ જુદા છતા પણ તે બંને ગુણ અવિરોધી હોવાને લીધે તે બંને કેવળજ્ઞાન અને કેવળદર્શનનુ સ્થાપન એક જ કેવળીના જીવથી સંબંધિત શરીર દ્વારાએ કરાય છે તેવી રીતે અહીં પણ સાધુપણુ અને જ્ઞાનપંચક પરસ્પર વિરોધી નહિ હોવાથી જ્ઞાનપંચકવાળા સાધુની સ્થાપનાને જેમ સ્થાપના સાધુ કહેવાય તેમ સ્થાપનાનંદી પણ કહી શકાય, અને તેથી જ **ભાવનંદી રૂપ જ્ઞાનપંચકવાળા સાધુ આદિની સ્થાપનાને જ શાસ્ત્રકારો સ્થાપનાનંદી કહે છે**

## સદ્ભાવ—અસદ્ભાવ સ્થાપનાની સાચી વ્યાખ્યા

કદાચ એમ કહેવામા આવે કે જ્યારે સ્થાપનાના સદ્ભાવ સ્થાપના અને અસદ્ભાવ સ્થાપના એવા બે ભેદો જણાવી આકાર સહિતપણું અને આકારરહિતપણું જણાવે છે તો પછી આ સ્થાપના નંદીને આકારરહિતપણારૂપ અસદ્ભાવ સ્થાપના તરીકે કેમ ન માની શકાય?

આ શંકાના સમાધાનમા જણાવવાનુ કે સદ્ભાવસ્થાપના અને અસદ્ભાવ સ્થાપનામા જણાવેલો આકારનો સદ્ભાવ અને અસદ્ભાવ સ્થાપનાના સ્વરૂપની અપેક્ષાએ છે એટલે કે "સ્થાપ્યનો આકાર જે સ્થાપનામા હોય તો તે **સદ્ભાવ સ્થાપના** કહેવાય" અને "જે સ્થાપનામા સ્થાપ્ય વસ્તુનો આકાર ન હોય છતા સ્થાપ્યની સ્થાપના કરાય તો તે **અસદ્ભાવ સ્થાપના** કહેવાય છે" અર્થાત્ સ્થાપ્યનો આકાર સ્થાપનામા હોય તેથી સદ્ભાવ અને તેમા તેનો આકાર ન હોય તેથી અસદ્ભાવ-સ્થાપનાપણું છે

## જ્ઞાનપંચકના સ્થાપનાનંદીપણાનો મર્મ

આ ઉપરથી જેઓ સદ્ભાવ અને અસદ્ભાવ શબ્દો દેખીને સદ્ભાવનો અર્થ સાચો અને અસદ્ભાવનો અર્થ જૂઠો એમ કરતા હોય તેઓએ પોતાનો ભ્રમ છોડી દેવાની જરૂર છે, કેમ કે અહીં તો સ્થાપ્યના આકારનો સદ્ભાવ અને અસદ્ભાવ લઈને જ સદ્ભાવ અન અસદ્ભાવ શબ્દો વાપરેલા છે, એટલે **"સ્થાપ્યના આકારના સદ્ભાવવાળી સ્થાપના તે સદ્ભાવસ્થાપના,"** અને **"સ્થાપ્યના આકારના અસદ્ભાવવાળી સ્થાપનાને અસદ્ભાવ સ્થાપના"** ગણાય છે.

ઉપરની હકીકત વિચારતાં સહેલાઈથી સમજાશે કે સદ્ભાવ સ્થાપનાપણુ અને અસદ્ભાવ સ્થાપનાપણું છે ખરૂં! પણ સ્થાપ્યનો આકાર હોય તો તેની સ્થાપનાને સદ્ભાવ સ્થાપના કહેવી, અને સ્થાપ્યનો આકાર ન હોય તો તેની સ્થાપનાને અસદ્ભાવ સ્થાપના કહેવી. એવું નથી, એટલે જ્ઞાનપચકરૂપ નંદી પોતે આકાર રહિત હોવાથી તેની કોઈ પણ સ્થાપના તે અસદ્ભાવ સ્થાપના કહેવાય, અર્થાત્ તેની સદ્ભાવ સ્થાપના હોઈ શકે નહિ એમ માનવું વ્યાજબી નથી. પરંતુ તે જ્ઞાન પંચક આદિ ગુણરૂપ છતા ગુણીથી તે કથચિત્ અભિન્ન હોઈ જ્ઞાનપચકથી અભિન્ન એવા સાધુ આદિનો આત્મા પણ શરીરથી કથચિત અભિન્ન છે, માટે તે સાધુ આદિના શરીરનો જે આકાર છે તેજ વાસ્તવિક રીતે જ્ઞાનપંચકનો આકાર જ છે. અને તેના આકાર પ્રમાણે આકારવાળી જે સ્થાપના કરવામાં આવે તે સદ્ભાવ સ્થાપના જ કહેવાય, કોઈ પણ પ્રકારે તે સાધુ આદિના આકારવાળી સ્થાપનાને અસદ્ભાવ સ્થાપના કહી શકાય જ નહિ.

## અક્ષમાં કરાતી સ્થાપનાનું રહસ્ય

સ્થાપના નદીમાં અસદ્ભાવવાળી સ્થાપના તો ત્યારે જ કહી શકાય કે જ્યારે સ્થાપના તરીકે સ્થપાતી ચીજમાં જ્ઞાનપંચકવાળા સાધુ આદિનો કોઈ પણ પ્રકારે આકાર ન છતાં તેને નંદી તરીકે

સ્થાપનામાં આવે જૈનધર્મને જાણનારા ને માનનારાઓ જેમ જિનેશ્વર મહારાજના ચૈત્યમા જિનેશ્વર મહારાજાએ આદિની સદ્‌ભાવ સ્થાપનાઓથી પરિચિત છે તેવી જ રીતે ગુરૂમહારાજની પાને દરેક ક્રિયાકાડમા આચાર્યની સ્થાપના તરીકે રહેવા અક્ષઆદિથી સારી રીતે પરિચિત હોય છે, જો કે તે અક્ષમા કોઈ પણ પ્રકારે આચાર્યનો કે પચપરમેષ્ઠિનો આકાર નથી તો પણ તે અક્ષાદિને પ્રતિક્રમણ આદિમા ચૈત્યવદન કરતી વખતે પચપરમેષ્ઠી તરીકે અને વદન આદિ આવશ્યકમા ગુરુ (આચાર્ય) તરીકે માનીને તેમની સમક્ષ સાક્ષાત્ આચાર્યની સમક્ષ કરાતી હોય તેવી રીતે ક્રિયા કરવામા આવે છે

જો કે કેટલાક અજાણ મનુષ્યો આ અક્ષઆદિ કે જે સ્થાપનસ્થાન પર શાસ્ત્રમા અસદ્‌ભાવ સ્થાપના તરીકે ગણાય છે તેમા પણ આચાર્યઆદિના ઢીચણનો આકાર છે એમ કહેવા તૈયાર થાય છે, પણ અક્ષાદિના અસદ્‌ભાવ સ્થાપનાપણાને જો તેઓ નિષ્પક્ષપણે વિચારશે તો તેઓને પોતાની ભૂલ સુધારવાનો રસ્તે મળશે

## સ્થાપનાનદીનો નિષ્કર્ષ

ચાલુ સ્થાપનાનદીના અધિકારમા પણ કોઈ અક્ષાદિને ભાવનદીવાળા સાધુ તરીકે સ્થાપવામા આવે તો તેને અસદ્‌ભાવ સ્થાપના નદી તરીકે કહી શકીએ પણ જ્ઞાનપચકમા આકાર નથી એમ ધારી જ્ઞાનપચકવાળા સાધુ આદિની આકારવાળી સ્થાપનાને અસદ્‌ભાવ સ્થાપના તરીકે કહી શકાય જ નહિ

આ ઉપરથી ભાવનદીની સ્થાપના, સદ્‌ભાવ અને અસદ્‌ભાવ એમ બે પ્રકારે થાય છે એમ નક્કી થયું અને તેથી જ્ઞાનપચકરૂપ ભાવનદીવાળા સાધુ આદિનો સદ્‌ભાવ અને અસદ્‌ભાવરૂપી સ્થાપના તે સ્થાપનાનદી તરીકે ગણવાનું નક્કી થયું.

## સ્થાપના સત્ય એટલે ?

હવે જે શબ્દ એકલા લોકોત્તરમાર્ગની સાથે સબધ રાખતો

હોય તે શબ્દના વાચ્યાર્થના આકારની સ્થાપના કરવાથી જેમ લોકોત્તરમાર્ગવાળા ભાવના પ્રતિબંધ તરીકે તે સ્થાપનાને માન્ય ગણે તેમ લૌકિક રીતિએ વપરાતા નામના વાચ્યાર્થની સ્થાપનાને લોકની રીતિએ લોકોત્તરમાર્ગવાળાએ પણ સ્થાપના ગણવી પડે અને તેથી જ વ્યવહારનયની અપેક્ષાએ સત્યની પ્રરૂપણા કરતાં સ્થાપના સત્યને પણ સ્થાન આપેલું છે.

જો કે પૂર્વે જણાવ્યા પ્રમાણે સ્થાપનાની દર્શનીયતા આદિ તો ભાવની દર્શનીયતા આદિને આધારે જ હોય છે. પણ ભાવની દર્શનીયતા આદિ ન હોવાને લીધે લૌકિકભાવોની સ્થાપના દર્શનીયતા આદિ ગુણવાળી ન ગણાય તે સહજ છે, પણ દર્શનીયતા આદિના અભાવને લીધે તેની સ્થાપના સત્યતા ઉડી જતી નથી.

## સ્થાપના સત્યનું મહત્ત્વ

આજ કારણથી સમ્યક્ત્વ અંગીકાર કરનારા મહાપુરુષોને અન્યમતના દેવ આદિની મૂર્તિઓના પૂજા સત્કારઆદિ બંધ કરવા પડે છે અને તેમ ન કરવાથી સમ્યક્ત્વને દૂષણ લાગવાનું માનવું પડે છે, જો તે અન્યદેવ આદિની મૂર્તિમાં સ્થાપનાસત્યતા ન માનીએ અને બીજા સાધુ કે પત્થર આદિ સામાન્ય પદાર્થોની માફક જ તે મૂર્તિઓને ગણીએ તો તે મૂર્તિઓના વંદનાદિ–પરિહારનું કોઈ પણ કારણ રહે નહિ, અને તે મૂર્તિઓના વંદન આદિ કરવામાં સમ્યક્ત્વને દૂષણ લાગવું જોઈએ નહિ, પણ સામાન્ય ધાતુ પાષાણ આદિકથી તે આકારવાળા ધાતુપાષાણ આદિનું મૂર્તિ તરીકે સ્થાપના સત્યપણું માનીએ તો જ પરિહાર અને દૂષણ ઘટી શકે.

કદાચ કહેવામાં આવે કે તે સ્થાપના જ અસત્ય ચીજ છે, અને તેથી તે અન્યદેવની મૂર્તિને અન્યદેવની સ્થાપના તરીકે માનવી તે જ અસત્ય છે, અને તેથી જ તેનો પરિહાર અને દૂષણ છે. પણઆ વાત બરાબર નથી કારણ કે એવી રીતે તો સર્વ વસ્તુમાં પરિહાર અને દૂષણનો પ્રસંગ આવે તો પછી કેવળ અન્ય

મતની મૂર્તિઓને અંગે પરિહાર અને દૂષણ કહેવાય જ કેમ ?

**સ્થાપના સત્યની સાપેક્ષ પૂજ્યતા-અપૂજ્યતા**

વળી શાસ્ત્રોમા ખુદ ગણધર મહારાજાઓએ અન્ય દેવની મૂર્તિઓને સપ્રભાવ અને ચમત્કારી વર્ણવી છે, તો જો તેના સ્થાપ્યો તેજ સ્થાપના ઉપર અપેક્ષાવાળા ન હોત અને તે સ્થાપનાને પોતાની સત્ય પ્રતિકૃતિ તરીકે ગણતા ન હોત તો તે મૂર્તિઓ સપ્રભાવ અને ચમત્કાર કરનારી હોત જ નહિ તત્ત્વ એટલુ જ કે ગોશાલાના મતને અનુસરનારાઓ જેમ ગોશાલાની મૂર્તિને સ્થાપના સત્ય ગણે તેવી જ રીતે **ભગવાન મહાવીર** મહારાજના અનુગામીઓને પણ તે ગોશાલાદિની મૂર્તિને સ્થાપના સત્ય તરીકે ગણવાની તો ફરજ છે ફરક એટલો જ કે ગોશાલાના મતને અનુસરવાવાળાઓ જેમ ગોશાલાને દર્શનીયતા આદિ ગુણોવાળો માનતા હતા, અને તેથી ગોશાળાની મૂર્તિને પણ દર્શનીયતા આદિ ગુણોવાળી માને પણ **ભગવાન મહાવીર મહારાજના** અનુગામીઓ ખુદ ગોશાલાદિને દર્શનીયતા આદિ ગુણોયુક્ત ન માનતા અદર્શનીયતા આદિવાળા માનતા હતા અને તેથી તે ગોશાલાદિની મૂર્તિને સ્થાપના સત્ય તરીકે માનવા છતા પણ દર્શનીયતા આદિ ગુણોયુક્ત ન માનતા અદર્શનીયતાદિ ગુણોવાળી માને

આજ કારણથી શાસ્ત્રકારોએ નાગ, ભૂત, યક્ષ, આદિની પૂજા આદિને અંગે થતો આરંભ અર્થદંડમા ગણાવ્યો પણ જિનેશ્વર ભગવાન આદિની પૂજામા થતી સ્વરૂપ હિંસાને અર્થદંડમા પણ સ્થાન આપ્યુ નહિ

વાસ્તવિક રીતે જોતા પણ જણાશે કે જ્યા દર્શનીયતા આદિ ગુણો હોય ત્યા જ આત્મોદ્ધાર અને સ્વપર ભાવદયાનો પ્રસંગ હોય અને તેથી જ તે સ્થાને થતી હિંસાને કેવળ સ્વરૂપ હિંસા તરીકે કહી શકાય પણ જે સ્થાને અદર્શનીયતા આદિ ગુણોવાળાની સ્થાપના હોય ત્યા આત્મોદ્ધાર વિગેરેનો અંશ પણ ન હોય અને તેથી તેવા

ઓની પૂજા નિમિત્તે થતી હિંસા મિથ્યાત્વ તેમ જ લૌકિક ફળ અપેક્ષાવાળી હોવાથી અર્થદંડનાં જેવી જ ગણે.

આવી રીતે દર્શનીયના સ્વદર્શનીયના આદિના લોકોત્તર અને લૌકિક સ્થાપનામાં ફરક હોઈ તેમાં થતી હિંસાને દંડ કે અદંડ તરીકે ભલે ગણવામાં આવે તો પણ તેથી લૌકિક સ્થાપનાની સત્યતાને કોઈ પણ પ્રકારનો બાધ આવતો નથી.

## સ્થાપનાનંદી-નિષ્કર્ષ

જેમ અન્ય મતોના દેવોની સ્થાપનાને અંગે સત્યતામાં બાધ નથી તેવી રીતે લોકવ્યવહારના પદાર્થોની સ્થાપનાને અંગે પણ સ્થાપના સત્યતાનો બાધ નથી તેમ અહિં લોકથી આગળ પ્રકારે ચાલુ અધિકારમાં જેમ લોકોત્તર માર્ગવાળાઓ જ્ઞાનપંચકને નંદી તરીકે માને છે, અને તેથી તે જ્ઞાનપંચકવાળા સાધુ આદિના આકારને સ્થાપના નંદી તરીકે માને છે. તેમ લોકવ્યવહારથી બાર પ્રકારના વાજીંત્રોને નંદી તરીકે ગણવામાં આવતાં હોવાથી તે બારે પ્રકારના વાજીંત્રોની સ્થાપનાને લોકવ્યવહારની અપેક્ષાએ સ્થાપનાનંદી કહેવામાં આવે એમાં કોઈ પ્રકારની પણ હરકત નથી. અને તેથી જ શાસ્ત્રકારોએ શંખ આદિ બાર પ્રકારના વાજીંત્રો કે જેને લોકોએ ભાવનંદી તરીકે માન્યા છે તેને અવાસ્તવિક હોવાથી દ્રવ્યનંદી તરીકે જણાવી તે જ શંખ આદિ બાર પ્રકારના વાજીંત્રોની સ્થાપનાને સ્થાપના નંદી તરીકે જણાવેલ છે.

એટલે કે લોકોત્તર દૃષ્ટિએ જ્ઞાનપંચકરૂપ ભાવનંદીવાળા સાધુ આદિની સદ્ભાવ કે અસદ્ભાવ સ્થાપનાને સ્થાપનાનંદી તરીકે જણાવ્યો છે, તેવી રીતે લોકદૃષ્ટિએ શંખ આદિ બાર પ્રકારના વાજીંત્રોની સ્થાપનાને પણ સ્થાપનાનંદી તરીકે જણાવેલ છે.

## દ્રવ્યનિક્ષેપનો ઉપક્રમ

દરેક તત્ત્વની ચાર પ્રકારની ઘટના થતી હોવાથી જિનેશ્વર મહારાજે કહેલ પદાર્થની ચાર પ્રકારે શ્રદ્ધા કરવાથી સમ્યક્ત્વ થાય

છે તે માટે અને જ્યાં કંઈ પણ વિશેષ હકીકત માલમ ન પડે તે જગ્યાએ પણ ચાર નિક્ષેપાથી તો વ્યાખ્યા કરવી જ જોઈએ, એ નિયમને અનુસરીને 'નદી'ને અંગે નામ અને સ્થાપનાનું નિરૂપણ જણાવ્યા પછી હવે ભાવનદીના નિરૂપણ પહેલા દ્રવ્યનદીના નિરૂપણની આવશ્યકતા છે, એમ માનવામાં કોઈપણ જાતની હરકત નથી

### દ્રવ્યનું મહત્ત્વ

વસ્તુ-તત્ત્વના નિયમ પ્રમાણે નામને અંગે જે બે પદાર્થો અભિધેય અને અભિધાન નિશ્ચિત માનવા લાયક છે તે બન્ને પદાર્થો દ્રવ્યનો એક વિભાગ છે, કારણ કે અભિધાન એટલે તે તે ભાવે પરિણમેલું જ્ઞાન કહેવાય અને તે મુખ્યતાએ ભાષા-વર્ગણાના પુદ્ગલોની પરિણતિ છે ભાષાવર્ગણારૂપી દ્રવ્યની સત્તા ન સ્વીકારીએ તો તે નામનો સ્વીકાર ગુણી વગર ગુણના સ્વીકારની પેઠે કે ઉપાદાન વિના કાર્યના સ્વીકારની પેઠે અયોગ્ય જ ગણાય, એટલે અભિધાનરૂપી નામના સ્વીકારની જેમ ભાષાવર્ગણારૂપી દ્રવ્યનો પણ સ્વીકાર કરવો જોઈએ તેમ જ અભિધેય વસ્તુ પણ જો કે દ્રવ્ય, ગુણ, પર્યાયરૂપે હોઈ ત્રણ પ્રકારે હોય છે તો પણ ગુણ અને પર્યાયનો આધાર દ્રવ્ય હોય છે તેથી અભિધેયરૂપ પદાર્થને માનનારે પણ દ્રવ્ય પદાર્થને માન્યા સિવાય છૂટકો નથી

આવી રીતે દ્રવ્યની જરૂરીઆત જણાવી તેનો શબ્દાર્થ વિગેરે જણાવવા દ્વારા નદીની વ્યાખ્યા પ્રસંગે હવે દ્રવ્યનદીનું સ્વરૂપ જણાવાય છે

### દ્રવ્યની વ્યુત્પત્તિ

દ્રવ્ય શબ્દ 'દ્રુ' ધાતુના સમાન અર્થવાળા 'દ્રુ' ધાતુથી બનેલો છે 'દ્રુ' ધાતુ ગતિ અર્થમાં હોવાથી અને તેને કર્તામાં ય પ્રત્યય લગાડવાથી તે તે પર્યાયોને પામનારી ચીજને દ્રવ્ય કહેવાય છે અને તેથી જ શબ્દ પ્રાભૃતને જાણનારાઓ દ્રવ્ય શબ્દથી ભવ્ય અર્થ જણાવે છે, એટલે જે કોઈ પણ મનુષ્યત્વાદિક અને સંસ્થા

નાદિકના પર્યાયોને પામનારી ચીજ હોય તેને દ્રવ્ય કહી શકાય છે, પછી તે ચીજ ચાહે તો જ્ઞાનાદિક ગુણવાળી હોય, વર્ણાદિક ગુણવાળી હોય કે તે સિવાયની પણ હોય, તો પણ તે બધી દ્રવ્યશબ્દથી જણાવી શકાય છે.

જો કે "द्रोर्भव्ये" એવા તદ્ધિતના સૂત્રથી 'द्रु' શબ્દનો અર્થ સામાન્યથી 'પદાર્થ' માત્ર થાય છે એમ ગણી તેનો એક ભાગ રૂપી અવયવ અગર તેવા સામાન્યનો વિકાર હોય તેને પણ દ્રવ્ય કહેવાય, એ રીતે 'द्रु' શબ્દ ઉપરથી પણ દ્રવ્ય શબ્દ બનાવાય છે પણ તેવી રીતે બનાવેલો દ્રવ્ય શબ્દ સામાન્ય ધર્મની મુખ્યતા વિશેષ ધર્મની ગૌણતા માનનારાને અંગે વિશેષ અનુકૂળ આવે પણ નિક્ષેપાની અપેક્ષાએ દ્રવ્ય શબ્દ લેતી વખતે તે તદ્ધિતની વ્યુત્પત્તિ કરતા પૂર્વે જણાવેલી કૃદન્તની વ્યુત્પત્તિ અનુકૂળ ગણાય.

## દ્રવ્ય શબ્દની કૃદંત વ્યુત્પત્તિનું મહત્ત્વ

શબ્દશાસ્ત્રને જાણનારો કોઈ પણ મનુષ્ય શબ્દની વ્યુત્પત્તિમાં અમુક રીતે જ કરવાની માન્યતાવાળો ન હોઈ શકે કેમકે શબ્દ-શાસ્ત્રની અપેક્ષાએ નામ માત્રની વ્યુત્પત્તિઓ અનિયમિત જ છે. અને તેથી જ 'क्रम्' ધાતુ છતા 'कंस' શબ્દ કરવાની જરૂર પડી છે. એમ શબ્દશાસ્ત્રકારો કહે છે.

પૂર્વે જણાવેલી કૃદન્ત વાળી વ્યુત્પત્તિ અનુકૂળ એટલા માટે ગણવામા આવી છે કે નિક્ષેપાના અધિકારમાં દ્રવ્ય શબ્દનો અર્થ કરતાં શાસ્ત્રકારો ભૂત કે ભવિષ્ય પર્યાયોના કારણભૂત વસ્તુને દ્રવ્ય ગણવા જણાવે છે એટલે કે અતીત, વર્તમાન કે અનાગત કાળના સર્વ પર્યાયો (અવસ્થાઓ) જે ભાવરૂપ છે તેના આધારભૂત જે વસ્તુ છે તે દ્રવ્ય કહેવાય છે, તેથી જ દ્રવ્યને ત્રિકાળાબાધિત ગણવામાં આવે છે અને સત્ રૂપે મનાતા ઉત્પાદવ્યયધ્રૌવ્યરૂપી ત્રણ અંશોમાં પણ ધ્રૌવ્ય અંશ દ્રવ્ય રૂપે ગણાય છે.

## દ્રવ્ય શબ્દના અપ્રધાન અર્થની સગતિ

જગતમા જેવી રીતે મુખ્ય ધર્મવાળી વસ્તુને મુખ્ય નામે બોલાવવામા આવે છે તેવી જ રીતે તેવા મુખ્ય ધર્મો વિનાની ઉપ ચરિત ધર્મવાળી વસ્તુને પણ તેવા મુખ્ય નામે જ બોલાવવામા આવે છે જેમ ઝવેરીની અપેક્ષાએ મુખ્ય તેજવાળા પદાર્થને હીરો ગણવામા આવે છે તેવી જ રીતે સામાન્ય ચળકતા કાચના કટકાને પણ સામાન્ય જ્ઞાનવાળી અવસ્થાવાળો મનુષ્ય હીરો કહેતા અચકાતો નથી

અથવા તો નિરૂપચરિત શબ્દોની માફક ઉપચારથી પણ શબ્દોની બહુધા પ્રવૃત્તિ થઈ જાય છે, અને તેવી ઉપચરિત પ્રવૃત્તિ દ્રવ્યશબ્દ આભારી હોઈ દ્રવ્ય દેવ (ભવનપતિ આદિ)મા દેવ શબ્દની પ્રવૃત્તિ અસ્ખલિત થઈ જાય છે તેવી જ રીતે બાહ્યથી સાધુનો સમુદાય, જ્ઞાનાદિકની સપદા અને ગુરુદત્ત આચાર્યપદાદિના કારણથી શુદ્ધ પરિણતિ ન હોય તો પણ વ્યવહારથી જે આચાર્ય ગણાય તે દ્રવ્યાચાર્ય કહેવાય ને તે જગ્યાએ દ્રવ્ય શબ્દનો અર્થ ભૂતકાળના ભાવાચાર્યવાળો કે ભવિષ્યકાળના ભાવઆચાર્યવાળો એવો અર્થ ન કરતા અપ્રધાન આચાર્યવાળો એવો જ અર્થ કરવો પડે છે

તેવી જ રીતે ભગવાન જિનેશ્વરના સ્નાત્રાદિક પૂજા કરનારો મનુષ્ય તેમણે આચરવા લાયક જણાવેલા સસાર ત્યાગરૂપ સર્વવિર તિના ભાવથી શૂન્ય હોય તો તેની કરેલી આરાધના દ્રવ્ય આરાધના કહેવાય છે

## દ્રવ્ય આરાધના એટલે ?

એટલે કે સર્વવિરતિની ભાવનાસહિતની આરાધનામા ભાવ આરાધનાની કારણતા હોવાથી જેમ દ્રવ્ય આરાધના કહેવાય છે તેમ સર્વવિરતિની ભાવનાથી રહિત મનુષ્યે કરેલી પણ જિનેશ્વર ભગ વાનની રથયાત્રાદિક આરાધના કારણરૂપે નહિ હોવા છતા પણ અપ્રધાન આરાધના જરૂર છે અને તેથી તે પણ દ્રવ્યઆરાધના, દ્રવ્યસ્તવ કે દ્રવ્યપૂજા કહેવાયછે

ઈશ્વરની કૃતિની અંધશ્રદ્ધા કરવી પડે છે તેવી કરવી પડશે નહિ.

તત્ત્વ એ જ કે પરિણામી ભાવ માનનારાને નામ, સ્થાપના અને ભાવની સાથે દ્રવ્યનું સંમીલિતપણુ માનવામાં થકી જ અનુકુળતા રહેશે. નામથી અભિધેય, આકારથી નિર્દેશ્ય, અને ભાવનું સ્થાન ખરેખર રીતિએ દ્રવ્ય જ હોઈ શકે માટે દ્રવ્ય નિક્ષેપો માનવાની જરૂર છે.

## સદ્સત્ કાર્યવાદની અપેક્ષાએ દ્રવ્યનું મહત્ત્વ

વળી કથંચિત્ સદ્સત્ કાર્યવાદ માનનારાઓને ભાવની નિષ્પત્તિ માટે યોગ્ય દ્રવ્ય લેવું પડે તે માટે પણ દ્રવ્ય નિક્ષેપાની જરૂર છે. જગત્ના વ્યવહારથી પણ ધારેલા ઘટાદિક કાર્યની ઉત્પત્તિ પહેલાં પણ હું ઘટાદિક કરૂં છું એમકહેવાય છે. જો તે ક્રિયાની વખતે ઘટાદિક વિદ્યમાન જ હોય તો તેને કરવાનું હોય નહિ અને અવિદ્યમાન એવા જ ઘટાદિક જો થતા હોય તો ઘટાદિકની નજીકની પ્રાગ્ અવસ્થામાં જ કપાલાદિ પછીની ક્રિયામાં ઘટાદિક કરૂં છું એમ કહી શકાય જ નહિ, અર્થાત્ ઘટાદિકના થવા પહેલા અને કપાલાદિની પછીમાં કોઈક એવી સ્થિતિ માનવી જોઈએ કે જેમાં ઉત્પન્ન થનારા કાર્યની કારણતા છતાં તે કાર્ય રૂપે જ ગણી શકાય, તેનું જ નામ છેલ્લું કારણપણું અને દ્રવ્યપણું કહી શકાય.

જેવી રીતે છેલ્લા કારણને દ્રવ્યપણું કહી શકીએ તેવી જ રીતે છેલ્લા કારણના કારણોને પણ કારણપણે ગણીને દ્રવ્યપણું કહેવામાં હરકત નથી. જેમ એક કારણ કારણાન્તરનું વિરોધી નથી તેમ ભવિષ્યની અવસ્થાની કારણ પરંપરા પણ વિરોધવાળી નથી, અને તેથી શરૂઆતથી પણ દ્રવ્યપણું ગણવામાં વાંધા જેવું નથી.

## એકભવિકાદિ ત્રણ ભેદોની અપેક્ષાએ દ્રવ્યનું મહત્ત્વ

તેથી જ શાસ્ત્રકારો જુદી જુદી અપેક્ષાએ જ એકભવ, બદ્ધાયુષ્ક અને અભિમુખનામગોત્ર એ ત્રણેને દ્રવ્યરૂપે માને છે. પૂર્વભવ એ ઉત્તરભવનું કારણ છે તેના કરતાં આયુષ્યનું બાંધવું તે સમજા-

તીય મૂળ કારણુ હોઈ વિશેષ નજીક છે, અને તેના કરતા પણ પહેલાનો ભવ પૂરો કરી વિવક્ષિતભવમા જવા વાળો જીવ ત્યા જીતી વખતે ઘણું જ નજીકનુ કારણ છે માટે તેની શુદ્ધ અપેક્ષાએ ભવિષ્યના ભવની અપેક્ષાએ દ્રવ્ય ગણુવામા આવે છે

## અતીત પર્યાયની દૃષ્ટિએ દ્રવ્યપણાની માન્યતાનો પ્રબળતર્ક

આ ઉપરથી વાચકોને ભૂતકાળને અગે દ્રવ્ય નિક્ષેપો માનવાની સહેજે સમજણ પડશે જેવી રીતે ભૂતકાળના અપેક્ષાએ વ્યવહારને અનુસરીને દ્રવ્યનિક્ષેપો માનવાની જરૂર પડે છે, તેવી જ રીતે વિવક્ષિત પર્યાયના નાશ પછીની અવસ્થા માટે પણ દ્રવ્ય શબ્દ વાપરવાની જરૂર પડે છે, કેમકે જેવા રીતે ઘટ-ઉત્પત્તિની નજીકના પહેલા ક્ષણમા 'ઘટ કરૂ છુ' એમ કહેવાય છે તેવી જ રીતે ઘટની અખડ અવસ્થાનો નાશ થઈ ખડ-ઘટમા પણ ઘટપણુ અને સમગ્ર વસ્ત્રનો નાશ થઈ ખડિત-વસ્ત્રમા પણ વસ્ત્રપણુ સર્વથા નાશ પામેલુ ન માનતા ઘટપણુ અને વસ્ત્રપણુ માનીએ છીએ તો તે માન્યતા પૂર્વ પર્યાયને અનુસરીને જ છે, અને તે દ્રવ્ય નિક્ષેપાને જ આભારી છે

આને જ આધારે પૂર્વકાળે તીર્થંકરાદિ અવસ્થામા થઈ ગયેલા અને વર્તમાનમા તે અવસ્થાથી રહિત થઈને સિદ્ધાદિની અવસ્થા છતા પણ તીર્થંકરાદિની અવસ્થાએ સ્તુતિ વિગેરે થઈ શકે છે જો ભૂતકાળની અવસ્થાને સર્વથા નષ્ટ થયેલી માનીએ તો સિદ્ધાદિની અવસ્થામા રહેલા જીવોની તીર્થંકરાદિ પદે સ્તુતિ થઈ શકે જ નહિ અતીતકાળે થયેલા તીર્થંકરાદિ મહાપુરુષોની સ્તુતિમા તે તીર્થંકરાદિ પણાનું કે અભિધેય આકાર કે ભાવપણુ એક પણ ચીજ ન હોવાથી દ્રવ્યપણા સિવાય સ્તુતિની વાસ્તવિકતાનો કોઈ બીજો આધાર નથી

આ જ કારણથી નમોત્થુણં દડકથી ભાવજિનની સ્તુતિ કર્યા છતા લોગસ્સથી કરાતી સ્તુતિ નિરર્થક થતી નથી એ કે લોગસ્સ૰ સૂત્રમા વર્તમાન કાળે દ્રવ્ય તીર્થંકરોની સ્તુતિ છે તોપણ ચોવીશીમા થયેલા તીર્થંકરોનું નામ દ્વારા કીર્તન હોવાથી તે 'નામસ્તવ'

કહેવાય છે પણ તેથી તેનુ દ્રવ્યજિનસ્તવપણું સર્વથા જતું નથી, તીર્થંકર મહાભગવંતની હયાતીના કાળમાં લઈએ તો પણ જે જે તીર્થંકર વિદ્યમાન હોય તેમની તેમની અપેક્ષાએ ભાવજિનની સ્તુતિ થાય છતાં ભૂત અને ભવિષ્યના તીર્થંકરની અપેક્ષાએ તો તે લોગસ્સ૦ની અંદર કરાતી સ્તુતિ દ્રવ્ય જિનની સ્તુતિ કહેવાય.

## લોગસ્સ૦ સૂત્રથી દ્રવ્ય નિક્ષેપનું મહત્ત્વ

આ ઉપરથી જેઓ કેવળ ભાવનિક્ષેપો જ માનનારા છે તેઓને તીર્થંકરોના વિરહકાળમા કે હયાતી કાળમાં લોગસ્સ૦ બોલવાનો હક્ક રહેતો નથી. સર્વકાળમાં લોગસ્સ૦ બોલવાનો હક્ક તેઓને જ રહે છે કે જેઓ ભાવનિક્ષેપાની માફક દ્રવ્ય નિક્ષેપાને પણ માનનારા હોય છે. 'વળી જો દ્રવ્યપક્ષની મુખ્યતા ગણવામાં ન આવે તો વર્તમાનમા સિદ્ધપણુ પામી સર્વગુણસંપન્ન થયેલા મહાપુરુષોને ભવોપગ્રાહીકર્મસહિતપણામા રહેલા તીર્થંકરાદિ ગુણોથી સ્તુતિ યોગ્ય ગણાય જ કેમ? અર્થાત્ દ્રવ્ય નિક્ષેપાને માનનારો જ પુરુષ પોતાની ઇષ્ટ એવી તીર્થંકરાદિ અવસ્થાથી સિદ્ધપણું પામેલા તીર્થંકરાદિની સ્તુતિ કરી શકે.

## નામ અને અપ્રધાન દ્રવ્યની ભિન્નતા

દ્રવ્ય નિક્ષેપના નિરૂપણમાં અપ્રધાનને પણ ભૂત ભવિષ્યના કારણની જેમ દ્રવ્ય માન્યુ. તો નામનિક્ષેપો પણ ગુણ વગરમાં હોય છે અને અપ્રધાન દ્રવ્યપણું પણ ગુણ શૂન્યમા હોય છે તેથી તે બેનો વિભાગ શી રીતે સમજાય? કેમકે અપ્રધાન દ્રવ્યમાં અને નામમાં ગુણ-રહિતપણું તો સરખું છે જ.

જો કે સ્થાપનામાં સાક્ષાત્ ગુણસહિતપણું નથી હોતું પણ સ્થાપનામાં રહેલા આકાર વિગેરેથી જેવું ગુણીમા સાક્ષાત્ ભાન થાય છે, તેવું નામ અને દ્રવ્યમાં નથી થતું તે તો સહેજે સમજાય તેવું છે, પણ સ્થાપના સિવાયના ગુણહીનને અપ્રધાન દ્રવ્ય ગણવું કે નામ ગણવું એ સમજવાની જરૂર છે.

ધ્યાનમા રાખવું જરૂરી છે કે નામ સ્થાપનામા કેવળ સ્થાપનારની ઈચ્છાને જ મુખ્યપણુ મળે છે અને તેથી તે સ કેત જાણુનારા તે પદાર્થનો તે શબ્દથી વ્યવહાર કરે છે, જેમકે જે કીડાને 'ઇન્દ્રગોપક' નામથી ઓળખાવવામા આવે તે કીડાને તે નામ જાણુનારો તે નામથી જ ઓળખી શકે, પણુ તે જ કીડામા જે લોકોને બીજા નામે વ્યવહાર હોય અને 'ઇન્દ્રગોપક' નામે વ્યવહાર ન હોય તો તે મનુષ્ય તે કીડાને 'ઇન્દ્રગોપક' નામથી ઓળખી શકતો નથી

એટલે કેવળ સ્થાપનારની ઇચ્છાથી અને વ્યવહારની ખાતર જ નામની પ્રવૃત્તિ હોય છે, ત્યારે દ્રવ્યપણાની સ્થિતિ તેઓમા જ હોય છે કે જેઓ ભાવના સ્વરૂપને બાહ્યથી જે રૂપે માનતા હોય તે રૂપ બાહ્યથી જેમા હોવા છતા કોઈ પણુ કારણુથી આતરસ્વરૂપ નથી એમ નિશ્ચિત થાય, તો ત્યા જ માત્ર અપ્રધાન દ્રવ્યપણુ ગણાય છે, અથવા તો તાત્વિક ગુણુવાળા પદાર્થનો જે નામે સકળ લોકમા વ્યવહાર થતો હોય તે જ નામ જે વસ્તુને અ ગે જગતના આખા વ્યવહારમા વાપરવાનુ થાય તો તે વસ્તુને અપ્રધાન કે વ્યતિરિક્ત દ્રવ્ય કહેવુ પડે છે કારણ કે ભાવનિક્ષેપા તરીકે તેમા તાત્વિક સ્વરૂપ નથી નામ નિક્ષેપા તરીકે કેવળ એ એક જ વસ્તુને ઉદ્દેશીને નામનું સ્થાપન કરવામા આવ્યુ નથી અને ભાવ નિક્ષેપાના ગુણુવાળી વસ્તુનો તેમા આકાર વિગેરે નથી તેથી તેને અપ્રધાન દ્રવ્ય કહેવાય છે

### અસદ્ભાવ સ્થાપના અને પ્રધાનદ્રવ્ય વચ્ચે તફાવત

આ ઉપરથી એમ નક્કી થયુ કે-સ્થાપનામા તાત્વિક વસ્તુનો આકાર હોવાથી એ અપ્રધાન દ્રવ્યથી ભિન્ન પડે તે માની શકાય પણુ અસદ્ભાવ સ્થાપનામા આકાર હોતો નથી કેમકે જે વસ્તુમા તાત્વિક પદાર્થનો આકાર ન હોય અને તે વસ્તુ તાત્વિક પદાર્થ તરીકે જે વસ્તુ જગતમા ઓળખાતી હોય તે તરીકે સ્થાપવામા આવે ત્યારે

તે અસદ્ સ્થાપના કહેવામાં આવે છે. તો ગુણ અને આકાર વગરની વસ્તુને તાત્વિક પદાર્થના નામે ઓળખતાં તેને અપ્રધાન દ્રવ્ય કહેવું કે સ્થાપના કહેવી તે વિચારવા જેવું છે.

સ્થાપનાનુ સ્વરૂપ સમજનારો મનુષ્ય જાણે છે કે સ્થાપનાનું અલ્પકાલીનપણું છે અને તેથી વિવક્ષાને લીધે જુદા જુદા કાળે જુદા જુદા રૂપે સ્થાપનારો મનુષ્ય સ્થાપી શકે છે, જ્યારે અપ્રધાન દ્રવ્યપણું તો નિયમિત યાવત્દ્રવ્યભાવી હોવા સાથે તાત્વિક પદાર્થના બાહ્ય ગુણક્રિયાનું સત્ત્વ હોય તો જ હોય છે, માટે અસદ્ભાવ સ્થાપના અને અપ્રધાન દ્રવ્યની ભિન્નતા આ રીતે સ્પષ્ટપણે સમજી શકાય તેવી છે.

### ભાવનિક્ષેપ ઉપક્રમ

દ્રવ્ય નિક્ષેપાનું નિરૂપણ કરતા ઉપર આપણે જોઈ ગયા કે ભૂતકાળ અથવા ભવિષ્યકાળનું જે પરિણામી કારણ હોય એટલે કે જે પૂર્વકાળે કે ભવિષ્યકાળે ભાવપણે પરિણમવાનું હોય તેને દ્રવ્ય કહેવું પરંતુ જ્યાં સુધી ભાવનિક્ષેપાનુ સ્વરૂપ માલુમ પડે નહિં ત્યાં સુધી ભાવને ઓળખી શકાય નહિ અને જ્યાં સુધી તાત્વિક ભાવસ્વરૂપને ઓળખી શકાય નહિ ત્યાં સુધી તેના ભૂત કે ભવિષ્યના કારણરૂપ દ્રવ્યને આપણે ઓળખી શકીએ નહિ માટે ભાવનું સામાન્ય સ્વરૂપ જાણવાની જરૂર અસ્થાને નથી

### ભાવનિક્ષેપ વ્યાખ્યા

ભાવ તેને કહેવાય છે કે–વક્તાએ કહેવા ધારેલી ક્રિયા કે અનુભવયુક્ત જે હોય અથવા તે ક્રિયા અને અનુભવ બન્નેયુક્ત જે હોય સામાન્ય રીતે **અચેતન કે સચેતન ભાવપદાર્થમાં કહેવા ધારેલી ક્રિયાનો અનુભવ એટલે તે તે ક્રિયામાં વર્તવું તે ભાવ કહેવાય છે.** જેમકે–જિનેશ્વરપણાને સાક્ષાત અનુભવતા જિનેશ્વર મહારાજાઓ અને ઘટાદિપણામાં વર્તતા ઘટાદિ પદાર્થો પોતપોતાની અપેક્ષાએ ભાવ કહેવાય છે. એવી રીતે વિવક્ષિત ક્રિયામાં

વર્તવા રૂપ ક્રિયાના અનુભવને લઈને ભાવની જે વ્યાખ્યા કરી તે સમજવી સહેલી છે અને તેના પૂર્વપશ્ચિમ ભાગોને તે મુખ્ય અવસ્થાની દ્રવ્યપણે સમજવુ મુશ્કેલ નથી પણ ક્રિયા અને અનુભવ બન્ને જુદા જુદા લઈએ અને તે બન્નેને ભાવ ગણીને તેના કારણો તપાસીએ તો દ્રવ્યમા પણ તેવા ભેદો જરૂર માનવા પડે છે

## અનુભવ ક્રિયાત્મક ભાવના કારણ તરીકે દ્રવ્યના અવાન્તરભેદો

જે સ્થાને ભાવનિક્ષેપો એકલી ક્રિયાની અપેક્ષાએ જ હોય ત્યા તે ભાવના ક્રિયા અને અનુભવ એવા બે ભેદો કરવા અને તેને આધારે દ્રવ્યના પણ ભેદો પાડવા તે તાત્વિક છતા પણ કદાચ અનાવશ્યક ગણાય પણ જ્યા ભાવ વસ્તુ ક્રિયા અને જ્ઞાન ઉભય વાળી હોય ત્યા ભાવના એકલા અનુભવથી અને એકલી ક્રિયાથી જુદા ભેદો પાડવા તે આવશ્યક ગણાય અને એવી રીતે ભાવના ભેદો આવશ્યક થાય તો તેના કારણ તરીકે રહેલા પદાર્થોના ભેદો પણ આવશ્યક જ ગણાય.

જેવી રીતે ક્રિયા અને અનુભવ એ ઉભયવાળી વસ્તુને અગે ભાવના ભેદો પાડવાની જરૂર ગણાય તેવી જ રીતે એકલી ક્રિયાવાળા પદાર્થરૂપી ભાવને અગે પણ ક્રિયા અને તેને જાણવા રૂપ અનુભવના બે ભેદો પાડવા તે આવશ્યક જ છે જેવી રીતે કર્મના ઉદયથી થતા પરિણામોને આત્મા વેદે છે, અને તેને ભાવાવસ્થા કહેવામા વાધો નથી તેવી જ રીતે તે તે વસ્તુના જ્ઞાનને પણ આત્મા અનુભવે છે અર્થાત્ આત્મા જે જે વસ્તુના જ્ઞાનપણે પરિણમે તે તે વસ્તુનું જ્ઞાનપણે પરિણમન ભાવમાનીને ભાવ માનવામા કશી હરકત જણાતી નથી સાક્ષાત પદાર્થ હોય તોપણ તેનું વેદન જેને થાય છે તેને જ ક્રિયાના અનુભવવાળો ગણી ભાવ ગણવામા આવે છે અને તેથી જ જડ પદાર્થને મળેલા સુખદુખના કારણોને પુણ્ય અને પાપથી થયેલા માનતા નથી અર્થાત્ આત્મા જેવી ચૈતન્યવાળી વસ્તુને મળેલા સુખદુખના સજોગો જ પુણ્ય પાપના ઉદયથી થયેલા

મનાય છે અને તેથી જ નરકાદિક ગતિઓમાં રહેલા જીવોને જ નારકીપણા આદિક અશુભ અને શુભ પરિણામ મનાય છે પણ ત્યાં રહેલા જડ પદાર્થોને નારકી આદિપણે ગણવામાં આવતા નથી.

## ભાવ અવસ્થાનું નિયતીકરણ

આ હકીકતથી એટલું તો સ્પષ્ટ થાય છે કે જીવોમાં વેદન સ્વભાવ હોવાથી જ નારકી આદિક ભાવાવસ્થા ગણવામાં આવે છે પણ કર્મોદય સિવાયના પદાર્થોમા જીવને લગતી ભાવવસ્થા ગણાતી નથી તેવી રીતે અજીવ પદાર્થમાં પણ જે જે અવસ્થા કોઈ પણ જીવના કર્મોદયને લીધે બને છે તેને ભાવ કહેવામાં આવે છે તો ત્યા પણ તાત્વિક દૃષ્ટિએ તો વેદનની જ સહકારિતા રહે છે. એકલા જ્ઞાનમાત્ર રૂપ વેદનને અગે તે તે ભાવ માનવામા હરકત નથી.

## ભાવનું વધુ સ્પષ્ટીકરણ

આ જ નિયમને અનુકૂળ નીતિનો પણ નિયમ છે કે–**अर्थाभिधानप्रत्ययास्तुल्यनामधेया भवन्ति** એટલે કે જેવી રીતે પદાર્થ અને તેનો વાચક શબ્દ એક નામે બોલાવાય છે તેવી જ રીતે તે તે પદાર્થોનું જ્ઞાન પણ તે તે નામે જ બોલાવાય છે એટલે કે પદાર્થના જ્ઞાનને પણ પદાર્થની માફક મૂળ નામે જ બોલાવાય છે. વિશેષ જે આત્મા જે પદાર્થના જ્ઞાનના ઉપયોગમાં પરિણમ્યો હોય તે આત્મા તે પદાર્થની તન્મયતાવાળો ગણાય છે. અગ્નિ કે ઘટપટાદિક પદાર્થોમાંથી જે પદાર્થના જ્ઞાનમાં આત્મા પરિણમ્યો હોય તો તે પદાર્થમય તે આત્મા થયો છે એમ માનવું પડે, કારણ કે–આત્મા સર્વાંશે એક ઉપયોગવાળો છે અને તેથી જ્ઞાન ઉપયોગપણે પરિણમતો આત્મા જ્ઞાનમા એકાંશે રહેલો છે એમ કહી શકાય નહિ, પણ સર્વાંશે પરિણમેલો છે અને સર્વાંશે જે પદાર્થપણે પરિણમેલો છે તે આત્માને તે પદાર્થપણે જ્ઞાન દ્વારાએ માનવામાં જ યુક્તિ સંગતપણુ છે અને તેથી જ **અનુભવરૂપ જ્ઞાન દ્વારાએ ભાવપણું માનવાની જરૂર રહે છે.** અલબત્ત ક્રિયા યુક્ત અનુભવ

અને એકલો અનુભવ આ બે જરૂર જુદા પડે છે, તો પણ અવસ્થા રૂપ ભાવની અપેક્ષાએ જ તે બ'નેને એટલે કે એકલું જ્ઞાન અને ક્રિયાયુક્ત જ્ઞાન એ બન્નેને ભાવ તરીકે માનવામા યુક્તિ વિરોધ જણાતો નથી

આ જ કારણથી શાસ્ત્રકારોએ પણ ભાવના બે ભેદ આગમ અને નોઆગમ રૂપે જણાવેલ છે અને નોઆગમ નામના બીજા ભેદમા સર્વ-મિશ્ર અર્થ લેવામા આવેલો છે જો કે બીજે નો શબ્દનો અર્થ દેશનો નિષેધ કે સર્વથા નિષેધ એવો કરવામા આવે છે તો પણ ભાવનિક્ષેપાના નોઆગમ નામના ભેદમા તે દેશ નિષેધ કે સર્વ નિષેધ રૂપી અર્થ લેવામા આવતો નથી

(ક્રમશ)



## — નમ્ર સૂચના —

કેટલાક સુજ્ઞ વાચકોએ નિખાલસ ભાવે જણાવ્યુ છે કે "લખાણુ બહુ અઘરૂ છે, રસપ્રદ નથી, આનદ પડે તેવુ નથી" વગેરે

પૂ આગમોદ્ધારકશ્રીની માર્મિક આગમતલસ્પર્શી વિવેચના પદ્ધતિ સાથે શબ્દસૌષ્ઠવકે ભાષાલાલિત્યના નામે અડપલુ કરવામા ખૂબ જ જોખમ છે

તેથી સુજ્ઞ વાચકોને સાદર જણાવવાનુ કે ખૂબજ શ્રુતભક્તિથી પ્રેરાઈને નમ્રતાના ભાવ સાથે શાતથી જિજ્ઞાસા પૂર્વક ગુરુનિશ્રાએ વાચવુ કેટલેક સ્થળે દેખીતા વિરોધાભાસ જેવુ અને સાભળીને ચમકી જઈએ તેવુ લખાણુ પણ છે, માટે ખુબજ ગભીરતાથી વાચવા વિનતિ છે,

લી

કાર્યવાહ

" આગમ જ્યોત "

વર્ષ
૧



પુસ્તક
૨




## જગવત્સલ શ્રીતીર્થંકર પ્રભુનો

## સર્વહિતકર ઉપદેશ

*

' अत्थि मे आया उववाइए णत्थि मे आया उववाइए "

–શ્રી આચારાંગ સૂત્ર

આ ઉપદેશના ઉદ્યોતવાળા ઉદ્દેશમા જ ક્રિયાવાદીપણાના કીડાની ઉત્પત્તિ થતી નથી, અક્રિયાવાદી ક્રૂર ગક્ષસોનો પ્રચાર પોષાતો નથી અજ્ઞાનવાદીઓના વાદળા તો પ્રથમથી જ પોબારા ગણીને ગગનના ખૂણા જેવા મૂર્ખ મનુષ્યોના મનોરથમા મ્હાલવા જાય છે, અને વૈનયિકવાદના વાયરાના વાવાઝોડાનો તો વિધવિધ પ્રકાર વિનય થાય છે

ટુકમા ઉદ્યોત કરનાર ઉદ્યોતમા ચોરો જેમ ચકમ બની જાય છે, તેમ આ અરિહન્ત ભગવાનના આદિમ ઉપદેશના અ યાહત ઉદ્યોતમા ત્રણસે ને ત્રેસઠ પાખડીઓના મતો ખડખડ થઇ વિખરાઇ જાય છે

આ ઉપદેશની આદિમા અસ્તિતાને પ્રથમ સ્થાન આપી

પર્યાયાસ્તિક કે પર્યાયાર્થિકની મુખ્યતા મોખરે આવી છે ને તેથી દ્રવ્યાસ્તિક કે દ્રવ્યાર્થિક કરતાં તેની શુદ્ધિ કે સૂક્ષ્મબુદ્ધિગમ્યપણું જણાવવા સાથે શ્રદ્ધામાં અગ્રગામીપણું જણાવે છે.

**આ ઉપદેશમાં** અસ્તિ શબ્દ એકલો ત્રણકાળની સત્તાને જણાવનારો અવ્યય તરીકે જે ગણાય છે, તે વાપરી આત્મરૂપી દ્રવ્યની ત્રણકાલની વર્તના માટે યોગ્યતા જણાવી ત્રણે કાળના પર્યાયના સમૂહમયજ દ્રવ્ય છે એમ જણાવી દ્રવ્ય અને પર્યાયની વાસ્તવિક શ્રદ્ધાને ઉત્પન્ન કરે છે

**આ ઉપદેશમાં** વાપરેલો અસ્તિ શબ્દ પોતાના વિપક્ષનો સાપેક્ષ રીતે આક્ષેપ કરવા દ્વારા એ સ્વતંત્ર રીતે અસ્તિ ૧, નાસ્તિ ૨, અસ્તિનાસ્તિ ૩, અવક્તવ્ય ૪, અસ્તિ અવક્તવ્ય ૫, નાસ્તિ અવક્તવ્ય ૬. અને અસ્તિનાસ્તિ અવક્તવ્ય ૭, એ સાતે ભેદવાળી સપ્તભંગીને સ્પષ્ટપણે સૂચન કરે છે.

**આ ઉપદેશમાં** વાપરેલ અસ્તિ શબ્દ વર્તમાનકાલીન ઇન્દ્રિયસંનિકર્ષના જ્ઞાનને જણાવનાર હોઈ આત્મા અને તેના ઔપપાતિકપણાનો અધિગમ કરવા પ્રમાણનો પડદો ખુલ્લો કરે છે.

**આ ઉપદેશમાં** આત્માના અનન્ત ગુણો અને પર્યાયોમાં વર્ત્તતી અસ્તિતા જણાવી આત્માને અસ્તિત્વ–ધર્મથી સહિત સૂચવ્યો.

આ રીતે આત્માનુ વચનનય અને જ્ઞાનનયથી સમધિગમ્યપણું જણાવી નયથી આત્માનો અધિગમ થવાનું વર્ણવ્યુ છે.

**આ ઉપદેશમાં** અનેક પ્રકારે અનેક પદાર્થો સ્યાદ્વાદરૂપે સમજાવી શકાય તેવું છતાં આત્માના ઔપપાતિકદ્વારા જે સ્યાદ્વાદ સમજાવ્યો છે તે ખરેખર સમજદારોને સુજ્ઞતાનો માર્ગ સમજાવે છે.

અર્થાત્ જગતના દરેક જીવો મરણથી તો ડરે છે, પણ વાસ્તવિક રીતિએ વીતરાગ મહારાજે જાહેર કરેલા મોક્ષમાર્ગમાં મ્હાલનારા પુણ્યાત્માઓ તો જન્મની અસ્તિતાને જ ભયંકર સમજે.

**આ ઉપદેશમાં** જન્મને અંગે ભયંકરતા સમજાવી સાફ સમજાવે છે કે જન્મ પામનારા કોઇ પણ મરણના પંજાથી છૂટનારા

હોય નહીં અર્થાત્ जातस्य हि ध्रुवो मृत्यु એ વાકય નિયમિત સત્ર અર્થાત્ ધ્રુવસત્ય છે, એમ अस्ति પદ જાહેર કરે છે, અને સાથે જ એમ પણ જાહેર કરે છે કે मृतस्य जनन ध्रुव એ વાકય ભવ ભ્રમણના ભયંકર આવર્તમા અટવાતા જીવો માટે સત્ય હોય તો પણ સર્વ જીવો માટે એ વાકય અવિતથ નહીં હોવાથી અર્ધસત્ય જ છે

અવ્યાબાધપદને માનનાર શુક્લપાક્ષિક અને અન્ત્યપુદ્ગલ પરાવર્ત જેટલા સંસારવાળા જ જીવો આ मृतस्य० વાકયની અર્ધ અસત્યતા જાણે ને માને, પણ અભવ્ય જેવા જીવો માટે मृतस्य० એ વાકય ધ્રુવસત્ય તરીકે હોય

આ સર્વ હકીકત સમજાવવા માટે જ ઔપપાતિકતા એટલે-ચારે ગતિની જન્મદશા-ના જ્ઞાનને જ્ઞાનસંજ્ઞાના રૂપમાં રજુ કરેલ છે (ક્રમશઃ)



સર્વહિતકર ઉપદેશને સૂચવતા

શ્રી આચારાગસૂત્રના

સૂક્તનો ભાવાર્થ

"મ્હારો આત્મા (પર્યાયાર્થિકનયથી) ઔપપાતિક (પરભવથી આવીને ઉપજનારો) છે, મ્હારો આત્મા (દ્રવ્યાર્થિકનયથી) ઔપપાતિક નથી"

# શ્રી નમસ્કાર-મહામંત્રનો

## મ...હિ...મા

* જૈન સંઘનો ગુરૂમંત્ર કયો?
* સર્વ શાસ્ત્રોમાં અંતરંગ રીતે વ્યાપક સૂત્ર કયું?
* સર્વ શાસ્ત્રોને અર્પણ કરતા પહેલા કયું સૂત્ર અપાય?
* દરેક આગમની વ્યાખ્યાના પ્રારંભે કયા સૂત્રની વ્યાખ્યા કરાય?
* સકલકાળમા સર્વ ક્ષેત્રમાં એક સરખો જેનો સૂત્ર પાઠ રહે તે સૂત્ર કયું?
* બાર અંગ અને ચૌદ પૂર્વને ધારણ કરનારા મહાજ્ઞાનીઓને પણ મરણ સમયે ઉપયોગી સૂત્ર કયું?
* સમસ્ત પાપોને નાશ કરવામા સમર્થ સૂત્ર કયું?
* અપવિત્ર કે પવિત્ર ગમે તે અવસ્થામા પણ જેનું રટણ કરી શકાય તે સૂત્ર કયું?
* સર્વ મંગલોમાં મુખ્ય મંગળ તરીકે મનાતું મહામંગલ કયું?
* સકલ શાસન બાર અંગ અને ચૌદ પૂર્વનો સાર કયો?
* સર્વ કાળે-સર્વ ક્ષેત્રે સર્વ જીવોને પરમ આધારરૂપ મંગલ શરણ, અને લોકોત્તમ તત્ત્વોને જણાવનાર સૂત્ર કયું?
* નાની-મોટી દરેક ધર્મ ક્રિયાઓમાં હારમા દરેક મોતીમા પરોવાયેલ દોરાની જેમ એકસરખો જેનો સબંધ હોય છે. તે સૂત્ર કયું?

આવી સઘળી જિજ્ઞાસાઓને તૃપ્ત કરનાર એક જ સમાધાન છે કે:-

"પંચ પરમેષ્ઠીઓને કરાતા તાત્ત્વિક નમસ્કારરૂપ

**શ્રી નમસ્કાર-મહામંત્ર"**

---

* પૂ૦ આગમોદ્ધારક આચાર્ય દેવશ્રીના માર્મિક ચિંતનમાથી ઉદ્ધૃત

(વિ સ ૨૦૦૦ શ્રા સુ ૫ મગળથી વિ સ ૨૦૦૧ પોષ સુદ ૧૪ સુધી શ્રીગોડીજી જૈન ઉપાશ્રય (પાયધુની–મુબઈ)મા આગમદિવાકર બહુશ્રુત ધ્યાનસ્થ સ્વ પૂ આગમોદ્ધારક આચાર્ય દેવશ્રી આનદમાગરસૂરીશ્વરજી મહારાજાએ શ્રી સૂત્રકૃતાગ-સૂત્રના પાચમા અધ્યયન ઉપર ખૂબ જ ઝીણવટથી માર્મિક વ્યાખ્યાનો આપેલ, જેનુ કે અવતરણ વિદ્વદ્વર્ય સ્વ બાલમુનિ શ્રી મહેન્દ્ર-માગરજી મ૦ના શિષ્યરત્ન ગણિવર્ય પૂ મુનિરાજશ્રી સૌભાગ્ય-સાગરજી મ૦ પોતાની ઝડપી કલમથી કરેલ, તેઓશ્રીએ શ્રુતભક્તિથી પ્રેરાઈને પ્રકાશિત કરવા માટે આ વ્યાખ્યાનો આપ્યા છે, તે બધા વ્યવસ્થિત સુવાચ્ય બનાવી આગમતત્ત્વ જિજ્ઞાસુ ચતુર્વિધ શ્રીસઘના લાભાર્થે રજુ કરવામા આવે છે

આમા પૂ આગમો શ્રીના આશયવિરુદ્ધ કદાચ કઈ છદ્મસ્થતા આદિથી થયુ હોય તેની સકલ સઘ સમક્ષ ક્ષમા પ્રાર્થવામા આવે છે )

## 卐 શ્રી સૂત્રકૃતાગસૂત્રના વ્યાખ્યાનો 卐

(અધ્યયન પાચમુ)

### વ્યાખ્યાન-૧

વ્યાખ્યાકાર આચાર્ય ભગવાન શીલાકાચાર્ય મહારાજ ભવ્ય જીવોના ઉપકાર માટે શ્રી સૂત્રકૃતાગસૂત્રની વ્યાખ્યા કરતા પહેલા શ્રી આચારાગ સૂત્રની વ્યાખ્યા કરી ગયા ત્યાર પછી શ્રી સૂત્રકૃતાગ સૂત્રના પહેલા શ્રુતસ્કધની વ્યાખ્યા કરીને બીજા

શ્રુતસ્કંધના ચાર અધ્યયનની વ્યાખ્યા કરી ગયા. હવે પાંચમા અધ્યયનની વ્યાખ્યાના પ્રસંગે આગળ જણાવી ગયા કે–

## પાંચમા અધ્યયનની ક્રમસંગતિ

અહીં જે વસ્તુ ગોઠવવામાં આવી છે. તે ચોથા અધ્યયનની વસ્તુ પછી ક્રમસંગતિ ન્યાયે જાણવી, એટલે કે જેમ દુનિયામાં મોતીનો હાર હોય અને તેમાં જો ક્રમ પ્રમાણે મોતી ગોઠવ્યા હોય તો તે મોતીના હારની કેટલી કિંમત? ને જે હારમાં જેમ તેમ મોતી પરોવેલાં હોય તેની કિંમત કેટલી? તે રીતે આ પાંચમું અધ્યયન ગણધર ભગવાને ગોઠવેલું છે તે કીડીયારાની માફક જેમ આવ્યું તેમ ગોઠવી દીધું છે. કે કહી દીધું છે તેમ નથી પણ પાંચમું અધ્યયન જે સ્થાને ગોઠવવાનું હતું તે સ્થાને જ ગોઠવવામાં આવ્યું છે.

હવે પાંચમું શરૂ કરતાં પહેલા ચોથા અધ્યયનમાં શું કહ્યું છે? અને પાંચમા અધ્યયનમાં શું કહેવાનું છે? ને તે બેય અધ્યયનોનો સંબંધ શો છે? તે જો જાણવામાં ન આવે તો વસ્તુસ્થિતિનું ભાન ન થાય. અને "ચોથાના ઠેકાણે પાંચમું અને પાંચમાને ઠેકાણે ચોથું ગોઠવ્યું હોય તો શો વાંધો?" આવો તર્ક ઉભો થઈ શકે.

## આંગળીના દૃષ્ટાન્તે ચોથા–પાંચમાના સંબંધનું નિરૂપણ

જેમ હાથની આંગળીઓમાં કઈ આંગળી કઇ આંગળીને આધારે રહેલી છે? એ વિચારતાં એ માનવું પડે છે કે દરેક આંગળીઓ એક બીજાના સંબંધવાળી છે.

એટલે આંગળીમાં જે મધ્યમા છે તેને અનામિકા જોડે સંબંધ છે કે તર્જની જોડે? તો કહેવું પડશે કે એક અપેક્ષાએ તર્જની જોડે અને એક અપેક્ષાએ અનામિકાની જોડે કેમકે સંયોગ બેમાં હોય છે. પરંતુ એકમાં સંબંધ રહેતો નથી સ્યાદ્‌વાદ દૃષ્ટિથી વિચારીએ તો સ્પષ્ટ જણાય કે આ સંયોગ તર્જનીથી ભિન્ન કે અભિન્ન? તે સંયોગ મધ્યમાથી ભિન્ન કે અભિન્ન? તેમજ અનામિકાથી ભિન્ન કે અભિન્ન? જો સંયોગ તર્જની, મધ્યમા અને અનામિકાથી જુદો

હોય તો તર્જની ને મધ્યમા સાથે કે અનામિકાને મધ્યમા સાથે કઇ લાગતું-વળગતું નથી એમ માનવુ પડે માટે જ કહેવુ પડશે કે સયોગ કથચિત્ ભિન્ને કથચિત્ અભિન્ન, એટલે કે કથચિત્ દ્રવ્યથી ભિન્ન એટલે કથચિત્ દ્રવ્યમય મધ્યમાથી તર્જનીનો અને અનામિકાથી તર્જનીનો જુદો છે આ રીતે ચોથા અને પાચમા અધ્યયનનો સબધ પણ કથચિત્ ભિન્નાભિન્ન છે તેમજ જો ચોથા અધ્યયનને સર્વથા ભિન્ન-નિરપેક્ષ રાખીએ તો પાચમાનો સબધ જણાવી શકાય નહીં માટે ચોથા-પાચમા અધ્યયનનુ સ્વરૂપ ખ્યાલમા લેવુ જોઈએ

### ચોથા-પાચમા અધ્યયનના પેટા વિષયોનુ મહત્ત્વ

વળી જો તેના અધિકારો-પેટા વિષયોનો પરસ્પર સબધ ન જાણ્યો હોય તો ચોથા-પાચમા અધ્યયનને હકીકતમા પરસ્પર કઈ લાગતું વળગતુ ન રહે કેમકે જેમ આકાશમા ચદન છાટવામા આવે તો તે ઉપર રહે છે છતા આકાશને ચદન સાથે લાગતું વળગતુ નથી કારણ આકાશનો ગુણ અવગાહ છે એટલે રહેવા દે પણ ચદનની શીતવતા-સુગધિના આદિની અસર આકાશમા કઈ લાગે નહીં તેમ ચોથુ પાચમુ અધ્યયન કેવુ છે? તેમા કયા કના અધિકારો-પેટા વિષયો છે? શી શી વસ્તુઓ છે? તે જણાવાય ત્યારે જાણી શકીયે કે ચોથા પાચમા અધ્યયનને હકીકતમા સબધ છે

### આકાશ-ચદન ન્યાયની સગતિ

જેમ આકાશ અરૂપી ચદન રૂપી એ જાણ્યુ હોય તો આકાશ-ચદનને પરસ્પર કેવો સબધ હોય તે ખબર પડે તેમ ચોથા અને પાચમા અધ્યયનમા શુ જણાવ્યુ છે? તેના અધિકારોનો કઈ જાતનો સબધ છે? તે જાણવાથી જ ખરેખર પોતાની બુદ્ધિમા સબધનો સાચો ખ્યાલ આવે

તેથી વ્યાખ્યાકાર મહારાજા કહે છે કે અહીં પાચમુ શરૂ કરીએ છીએ તેનો સબધ ચોથા સાથે છે તેથી જ પાચમુ ચોથા પછી ગોઠવવામા આવ્યું છે

વળી ચોથા અધ્યયનના અધિકારો સાથે પણ પાંચમા અધ્યયનના વિષયોનો સંબંધ છે તે કેવી રીતે ? તે જણાવતાં ફરમાવે છે કે-

" अनन्तराध्ययने प्रत्याख्यानक्रियोक्ता, सा चाऽऽचार-व्यवस्थितस्य सतो भवतीत्यतस्तदनन्तरमाचारश्रुताध्ययनमभिधीयते "

## પચ્ચક્ખાણના મહત્ત્વ વિષે ચોરનું દૃષ્ટાંત

**સૂત્રકૃતાંગના** બીજા શ્રુતસ્કંધના ચોથા અધ્યયનમાં પચ્ચક્ખાણની ક્રિયા જણાવવામાં આવી. કેવી રીતે જણાવી ? તો કહે છે કે **પચ્ચક્ખાણ કરે તો પાપથી બચે.**

મનમાં પાપનો સંકલ્પ, કાયામાં આચાર અને વચનમાં ઉચ્ચાર ન હોય તો પણ પાપ બાંધે, એક મનુષ્ય ચોરી કરવા નીકળ્યો, પરહદમાં ગયો ચોરી માટે લાગ ન મળ્યો. આરામ માટે ઝાડ નીચે બેઠો ને ત્યાં ઊંઘી ગયો તો આ વખતે તેને ચોરીનો વિચાર છે ? વચન ચોરીનું બોલે છે ? ને ચોરીની ક્રિયા કરે છે ? તો કહેવું પડશે કે તે કંઈ કરતો નથી તો તેને શાહુકાર કહી શકાય ? ના ! કારણ કે ચોરીના પરિણામ છે માટે, ચોરીના રસ્તે નીકળેલો તે ચોરીનો સંકલ્પ ન કરે, વચન પણ ન બોલે ને તણખલું પણ ન હલાવે તો પણ શાહુકાર ન ગણાય

## ચોરના દૃષ્ટાન્તની સંગતિ

તેમ આપણે આ સંસારમાં અનાદિકાળથી રખડીએ છીએ તો અનંતા ભવો દરમ્યાન કયા ભવમાં કયા કયા પાપના સંકલ્પો નથી કર્યા ? પાપના વિચારો નથી કર્યા ? કે પાપના ઉચ્ચારો પણ નથી કર્યા ? ખરેખર બધા ભવોમા તે પ્રમાણે કરેલું છે, ને તેથી સર્વ ભવમાં રખડયા છીએ

આ સ્થિતિમાં આપણે ભૂતકાળમાં વિવિધ પાપ માટે સંકલ્પો વિચારો ને ઉચ્ચારો કે પ્રવૃત્તિઓ કરેલ છતાં અત્યારે ચૂપ થઈને બેઠા, એટલે ચોર સૂઈ ગયો હોય તેથી કંઈ તે શાહુકાર ન ગણાય,

તેમ આ જીવને પ્રસગ ન પડ્યો જરૂર ન પડી ને કામ ન પડ્યુ એટલે પાપનો સકલ્પ, વિચાર ને ઉચ્ચાર ન કરવા માત્રથી નિષ્પાપી ન ગણાય

## શ્રી પ્રભવસ્વામીના દષ્ટાતથી અવિરતિનો વિચાર

દષ્ટાત વિચારો! આપણે **શ્રી કલ્પસૂત્રમા** દરેક વર્ષે સાભળીએ છીએ કે **પ્રભવસ્વામી** કોણ? કહો કે ભરાડી ચોર! કે જે જબૂસ્વામીનુ આખુ ઘર લુટવા આવે છે ઋદ્ધિ, સપત્તિ વગેરે ઉપાડી જવા આવે છે કોઈ જાગતુ હોય તો અવસ્વાપિની નિદ્રા આપીને ધાડ પાડે છે, બધા ગમે તેટલા તાળે ચડચા હોય તો પણ ઉઘાડી નાખે આ રીતે (ગમે તેને) ઉઘાડી દેવાની ને (ગમે તે તાળુ કે તિજોરી) ઉઘાડી દેવાની આ બે ચીજ જેણે પ્રાપ્ત કરી હોય તેને ચોકીદાર શુ કરે? કારણ ચોકીદાર ચોકી કયા સુધી કરે? ચક્ષુ ચોટે નહીં ત્યા સુધી, એટલે આખ મીંચાય નહીં ત્યા સુધી, ત્યારે પ્રભવસ્વામીજીએ પહેલી એ કલા હસ્તગત કરી લીધી કે ગમે તેના ચક્ષુ ચોટાડી દેવા, અવસ્વાપિની નિદ્રા આપીને બધાને ઉઘાડી દેવા અને તાળા બધ હોય તો ઉઘાડી દેવા, પ્રભવસ્વામીમા આ બે વિદ્યા હોવાથી ગમે તેવા ચાલાક દેખનારા પણ ઉઘી જતા અને ગમે તેવા તાળા કે તિજોરી ઉઘડી જતા

આવી સ્થિતિમા હોવા છતા તેઓ શાહુકારમા ગણાયા એટલુ જ નહીં પણ રખેવાળ ગણાયા તે પણ દ્રવ્યના રખેવાળ નહીં પણ ભાવના રખેવાળ તે પ્રભવસ્વામીજી ચૌદપૂર્વી, શ્રુત કેવળી, મોક્ષ માર્ગ ચલાવનાર આચાર્ય બન્યા, પણ કયારે બન્યા? તો બધુ "વોસિરે વોસિરે વોસિરે" કર્યું ત્યારે,

## પાપ કયારે લાગે? તે બાબત જૈન જૈનેતરની માન્યતાનુ રહસ્ય

વળી ચોથા અધ્યયનમા એક બીજી વાત પણ મહત્ત્વની જણાવી ગયા કે–"**જીવ પાપથી બચે ક્યારે? પચ્ચક્ખાણ લે ત્યારે!**" આ વાત સમજવા માટે જૈન ને જૈનેતર વચ્ચે ફરક કયા પડે છે?

તે વિચારો ! જૈનેતરો શું માને છે તો 'કરે તે ભોગવે' ત્યારે જૈન શું માને? "કરે તે તો ભોગવે જ પણ પચ્ચક્ખાણ ન કરે તે પણ ભોગવે."

આ વાતના ઉંડાણમાં ઉતરીશું તો આખા જગતની સ્થિતિ ખ્યાલમા આવશે.

### એકેંદ્રિય જીવોના દૃષ્ટાન્તે જૈનેતરોની માન્યતાની અપૂર્ણતા

આ જે એકેંદ્રિય જીવો છે તે સૂક્ષ્મ–બાદર પ્રત્યેક વનસ્પતિમાં અનાદિ કાળથી રખડે છે. આ વાત જૈન માત્ર માને છે. તે એકેન્દ્રિય જીવો અજૈનની અપેક્ષાએ મહા દયાળુ ગણાય કેમકે તેઓ હિંસા કરતા નથી, જુઠું બોલતા નથી, ચોરી કરતા નથી, સ્ત્રી સામું જોતા નથી, કોડી પણ સંઘરતા નથી તે જીવો ચૌદમા ગુણઠાણા વાળા જીવો કરતાય જબરા !

### જૈનેતરોની દૃષ્ટિએ એકે૦ જીવો પૂર્ણ અહિંસક ગણાય

વળી આ વાત જો જૈન સિદ્ધાંત પ્રમાણે ન દેખીએ ને અજૈનના સિદ્ધાંત પ્રમાણે દેખીએ તો ચૌદમા ગુણઠાણા વાળા કરતાં પણ ચડીયાતા થઈ જાય, કેમ કે ચૌદમા ગુણઠાણા વાળા બીજા જીવોના ઘાતનું કારણ બને, કારણ પોતે યોગ પ્રવૃત્તિ કરતા નથી. છતાં મચ્છર લાગ્યો ને પવન ઝપાટો લાગ્યો ને મચ્છર મરી જાય તો કારણ કોણ ? તો એ અજોગી કેવલીનું શરીર ! પરંતુ આ સૂક્ષ્મ એકેન્દ્રિય જીવો એવા પવિત્ર છે કે જેઓ કોઈની હિંસા કરે નહિં ને કોઈને પોતાની હિંસાનું પાપ લાગવા દે નહિ. આવા દયાળુ કોણ નીકળે ? સ્વભાવે એવા કે ન મારે ને ન મરે. સૂક્ષ્મ એકેન્દ્રિય કોઈનાથી મરતા નથી.

### અજવાળાના દૃષ્ટાન્તે સૂક્ષ્મ એકે૦ જીવોની અપ્રતિઘાતદશા

અજવાળું હોય ને કાચને વચમાં ગોઠવીયે તો અને તેનો સંબંધ વિચારીએ તો અજવાળું કાચને ધક્કો મારે છે ? કે કાચ અજવાળાને ધક્કો મારે છે ? તે કહેવું પડશે કે કોઈ કોઈ ને ધક્કો

મારતુ નથી અજવાળુ બારીક હોવાથી કાચને નથી અથડાતું તેમ સૂક્ષ્મ પૃથ્વી અપ તેઉ વાયુ વનસ્પતિ આ પાચે જીવો બાદરથી નથી હાતા ને બીજાને અથડામણુ પણ નથી કરતા હો! આના જેવી નીરાળી કઈ ચીજ? કોઈ ને મારે નહીં ને પોતે પણ મરે નહીં કહો! આ જાત કેટલી દયાળુ?

## સૂક્ષ્મ એકેં૦ જીવોના દષ્ટાતથી "વિરમે તે બચે"નુ મહત્ત્વ

એ કોની હિંસા કરે છે? વચન ક્યા છે? કે જુઠુ બોલે! તેમજ તે ચોરી કરે કહીં, સ્ત્રીગમન કરે નહીં, કોઠી પણ રાખે નહીં, આટલુ છતા તે એકેન્દ્રિયમા રખડે છે કેમ? તો તેનુ એક જ કારણ જૈન શાસનના સિદ્ધાત પ્રમાણે જણાય છે કે "**વિરતિ-પચ્ચખાણુ ન કરે તો તે દડને પાન બને છે**" આથી જ તત્ત્વાર્થકારે જણાવ્યું છે કે "मिथ्यात्वाऽविरति-प्रमाद-कषाय-योगा बन्धहेतव" કર્મબધનુ પહેલુ કારણ મિથ્યાત્વ અને બીજા નબરે અવિરતિ એટલે પચ્ચકખાણુ ન કરવા તે

આ રીતે પચ્ચ૦ના મહત્ત્વ સાથે ત્રસની હિસાનું પચ્ચ લેવામા આવે તો તેમા સ્થાવરની અનુમોદના થાય કે નહીં? વગેરે અધિકાર જણાવીને ચોથા અધ્યયનમા પચ્ચકખાણુનો ક્રિયાનો અધિકાર વિસ્તારથી જણાવ્યો

હવે પચ્ચકખાણુ કેવી રીતે લેવા? તેનાથી શો લાભ? તે" જણાવીને પાચમા અધ્યયનમા શુ કહેવાના છે? ને તેનો સબ ૬, ચોથાની સાથે કઈ રીતે? વગેરે અને વર્તમાન ૧૫૧ુ

નાયુષ્ય

નીકળવું

વ નીકળ્યા

## વ્યાખ્યાન-૨

આચાર્ય ભગવાન શ્રીમાન્ શીલાકાચાર્ય કેલો છુ, મહાર આચારાગની વ્યાખ્યા કર્યા પછી શ્રી સૂત્ર ખરી! એટલે પછી શ્રુત૦ ૨૦ ધના ચાર અધ્યયનની વ્યાખ્યા

આ સંસારની માયા છોડવાની નક્કી છતાં "વોસિરે વોસિરે" કે "एगो हं णत्थि मे कोइ" થઈ શકતું નથી તે વખતે પણ "આ વૈદ્ય કે ડોકટરને બોલાવો કે અમુક દવા લાવો, જુઓ! આનું આમ કરજો અને આને આટલું આપજો!" આ બધું ઝાડ નીચે સૂતેલા-ચોર જેવું છે કે બીજું કંઈ! ઝાડ નીચે સૂઈ ગયેલ ચોરને તક નથી મળી માટે બચ્યા બેઠા છે. અહીં પણ આયુષ્ય કર્મ રહેવા દેતું નથી માટે બધું છોડીને ભાઈસાહેબને છોડી જવું પડે છે. જેટલા જીવો "एगो हं णत्थि मे०" કે વોસિરે કર્યા વિના પરભવમાં જાય તે બધા ચોરની ગુનેહગારીમાં જકડાયેલા રહે!

## સ્વેચ્છાએ છોડાતું નથી માટે કર્મસત્તા હેરાન કરે છે

આ જીવ અનંતા ભવમાં રખડ્યો છે તે દરેક ભવમાં શું કર્યું? મરણની બળાત્કારની સ્થિતિએ જગતના પદાર્થો અનિચ્છાએ પણ છોડવા પડે છે. આવી સ્થિતિવાળા અજ્ઞાનમૂઢ જીવો કર્મથી શી રીતે બચવાના?

વૈર-પ્રેમ અંગે પણ "મરી જઉં તો ન છોડું" આ શબ્દો કયા નથી વપરાતા? મરવું પડે તેમાં ઉપાય નથી છતા પણ છોડવાની ઇચ્છા નથી, પરાણે પણ છોડવાની સમૂળગી ઇચ્છા નથી.

આવી જન્મોજન્મની ભ્રામક માન્યતા પછી પણ આપણે એમ કહીએ કે પાપ ન કરીએ કર્મ કેમ લાગે? કે તેમાં નવાઈ દેખે. પણ પોતાના વિચારો વર્તનો વગેરે વિચારાય તો ખબર પડે.

## ગુમડાના દૃષ્ટાન્તથી અવિરતિની માર્મિકતા

જેઓ વ્યવહાર રાશિમા આવ્યા નથી તેઓ પણ અવિરતિના લીધે કર્મથી લેપાય છે.

'મારો ખોરાક પરૂ થાય' તે એક રૂંવાડે પણ કલ્પનામાં નથી વચનથી પણ 'થાઓ' એમ કહી બોલતા નથી, કાયાથી 'આપણી તેવી કોઇ પ્રવૃત્તિ નથી' છતાં શું થાય છે ખોરાકનું પરિ-ણમન! જેવો વિકાર થયો તેવું તેનું પોષણ સાહજિક રીતે થયા જ

કરે ગુમડુ કે વિકાર ન થાય તેની સભાળ રાખી શકો પણ તે થયા પછી એનુ કાર્ય ખોરાકનું વિપરીતપણે પરિણમવુ તે મન વચન કાયાની એ અગે પ્રવૃત્તિ ન હોય તો પણ થવાનુ જ !

જેમ શરીરમા વિકૃતિ ન થવા દેવી તે તમારા હાથમા, પણ પોષણ ન થવા દેવુ તે તમારા હાથમા નહીં તેમ અહીં મિથ્યાત્વ અવિરતિ, રાગ-દ્વેષ દશા તે પણ જીવનો વિકાર છે, તે થયા પછી તેનુ પોષણ દેખીતી આપણી કોઈ વિશિષ્ટ પ્રવૃત્તિ ન હોય છતા થયા જ કરે !

## મિથ્યાત્વના લક્ષણનો પ્રાસગિક સૂક્ષ્મ વિચાર

"સાચી માન્યતાનો અભાવ તે મિથ્યાત્વ" અને "સારી પ્રવૃત્તિનો અભાવ તે અવિરતિ" તે કયા નથી ? અ યવહાર રાશિમા પણ સાચી માન્યતા કે સારી પ્રવૃત્તિનો તો અભાવ હતો જ ! તેથી જ પૂ આ૦ શ્રી હરિભદ્રસૂરીશ્વરજીએ મિથ્યાત્વનું સ્થૂલ લક્ષણ કાઢી નાખ્યુ, કયુ ? "સુદેવ સુગુરૂ સુધર્મ તે કુદેવાદિરૂપે માને કે કુદેવાદિને સુદેવાદિ માને તે મિથ્યાત્વ"-આ લક્ષણ આપણા માટેનુ જણાવ્યુ છે

પચેન્દ્રિય મનુષ્યો જેઓ આર્ય અને શ્રેષ્ઠ કુળમા જન્મ્યા છે, જેઓ ધર્મમા માનનારા છે, તેઓ સુદેવાદિને કુદેવાદિ કે કુદેવાદિને સુદેવાદિ માને તો મિથ્યાત્વ પણ ગાય ભેસ કુતરા વગેરેને કુદેવાદિને સુદેવાદિ માનવાનો પ્રસગ કયા છે ? ગાય ઘોડો કુતરૂ વગેરે પણ પોતાના માલિકને ઓળખે છે, તેના ઇશારાથી પોતે પ્રવર્તે છે માટે તેઓ સજ્ઞી તો છે જ ! છતા તેમને સુદેવાદિને કુદેવાદિ માનવારૂપનુ મિથ્યાત્વ સગત થઈ શકતું નથી

હજી જરા સૂક્ષ્મતાથી વિચારીએ કે-એકેન્દ્રિયથી માડી ઠેઠ પચેન્દ્રિય સુધીના જીવોને મનની શક્તિનો વિકાસ ન હોવાથી કુદેવાદિને માનવા રૂપનુ મિથ્યાત્વ શી રીતે ઘટે ?

છતા તેઓ અનાદિકાળથી સસારમા પડેલા છે તે શા કારણે ? ઉડુ વિચારો ?!!

ઉંદર ભગવાનની મૂર્ત્તિ ઉપર ચડી બેસે તેને આના ઉપર ચડાય કે નહી તેનો ખ્યાલ નહીં ! જ્યારે સંજ્ઞી પંચેન્દ્રિયમાં મુશ્કેલી છે, સમજણને લઈને તે તેમ ન કરી શકે, વળી અસંજ્ઞી પંચેન્દ્રિયમાં જાઓ તો કેટલી મુશ્કેલી ? ઓળખાણ–પિછાણની કાંઈ શક્તિ નહીં, આવી સ્થિતિમાં તેને મિથ્યાત્વ શી રીતે ઘટે ?

ત્યારે પૂ. આ. **શ્રી હરિભદ્રસૂરીશ્વરજી** કહે છે કે–મહાનુભાવ ! કુદેવાદિને સુદેવાદિ માનવારૂપનું મિથ્યાત્વનું લક્ષણ બધે ન ઘટે, દરેક જીવમાં સંગત થાય તેવું મિથ્યાત્વનું લક્ષણ આ છે–

**“ તત્વની અપ્રતીતિ તે મિથ્યાત્વ ”**

સુદેવાદિ તે શું છે ? ઝવેરાતના જાણકાર ઝવેરી ઝવેરાતની, હીરાના કટકા કે મોતી વગેરેની કિંમત આંકે પણ ઝવેરીની આંગલી લઇને ફરીએ તો કિંમત થાય નહીં, તેમ સુદેવાદિ તે ઝવેરી પણ ઝવેરાત નહીં; તીર્થંકરો માર્ગની કિંમત જણાવનારા લોકોને પ્રશસ્ત માર્ગે પ્રવર્ત્તાવનારા, પણ એમા કિંમતી ચીજ કયી ? **તત્વપ્રતીતિ** એટલે કે **જે તત્વ હોય તેને યથાર્થરૂપે માનવું–સ્વીકારવું આ જાતની દૃઢ ધારણા તે સમ્યકત્વ**

## તત્ત્વ–પ્રતીતિરૂપ સમ્યક્ત્વની સમજુતી

આથી જ પ્રાચીન કાળમાં સમવસરણ આદિમાં દેશના સાંભળ્યા પછી ધર્મની જિજ્ઞાસાવાળા ભવ્યાત્માઓ એકરાર કરતા હતા કે–

“ सद्दहामि णं भंते ! णिग्गंथं पावयणं,
पत्तिआमि णं भंते ! णिग्गंथं पावयणं,
रोएमि णं भंते ! णिग्गंथं पावयणं ”

**શ્રી કૃષ્ણમહારાજે શ્રી નેમિનાથ** પ્રભુની દેશના સાંભળી પર્ષદામાં આ ત્રણ એકરાર કરેલા કે–“ આ જિનેશ્વરનુ શાસન તે જ મોક્ષનો માર્ગ છે, એવી **શ્રદ્ધા** કરૂ છું. તે પણ અજાણપણે–મોઘમ નહીં, પણ **પ્રતીતિ**–પરીક્ષા વિશ્વાસ પૂર્વક, વળી શ્રદ્ધા માત્ર નહીં, પણ હું એ નિર્ગંથ પ્રવચન ધારણ કરનાર અને **તેવી રૂચિ** પણ ધરાવું છું.

આ ઉપરથી તત્વપ્રતીતિ એટલે "**એકાંત હિતકર નિર્ગ્રંથ પ્રવચનની શ્રદ્ધા કરૂં છું પ્રતીતિ કરૂં છું અને તે પ્રાપ્ત કરવા માટે રૂચિ રાખું છું, જરૂર તે મને મળે જેથી મારૂં કલ્યાણ થાય.**"

આ જાતની તત્વની પ્રતીતિ ન થવી તે **આત્માનો વિકાર**, પાપથી પાછા હઠવાનું ન થવુ તે **આત્માનો વિકાર**, પરિણતિમાં વિપર્યાસ તે **આત્માનો વિકાર.**

આવા અનેક જાતના વિકારો આપણામાં હોય તો પછી દરેક સમયે બંધાતા કર્મો તેનું પોષણ કરે એમાં નવાઈ શી?

## અવિરતિમાં બળીયાના ડાઘાનું દૃષ્ટાંત

સહુના અનુભવની વાત છે કે- નાનપણમાં ઘણાને બળીયા કાઢવામાં આવે છે, અત્યારે તે ડાઘા મોટા થયા તો એ કોણે કર્યા? માનવું જ પડે કે આહારનો સ્વભાવ છે કે શરીરનું પોષણ કરે, તેમ આ જીવ જે કર્મો બાંધે છે તેથી આત્માના અંતરંગ વિકારોને પોષણ મળતું જ જાય, જ્યાં લોહી ફરતું બંધ થઇ ગયું ત્યાં ખોરાકનો રસ ન હોય, અહીં વેદનારને જ બંધાય, **જેવો ભોગ તેવો બંધ**

જીવને મિથ્યાત્વ અવિરતિ આદિ વિકારો હોવાથી સતતપણે કર્મબંધ ચાલુ છે આથી જ જૈનો એમ માને છે કે "**કરે તે ભોગવે પણ પચ્ચકખાણ ન કરે તે પણ ભોગવે**"

## વ્યવહારૂ દૃષ્ટાંતથી પચ્ક્ખાણનું મહત્ત્વ

વ્યવહારના દૃષ્ટાંતથી વિચારીએ કે તેવો કોઇ પ્રસંગ ન આવે ત્યાં સુધી રાત્રે ખાતા ન હો પણ કો'ક ઠેકાણે ગયા હો અને જમવાનું પૂછે તો શું કહીએ કે રાત્રે ખાતા નથી પણ પચ્ચકખાણ નથી કર્યા, તે કોના જેવું થયું? દસ્તાવેજ કર્યો પણ સહી નથી કરી! સહીવાળા દસ્તાવેજમાં અને સહીવગરના દસ્તાવેજમાં ફરક ખરો કે નહીં?

## કોર્ટના દૃષ્ટાંતથી પચ્ચક્ખાણનું મહત્ત્વ

કેટલાક એવા હોય કે "**આપણે પાલન કરીએ પણ પચ્ચક્ખાણ કરીને શું વધારે થવાનું છે**" પણ તેવાઓએ સમજવું જોઇએ કે કોર્ટમા સાક્ષી આપવા જાઓ ત્યારે "**હું સાચું જ બોલવાનો છું.**" એમ કહી "**સોગંદ લઈને શું કામ છે**" એમ કહો તો ચાલે ખરૂં કે !

ત્યા કોર્ટ કે ન્યાયાધીશના વચનને માન્ય કરવુ જ પડે તો શું અહીં જ પોપાબાઈનું રાજ્ય ભાળ્યુ છે કે '**પચ્ચક્ખાણનું શું કામ છે?**' એમ બોલી બેસીએ છીએ. કેસ તમે કર્યો હોય તે કેસ કોર્ટ પછી ચલાવે, પણ પહેલાં તમારી પાસે સોગંદવિધિ કરાવે, પછી જ તમારો કેસ ચલવે, તેમ અહીં અવિરતિની ક્રિયા કરવાથી બંધાતા કર્મો તો પછી લાગે પણ '**વિરતિ કરવાથી શું વધારે?**' એ વાકચથી જ કર્મો બંધાવા માંડે, કેમ કે એ વાકચ જ મિથ્યાત્વ અજ્ઞાનના ઘરનું છે.

માટે એ સમજવું જરૂરી છે કે– **આત્માનો સ્વભાવ કયો? પાપમાં આળોટવાનો કે પાપોથી વિરમવાનો?** તો માનવું જ પડશે કે **પાપથી વિરમવાનો આત્માનો સ્વભાવ છે.** જો આ વાત ન માનો તો અપ્રત્યાખ્યાની અને પ્રત્યાખ્યાનીની ચોકડી ન માની શકાય!

**વિરતિ ન થાય તે પાપના ઉદયે?** દેશવિરતિ સર્વવિરતિ ન થાય તે અપ્રત્યાખ્યાની–પ્રત્યાખ્યાની પાપના ઉદયે!

એટલે કે વિરતિ ન કરવાથી પાપ તો પછી બંધાશે પણ સોગંદ, પ્રતિજ્ઞા કે પચ્ચકખાણ લેવાથી–વિરતિ કરવાથી શું વધારે! તેનું પાપ તો પહેલું ભોગવવું પડશે!

## પ્રતિજ્ઞાના ભેદોનું વ્યાવહારિક સ્વરૂપ

પ્રતિજ્ઞા બે જાતની હોય છે સ્વતંત્ર અને પરતંત્ર, જેનું પાલન

આપણી ઇચ્છા પ્રમાણે કરી શકીએ તે સ્વતંત્ર, જેમા બીજી વસ્તુઓની અપેક્ષા રહે તે પરતંત્ર,

જેમકે આપણા ચાલુ કપડાનો પહેરવેશ, તેને તમે ઇચ્છા મરજી પ્રમાણે ગમે ત્યારે ગમે તે રીતે વાપરી શકો પણ યુનિવર્સિટી કે કોર્ટમા વકીલોને પહેરાતા ઝબ્બા આપણી મરજીથી પહેરાય કે વપરાય નહીં, પણ યુનિવર્સિટી કે કોર્ટના ધારાધોરણ પ્રમાણે વપરાય, એટલે કે ઉચ્ચશિક્ષાપ્રાપ્ત કરેલ વ્યક્તિને પદવીદાનસમારંભપ્રસંગે કે ન્યાયાલયમા કેસ ચલાવતી વખતે જ તે ઝબ્બો પહેરાય, બીજે નહીં

આ રીતે કેટલીક પ્રતિજ્ઞાઓ-પચ્ચક્ખાણો યુનિવર્સિટીના કે કોર્ટના ઝબ્બાની માફક નિયમિત રીતે જ અપાય કે લેવાય જે કે પરંપરાથી અમુક રીતે જ અપાય, જેમ તેમ સ્વતંત્ર રીતે ન લેવાય, તેની નિશાની તરીકે નીચેનુ ધ્યાનમા લો કે

## મૂળ-ઉત્તરગુણના ભેદથી પચ્ચ૦ના સ્વરૂપનુ માર્મિક વર્ણન

નવકારશીથી ઉપવાસ સુધીના પચ્ચક્ખાણ વખતે આપનાર पच्चक्खाइ-वोसिरइ બોલે, પણ લેનાર पच्चक्खामि-वोसिरामि બોલે આ રીતે આ પચ્ચક્ખાણોને લેવા-દેવાના આગાર જુદા, જેમાં સ્વતંત્ર કોઈ રીત ચાલે નહીં,

યુનિવર્સિટીની છાપવાળા ઝબ્બા સીવડાવીને કોઈ જો પહેરે તો તે ગુન્હેગાર બને, તે રીતે નવકારશી આદિ પચ્ચક્ખાણોને પોતાની એટલે પરંપરાએ લેનાર કે દેનાર બંને શાસનના ગુન્હેગાર જ બને,

પરંતુ મહાવ્રતો-મૂળગુણોના પચ્ચક્ખાણમા ઉચ્ચરાવનાર ગુરૂ અને લેનાર શિષ્ય બંને करेमि भंते બોલે, सावज्जं जोगं पच्च क्खामि બંને જણ બોલે, ત્યાં करेइ, કે पच्चक्खाइ નો ભેદ નથી, આ મહાવ્રતો કઈ પરંપરાથી લેવાય-દેવાય નહીં, તેમ કરવામા ગુન્હો થયો ગણાય

કેમકે મહાવ્રતો વગેરેના પચ્ચક્ખાણ તે મૂળ ગુણ પચ્ચક્ખાણ છે તે સ્વયં ન લેવાય કે ન ધરાય,

## પચ્ચ.ના અધિકારી તરીકે શ્રી કૃષ્ણ મહારાજાની મનો દશાનું સુંદર વર્ણન

વળી **શ્રી કૃષ્ણ મહારાજા** પણ વિરતિને અંગે ખૂબ જ ઉત્સુક હતા, પોતે તે માટે અસમર્થ છતાં તેની ઉત્કંઠા એવી તીવ્ર ધરાવતા હતા કે પોતાની ઉમરલાયક સઘળી દિકરીઓને **"તારે રાણી થવું છે કે દાસી ?"** ના દ્વિઅર્થક પ્રશ્નની રજુઆત દ્વારા અનિચ્છાએ પણ વિરતિમાર્ગે ધકેલી છે

તેમ જ જે રાણીઓ માટે ખૂનખાર જંગ ખેલ્યા, **શ્રી વસુદેવહિંડી** આદિ આપણા ગ્રંથો અને જૈનેતરોના શ્રીમદ્ **ભાગવત** આદિ ગ્રંથોમા જેની નોધ છે–તે રાણીઓ તેમજ દીકરીઓ પણ જ્યારે **શ્રીકૃષ્ણ મહારાજને** એમ કહે કે–**"મારે દીક્ષા લેવી છે ! પ્રભુ શાસનની આરાધના સર્વ વિરતિના પંથે ધપીને કરવા ભાવના છે"** તો **શ્રીકૃષ્ણ મહારાજ** જાતે હરખભેર બોલી ઉઠતા કે– **"ધન્યભાગ્ય છે મહારા ! કે હું જે પુનિતપંથે જઈ શકતો નથી. તે મંગળપંથે મારા કુટુંબીઓ ધપવા તૈયાર થયા છે !"** વગેરે હાર્દિક અનુમોદન આપી ધામધૂમ અને ઓચ્છવ પૂર્વક દીક્ષા અપાવતા.

**કેવી તમન્ના વિરતિ મેળવવાની કે પચ્ચક્ખાણ કરવાની શ્રીકૃષ્ણ મહારાજની ?** છોકરો ગમે તેટલો રડે તો પણ એક પૈસો આપણા હાથે છૂટતો નથી, તો ધનુષ્ય–બાણના જોરે યુદ્ધો ખેલી જે રાણીઓ મેળવી તે રાણીઓ પ્રભુશાસનના પથે સંયમ સર્વ–વિરતિની આરાધના કરવા તૈયાર થાય ત્યારે હરખભેર સંમતિ આપવી કે આગળ રહી ઓચ્છવથી દીક્ષા આપાવવી નાની–સૂની વાત નથી !

કેટલી વિરતિની ઉપાદેયતા હાડોહાડ વસી હશે ! કે પચ્ચકખાણ દ્વારા પાપનો પ્રવાહ રોકવાની કેટલી તમન્ના તેઓના હૈયામાં હશે !

આટલું હોવા છતાં શ્રી કૃષ્ણમહારાજાનો નંબર શામાં ?

અવિરતગુણઠાણે! અવિરતિની પ્રબલતાએ તેમના જીવનને આગળ ધપતા અટકાવ્યું!

આ રીતે પચ્ચક્ખાણ દોકડાથી કે દડથી આવતુ નથી! બલાત્કાર કે ગિરજોગીથી આવતું નથી!

**પચ્ચ ની પ્રાપ્તિ માટે આચારશુદ્ધિની જરૂર**

એટલે વિચારવાની જરૂર છે કે પચ્ચકખાણ આવે શાનાથી? તો જ્ઞાનીઓ ફરમાવે છે કે—

"सा च आचारव्यवस्थितस्य सतो भवति **પચ્ચકખાણ આચારની મર્યાદાથી આવે છે**

જેમ સ્વરાજ્ય–સ્વતંત્રતા–આબાદી દોકડાથી કે દંડથી આવતી નથી, પણ શિસ્ત–વ્યવસ્થા–ઐક્યથી આવે છે, છાપાના ભોમીયાઓને ખબર હશે કે—

"આયર્લેંડની અંદર એક બાજુ સરકારી રાજ્ય, અને એક બાજુ પ્રજાકીય ન્યાયાલયો ચાલે, પ્રજાકીય ન્યાયાલય પણ જે ગુન્હેગાર સાબિત થાય તેને કાયદા પ્રમાણે સજા કરે,

એક માણસને પ્રજાકીય ન્યાયાલયે ગુન્હેગાર ઠરાવી સજા કરી અને જેલમા મોકલ્યો, તેના ભાઈએ સરકારી ન્યાયાલયમા ફરિયાદ કરી, સરકારે કેસ ફરી ચલાવ્યો અને પ્રજાકીય ન્યાયાલયે ગેરકાયદે સજા કરી છે એમ ઠરાવ્યુ, અને સજા જેને થયેલી તેને છોડી મુકવાનુ ફરમાન કાઢ્યુ,

આ વાતની ખબર પ્રજાકીય ન્યાયાલયને વતા જેલરને કેદખાનાની બધી ઓરડીઓ ખુલ્લી મુકી દેવાનું ફરમાવ્યુ, પેલો તેનો ભાઈ સિપાહી લઈને કેદખાનામા ગયો સરકારી સિપાહીએ ઓરડી ખુલ્લી છતા ભાગી ન જનાર પેલાને કહ્યુ કે 'ભાઈ! તને છૂટો કરવામા આવે છે!' એટલે પેલો કેદી કહે છે કે—'**મારી પ્રજાકીય સરકાર મને મુક્ત કરે છે શુ? મારી સરકાર જો મને નિર્દોષ જાહેર કરી મને છોડે નહીં તો એક ડગલુ પણ હુ અહીંથી ખસવા તૈયાર નથી,**'

સરકારી સિપાહી તો કેદીની પ્રવર્તકીય ચળવળ તરફની વફાદારી–નિષ્ઠાભરી લાગણી અને શિસ્તબદ્ધતા નિહાળી આભો જ બની ગયો, અને તેનો ભાઈ અને સરકારી સિપાહી બંને જેવા આવ્યા હતા તેવા પાછા ગયા,”

આવી શિસ્ત અને વફાદારીથી સ્વરાજ્ય–સ્વતંત્રતા કે આબાદી આવી શકે છે, પણ દંડના જોરે કે દોકડાના બળે સ્વરાજ્ય લાવી શકાતું નથી.

આ રીતે પચ્ચક્ખાણની ક્રિયા પણ દોકડા કે દંડના બળે કે શિરજોરીથી આવતી નથી, પણ આચારની મર્યાદાથી આવે છે. હવે તે આચાર શુ ? તેની મર્યાદા શી ? તેનાથી પચ્ચક્ખાણ શી રીતે આવે ? વગેરે અધિકાર અગ્રે વર્ત્તમાન.



## વ્યાખ્યાન—૩

**इहानन्तराध्ययने प्रत्याख्यानक्रियोक्ता, सा चाऽऽचारव्यवस्थितस्य सतो भवतीत्यतस्तदनन्तरमाचारश्रुताध्ययनमभिधीयते.**

વ્યાખ્યાકાર મહારાજા આચાર્ય **શ્રી શીલાંકસૂરીશ્વરજી** મહારાજા ભવ્ય જીવોના ઉપકાર માટે **શ્રી સૂત્રકૃતાંગ** સૂત્રની વ્યાખ્યા કરતાં બીજી શ્રુતસ્કંધના ચાર અધ્યયનની વ્યાખ્યા કર્યા પછી પાંચમા અધ્યયનની વ્યાખ્યા કરતા આગળ સૂચવી ગયા કે–

### જૈનોની દૃષ્ટિએ પ્રતિજ્ઞાનું મહત્ત્વ

ચોથ અધ્યયનના પચ્ચક્ખાણના અધિકારને જણાવવાનો પ્રસંગ જૈન અને જૈનેતરની માન્યતામાં ખૂબ જ અંતર છે, કેમ કે–અજૈનો માને છે કે–“ કરે તે ભોગવે ! ” જ્યારે જૈનો માને છે કે.– **“ કરે તે ભોગવે ! પણ પ્રતિજ્ઞા ન કરે તે પણ ભોગવે ! ”** એટલે કે ઇતરોની માન્યતામાં “ કર્યું એટલું કામ ” અને

"નાખ્યા તેટલુ પુણ્ય" હોય છે, પણ જૈનો તો વિરમ્યા એટલુ પુણ્ય" માનીને પચ્ચક્ખાણ-પ્રતિજ્ઞાનુ મહત્ત્વ સ્વીકારે છે

## પચ્ચ૦એ આત્માનો મૌલિક સ્વભાવ છે

પચ્ચક્ખાણ કે પાપથી વિરમવું તે આત્માનો મૌલિક ધર્મ છે જેમકે આહાર-નિહાર-શ્વાસોચ્છ્વાસ એ શારીરિક ધર્મ છે, આપણા ઉપર કોઈએ આહાર-નિહાર કે શ્વાસ લેવાની ફરજ પાડી નથી, પણ તે વિના શરીર ટકે નહીં માટે આહાર-નિહાર અને શ્વાસ લેવાનુ આપણા માટે ફરજીયાત બને છે આ રીતે પાપથી વિરમવું તે આત્માનો સ્વભાવ છે શુદ્ધ પરિણતિ અને શુદ્ધ પ્રવૃત્તિ આત્માના સ્વભાવ તરીકે ગણી શકાય, કેવલજ્ઞાન-કેવળદર્શન અને વીતરાગપણુ આદિ આત્માની શુદ્ધ પરિણતિ કે પ્રવૃત્તિ રૂપ સ્વભાવ પાપના વિરમવામાથી જ પ્રકટે છે, તેથી પચ્ચક્ખાણ આત્માનો મૌલિક સ્વભાવ છે

પ્રશ્ન -કેવલજ્ઞાનાદિ સ્વભાવ અને તેને પ્રકટ કરનાર પાપથી વિરમવુ જો આત્માનો મૌલિક ધર્મ હોય તો સઘળા જીવોને તેનો અનુભવ કેમ નથી? કે બધા જીવ પાપથી વિરમતા કેમ નથી?

ઉત્તર -ચોમાસામા સૂર્ય સમયસર ઉગે છતા વાદળાથી આપણને ન દેખાય તેથી સૂર્ય નથી એમ ન કહેવાય! વાદળાના આવરણથી આપણી આખ તેને જોઈ શકતી નથી, પણ સૂર્યનુ અસ્તિત્વ તો છે જ! તે રીતે સસારના સઘળા નાના-મોટા દરેક જીવમા શુદ્ધ કેવલજ્ઞાનાદિ ગુણોનુ કે તેવા વિશુદ્ધ સ્વભાવને ઉપજાવનાર પાપથી વિરમવા રૂપ સ્વભાવનુ અસ્તિત્વ છે જ! જૈન માન્યતા પ્રમાણે દરેક જીવમા સર્વજ્ઞપણુ-સર્વદર્શીપણુ સત્તાગત રહેલુ છે જ! તેથી જ અન્ય મતવાળાઓ કરતા જીવાદિ તત્ત્વોની આપણી માન્યતા જુદી પડે છે

## નવતત્ત્વોની જૈન માન્યતાનો મર્મ

જે રીતે ઝવેરીના અને નાના બાલકના હીરા શબ્દમા ફરક ન

હોય પણ બાલક હીરો કોને કહે છે? અને ઝવેરી હીરો કોને કહે છે? એમા જ મોટો ફરક થઈ પડે છે.

તે રીતે જૈનો જીવાદિ તત્ત્વને માને છે અને જૈનેતરો જીવાદિ નવતત્ત્વ નથી માનતા એમ નહીં! દરેક આસ્તિકોની માન્યતા જુઓ! જીવ, જડ, પુણ્ય, પાપા, કર્મનું માપવું, કર્મનું રોકાણ, કર્મનો ક્ષય અને મોક્ષ–આ તપથી જ કોણ નથી માનતું? ખરેખર દરેક આસ્તિક દર્શનકારોને આત્મા–પરમાત્માની વાતની રજુઆત વખતે આ બાબતો એક યા બીજા રૂપે સ્વીકારવી જ પડે છે, છતા સમકિતની છાપ જૈનોને જ કેમ? તો જ્ઞાનીઓ એમ જણાવે છે કે–શબ્દથી હીરો એમ નાનુ બચ્ચુ બોલે અને ઝવેરી પણ બોલે છતાં નાના બાળકને ઝવેરી કોઈ નથી કહેતું! કેમકે–બચ્ચું તો કાચના કટકાને પણ કદાચ હીરા તરીકે સંબોધે કે ઓળખાવે, પણ ઝવેરીના હૈયામાં હીરાના ગુણધર્મ અને ઝવેરાત તરીકેની જે વિચારણા હોય તેવી બાળકમા ન હોય

## જૈનો અને જૈનેતરોની જીવ સંબંધી માન્યતા

આ મુજબ અન્ય મતવાળા જીવ શબ્દનો ઉપયોગ કરે છે ખરા! પણ તે સંબંધની યથાર્થ વિચારણાના હાર્દને તેઓ પામી શકતા નથી. કેમકે અન્ય મતવાળા જીવ શબ્દનો વ્યવહાર તેના પોતાના સ્વભાવથી તદ્દન વિરૂદ્ધ અર્થમાં કરતા હોય છે, તેઓ જીવને જવાબદાર કે જોખમદાર માનતા નથી, ભગવાનને માથે બધી જવાબદારીનો ટોપલો નાંખી જીવને એક જાતના ઢોર જેવો માને છે, ઈશ્વર જેમ દોરે તેમ જીવને વર્તવાનું, ઢોરને જેમ દોરે તેમ જાય પણ ઢોર સ્વતંત્ર ન જાય તેમ જીવને ઈશ્વર જ્યા લઈ જાય કે જેમ કરવાનુ પ્રેરે તેમ જવાનું કે કરવાનુ!

જ્યારે જૈનો જીવને કેવો માને છે? શિવ જેવો, મોક્ષમાં ગયેલા સિદ્ધભગવંતો કે સૂક્ષ્મનિગોદમાં રહેલ એકેન્દ્રિય જીવોમાં કંઈ ફરક નથી, સ્વરૂપની દૃષ્ટિએ બંને સરખા છે, ફરક માત્ર એટલો

કે-સિદ્ધ ભગવતો શુદ્ધ સ્વરૂપી-નિરાવરણ બનેલા છે, નિગોદના એકેન્દ્રિય જીવો અશુદ્ધ અને આવરણ સહિત છે

### જીવની સ્વાભાવિક શુદ્ધિ

ચૈત્ર-વૈશાખના કે અષાડ-શ્રાવણુના સૂર્યમા કઈ ફરક નથી, ફરક માત્ર વાદળા હોવા-ન હોવાનો જ છે વાદળા ન હોય એટલે સૂર્ય સ્પષ્ટ દેખાય અને વાદળા હોય ત્યારે સૂર્ય તો છે જ પણ દેખાય નહીં, તે રીતે દરેક જીવો સત્તાગત કેવલજ્ઞાન ગુણુની અપેક્ષાએ સર્વજ્ઞ સ્વરૂપ છે, જેવા કે સિદ્ધ ભગવતો નિર્મળ કેવલજ્ઞાન ગુણુ વાળા છે

આ કારણુથી જ આપણે તીર્થંકરદેવ પરમાત્માને "णमोत्थु ण" "સૂત્રના जिणाण जावयाण, तिण्णाण तारयाण, बुद्धाण बोहयाण, मुत्ताण मोअगाण," પદોથી આત્મતુલ્ય-પરફળકર્તૃત્વ નામની વિશિષ્ટ સપદાથી અલકૃત માની સ્તવીએ છીએ કે-

મારામા સત્તાગત રૂપે આપના જેવા જ વિશિષ્ટ જ્ઞાનાદિ ગુણો રહેલા છે પણ ઉપર કર્મોના આવરણુના લીધે તેનો અનુભવ થઈ શકતો નથી, તેથી આપની સ્તવના કરી પ્રબલ ગુણાનુરાગ આદિથી મોહનીયનો અપકર્ષ થઈ આવરણો ખસે અને મૌલિક આત્મધર્મની સવેદના મને થાય, અને તેમ થવામા આપ પ્રબળ પુષ્ટ નિમિત્તરૂપ છો, આ રૂપે આપ જાપક, તારક, બોધક અને મોચક છો !!!

ટૂકમા આ વિશેષણો આત્મામા સત્તાગત રૂપે જ્ઞાનાદિગુણોની સપત્તાની વાતને પુષ્ટિ આપનારા છે

### જીવ પાપ કેમ કરે છે?

એટલે સઘળા જીવોનો કેવળજ્ઞાનાદિ શુદ્ધ સ્વભાવ અને તેને પ્રકટ કરનાર સર્વવિરતિરૂપ પચ્ચક્ખાણુ મૌલિકધર્મ સાબીત થયો, છતા જગતના જીવો પાપથી વિરમવાના બદલે પાપ પ્રવૃત્તિ વિવિધ રીતે કેમ કરવા મથે તે? એ સવાલના જવાબ તરીકે માનવુ પડશે કે-પાપ પ્રવૃત્તિ ઔદયિક ભાવની ચીજ છે, તે તે કર્મના ઉદયથી

મ્હોંમાં પાણી ન ખાય—આટલી જ્ઞાનની ભૂમિકાના અભાવે તો ઉંમર કે શબ્દજ્ઞાન ગમે તેટલી હોય તો પણ પચ્ચક્ખાણ અપાતું નથી!

એટલે એક વિષયનું જ્ઞાન અને બીજા વિષયની ક્રિયા આમ બે જુદા જુદા વિષયના સંબંધે જ્ઞાનીઓએ નિર્દેશેલ વાક્યોનો ભાવાર્થ સમજી ન શકાય!

આ ઉપરથી "**જ્ઞાન વગરની ક્રિયા નકામી**" એનો અર્થ એમ સમજવો કે "જે ક્રિયા કરવી છે તેમાં તે વિષયનું મૌલિક ભૂમિકાના વિચાર રૂપ જ્ઞાન ન હોય તો તે ક્રિયા ફળશૂન્ય થાય છે."

એટલે શ્રાવક કુળમાં સંસ્કારો—વાતાવરણ અને સમાગમ આદિની વિશેષતાએ સહેલાઈથી મળનારૂ જીવાજીવાદિનું સામાન્ય જ્ઞાન જરૂરી છે, શબ્દ ચાતુરી—વાક્પટુતાવાળું અક્ષરપાંડિત્ય રૂપ જ્ઞાન બહુ જરૂરી નથી

## જૈનેતરોના સંસ્કારોની છાપથી પચ્ચ૦ના પાયાની ઢીલાશ

પરંતુ આપણી સ્થિતિ આજે એવી થઈ છે કે—'પચ્ચક્ખાણ હિંસાથી વિરમવા માટે છે' એ પાયાની વાત વિસરાતી જાય છે, પરિણામે બોલવામા આપણે કંઈક બોલીએ છીએ અને વર્ત્તનમાં જૈનતરોના સંસ્કારોની છાપ આપી જાય છે, જમકે—

સવાર—સાંજના પ્રતિક્રમણમા ચોરાશી લાખ જીવયોનિ સાથે ક્ષમાપનાના "**સાત લાખ**" સૂત્રમા તથા "इरियावही"—સૂત્રમા એકેન્દ્રિયો—સ્થાવરોને જીવ તરીકે માનીએ છીએ. પણ તમને કોઈ પૂછે કે—'ભલા ભાઈ! તમે જીવોને કેમ મારો છો?' તો ઝટ દઈને આપણે બોલી ઉઠવાના કે—'હેં? શું કહ્યું તમે? અમે જીવ મારીએ!' રોજ પૃથ્વીકાય આદિ સ્થાવર જીવોની વિવિધ પ્રકારની હિંસા કરવા છતા 'આપણે જીવોને મારીએ છીએ' એ અરેરાટી શાકને સમારતાં પાણી ઢોળતાં કે પીતા. માટી ખોદતા કે ચૂલો સળગાવતાં કેમ થતી નથી?

જૈનેતરોના સસ્કારોની જાણ્યે અજાણ્યે પણ ઘેરી છાપ આપણા હૈયા પર રહેલી છે કે-"**હાલે ચાલે તે જીવ!**" એટલે સ્થાવર-એકેન્દ્રિયોને જીવ તરીકે આલોચના સૂત્રોમા બોલવા-માનવા છતા વર્તનમા જૈનેતરોની માન્યતાથી દોરવાયાની જેમ કીડી વગેરે ત્રસ જીવની વિરાધતામા થતી અરેરાટીની જેમ સ્થાવરોની હિસાથી ચિત્તગ્લાની થતી નથી!

મોટે ભાગે હકીકતરૂપે મહુના અનુભવની આ ચીજ છે

## ત્રસની જેમ સ્થાવરોની જીવ તરીકેની પ્રતીતિની ખામી

એટલે પચ્ચક્ખાણનું મહત્ત્વ સમજ્યા પછી પણ હિંસાથી વિરમવાની વાત આવે ત્યા ત્રસ જીવોની હિંસાથી વિરતિ હજી સુશકય બને છે, પણ સ્થાવર-એકે૦ જીવોની હિસાથી વિરમવુ મુશ્કેલ પડે છે, કેમકે પૃથ્વી આદિ પાચ સ્થાવર જીવોની હિસા મનમા અકારી લાગતી નથી, કેમકે સ્થાવર-એકેન્દ્રિય જીવો છે એમ મોઢેથી બોલીએ છીએ ખરા! પણ હૈયામા ઉડે-ઉડે જૈનેતરોની રૂઢિની છાપ પડેલી હોય છે

માટે "पढम णाण तओ दया" કે "अण्णाणी किं काही" આદિ વાકયોથી જીવ-અજીવનુ કે ત્રસ અને સ્થાવરનુ જ્ઞાન ભૂમિકા રૂપે જરૂરી ગણ્યુ છે, તે વિના હિસાના પચ્ચક્ખાણ લેવાની તૈયારી કરાય તો પણ સાનુબધ રીતે યથાર્થ પાલન ન થઈ શકે!

જૈનત્વની મર્યાદા પ્રમાણે જીવ-અજીવની વાસ્તવિક ઓળખાણુ કે ત્રસ-સ્થાવરના સ્વરૂપની વિચારણા જેણે યોગ્ય રીતે નથી મેળવી તે શી રીતે પચ્ચક્ખાણને વ્યવસ્થિત રીતે નભાવી શકશે?

## દુ પચ્ચક્ખાણ એટલે?

વ્યવસ્થિત સ્વરૂપની જાણકારી વિના કરાતા પચ્ચક્ખાણ દુપચ્ચક્ખાણરૂપ થઈ જવાનો સભવ છે, કેમકે-જેના પચ્ચક્ખાણ લેવાય તેના વિષયનો પૂરો સ્પષ્ટ ખ્યાલ ન હોય તો ભગ થવાનો સભવ ખરો!

પણ વિષયભેદે પચ્ચક્ખાણના સ્વરૂપની વ્યવસ્થા બરાબર નથી, જેમ-જમનાભાઈ ઉપવાસના પચ્ચક્ખાણ લેવા આવે અને મોહનભાઈને ઉપવાસનો સ્પષ્ટ ખ્યાલ ન હોય ત્યાં જમનાભાઈનું પચ્ચક્ખાણ દુઃપચ્ચક્ખાણ ન થાય,

આ રીતે પચ્ચક્ખાણમાં સામાન્યથી જીવ-અજીવ કે ત્રસ-સ્થાવરની હિંસાના પરિત્યાગના વાત ધ્યાનમા રાખવી જરૂરી છે બાકી શાસ્ત્રીય પદાર્થોની વિપુલ જાણકારી સાથે પચ્ચક્ખાણને નિયત સાહચર્ય નથી.

## પચ્ચ૦માં જ્ઞાનાચાર-દર્શનાચારનું મહત્ત્વ

પચ્ચક્ખાણ લેનારાએ જ્ઞાનાચારમા જીવ-અજીવ કે ત્રસ-સ્થાવરનું જ્ઞાન મેળવ્યુ હોય તો સાચી અધિકારિતા વિકસી કહેવાય. તેવાને અપાયેલ પચ્ચક્ખાણ ઉત્તરોત્તર સાનુબંધ રીતે વૃદ્ધિ પામતું રહે છે.

એ જ પ્રમાણે દર્શનાચારમાં જીવાદિ તત્ત્વોની માન્યતા-પ્રતીતિ ન હોય! 'જગતમાં જીવ છે એવું હું નથી માનતો' આવું બોલતો હોય તેને હિંસાથી વિરમવાનું સંભવિત નથી.

આ રીતે પચ્ચક્ખાણની ઉત્પત્તિ જીવાદિની માન્યતા સાથે સંકળાયેલી છે. **તેથી આચાર-દર્શનાચારમાં જે વ્યવસ્થિત હોય તે પચ્ચક્ખાણનો અધિકારી જાણવો.**

જે વ્યક્તિ આચાર શુદ્ધિમા બહુ માનતો ન હોય તે જગતમા જેમ સભાસોહંતા માણસો માત્ર સભા શોભાવે, તાલીઓના ગડગડાટ કરી મૂકે પણ સભા જે આશયથી મળી હોય તે સાથે તેમને કંઈ નિસ્બત ન હોય તે રીતે વાર-તહેવારના દિવસોએ સભાસોહંતા તરીકે પચ્ચક્ખાણ કરવા રૂપે કરી લે, પણ તેમા પચ્ચક્ખાણની શુદ્ધિ જાળવવા ઉપર કહ્યા મુજબ જ્ઞાનાચાર-દર્શનાચારની મર્યાદા ન જાળવે તો પચ્ચક્ખાણનું સાચું અધિકારીપણું તેઓએ મેળવવું રહ્યું.

## પચ્ચ૦મા ચારિત્રાચારનુ મહત્ત્વ

આમ છતા જે પુણ્યાત્માઓ આઠમ, ચોદશ, શાશ્વતી અઠ્ઠાઈ, પજુસણ, જ્ઞાનપચમી, મૌનએકાદશી આદિ વિશિષ્ટ પર્વના દિવસોમા સભાસોહતારૂપે પણ પચ્ચક્ખાણ કરવા તૈયાર થતા હોય પણ હૈયામા એમ હોય કે-"ચાલુ દિવસોમા આપણે કઈ ધર્મની આરાધના કરતા નથી, પચ્ચક્ખાણ આદિ વિશેષ રૂપે કઈ કરતા નથી, ધર્મની આરાધના કરીશુ તો જ આપણું કલ્યાણ થશે, આપણાથી સર્વથા હિંસા છૂટતી નથી, અસત્ય ભાષણનો સર્વથા ત્યાગ થઈ શકતો નથી, આવી પરિસ્થિતિમા આપણે કઈ નહીં કરીએ તો આપણું શું થશે ?" આવી વિચારણાના પાયા પર "વધુ ન થાય તો થોડુ તો કરીએ" એ લક્ષ્યથી જે પચ્ચક્ખાણની પ્રવૃત્તિ થાય છે ચારિત્રાચારની મર્યાદાવાળી કહેવાય

એટલે સભાસોહતાની પ્રવૃત્તિ સર્વથા નિરર્થક છે એમ ન જાણવુ

ઉપર જણાવ્યા પ્રમાણે ચારિત્રાચારની મર્યાદામા રહેવાનો પ્રયત્ન કરનાર વ્યવહારથી સભાસોહતા જેવા આરાધકો પણ પચ્ચક્ખાણના અધિકારી બને છે કેમકે પહેલા જણાવી ગયા છે કે-આચાર શુદ્ધિની ભૂમિકા ઉપર પચ્ચક્ખાણની ક્રિયા ઉત્પન્ન થાય છે

**ટૂકમા પચ્ચક્ખાણનો યથાર્થ અધિકારી તે કે-જે આચારની મર્યાદામા વ્યવસ્થિત હોય**

### પચ્ચ૦ માટે આચારશુદ્ધિના ટેકામા દેશ વિરતિની વ્યાખ્યાનો વિચાર

આ વાત બરાબર લક્ષ્યમા લઈશુ એટલે કલિકાલ સર્વજ્ઞ પૂ૦ આ૦ શ્રી હેમચન્દ્રસૂરીશ્વરજી મહારાજે જણાવ્યું કે- "यतिधर्मानुरक्तानां, देशतः स्यादगारिणाम्" અર્થાત્-"સાધુધર્મના દૃઢ રાગવાળા ગૃહસ્થોને દેશથી વિરતિ=પાપોનું પ્રત્યાખ્યાન હોય છે" આ વાતનું મહત્ત્વ બરાબર સમજાઈ જશે

કેમકે-શ્રાવકધર્મની ઉત્પત્તિ-સ્થિતિ આદિનો આધાર સાધુ

ધર્મની તલ્લીનતા ઉપર અહીં જણાવાયો છે, સાધુધર્મની પાલના કરવાની દૃઢ કામના કે ઉત્કટ અભિલાષાએ જ શ્રાવકની તલ્લીનતા સાધુધર્મમાં થવા પામે છે. અને આવી સાધુધર્મની તલ્લીનતાના આધારે શ્રાવકના જીવનમાં તે તે વિશિષ્ટ રીતે પંચાચારનું યથોચિત-પણે પાલન કરવાની તત્પરતા ઉપજે જ છે.

એટલે પચ્ચક્ખાણનું અધિકારીપણું આચારશુદ્ધિ પર નિર્ભર છે એ વાત 'દેશવિરતિનો આધાર સાધુધર્મરાગ સાથે સંબંધિત છે' એ વાક્યથી નિશ્ચિત થઈ જાય છે.

## પૂ૦ આ૦ શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મ૦ના શબ્દોમાં શ્રાવકપણું એટલે ?

'આચાર શુદ્ધિ વાળો જીવ પચ્ચક્ખાણનો યથાર્થ અધિકારી છે' આ વાત સમજવા માટે પૂ. આ. હરિભદ્રસૂરીશ્વરજી મ૦નું નીચેનું વાક્ય પણ ખૂબ જ ઉપયોગી છે–

**"શ્રાવકપણું કેવું? ધગધગતા લોઢાના તવા ઉપર પગ મૂકવાની જેમ ન છૂટકે લાચારીથી પાપની પ્રવૃત્તિ વાળું."**

## શ્રાવકની મનોદશા ઉપર માર્મિક દૃષ્ટાંત

આ વાતને સમજવા માટે નીચેનુ દૃષ્ટાંત વિચારો !!!

"કોઈ માણસ જંગલમાં સૂતો હતો અને અચાનક આંખ ઉઘડી ને સામેથી આવતા વાઘના ટોળા ઉપર નજર પડી, હાંફલો હાંફલો થઈ જીવ બચાવવા ભાગી છૂટે છે, ઝડપથી દોડવા માડે છે, આગળ ધગધગતા લાલચોળ ખેરના અંગારાથી ભરેલી મોટી ખાઈ આડી આવી, ખાઈ ઉપરથી જવા માટે એક પતરૂં આડું મૂકેલ છે, બહુ વિચાર કરવાનો અવસર નથી કે ખેરના અંગારાની પ્રબળ ગરમીથી લોઢાનુ પતરૂં કેવું ગરમ થયુ હશે ! મારા પગ દાઝશે વગેરે વિચાર્યા વિના પાછળથી આવતા વાઘના ટોળાથી જીવ બચાવવા ઝડપભેર ધગધગતા લાલચોળ ગરમ પણ લોઢાના પતરા પર ઝટપટ પગ મૂકી ખાઈ ઓળગી ગયો."

અહીં વિચારવાની જરૂર એ છે કે-ગરમ લાલચોળ બનેલા ધગધગતા પતગ ઉપર શી રીતે એણે પગ મૂક્યો હશે? અને પગ મુકયા વિના ખાઈ ઓળગાય જ નહીં એટલે પગ તો એણે પતરા ઉપર મૂક્યો જરૂર પણ અહીં મહત્ત્વની વાત એ છે કે-ગરમ પતરા પર પગ મુકી જ શી રીતે શકાય? છતા પાછળ આવી રહેલ વાઘના ટોળાના ભયથી બચવા ખાઈ ઓળગી જવા માટે મુકયો તો ખરો! પણ કેવી મનોદશાએ? એક અગૂઠો જ માત્ર મુકવાથી જો ચાલે તેમ હોય તો તે પગનો આખો પજો મુકે ખરો? ન છૂટકે લાચારીથી મુકવા ખાતર નહીં પણ મુકયા વિના પગ ઉઠાવી ન શકાય માટે ઉઠાવવા ખાતર પગ મુકયો એમ કહી શકાય

## શ્રાવકની પાપજુગુપ્માનો ચિતાર

આ રીતે સસારી જીવ જ્યારે સમકિત પામે એટલે મિથ્યાત્વની ઉઘમાથી જાગ્યો કહેવાય, તે વખતે તેણે નિર્મળ દૃષ્ટિથી પોતાના આત્માની આસપાસ આઠ કર્મોના વાઘોનુ ટોળુ ધસારાબધ આવતુ દેખ્યુ, એટલે તેના ત્રાસમાથી બચવા દોટ મુકી પણ આગળ દુનિયાદારીના પદાર્થોની જજાળરૂપ ખાઈ ભયકર પાપારભ, રાગ-દ્વેષ આદિ ખેરના અગારાથી ભરેલી આડી દેખાણી, પણ તે ખાઈ ઉપર દેશવિરતિનુ લોઢાનુ પતરૂ હતુ, કર્મોના ત્રાસથી બચવા માટે વિરતિના સસ્કારોના સહારાને મેળવી રાગ-દ્વેષ આદિ ભયકર સળગતા અગારાઓનો ખાઈ સમાન દુનિયાદારીના પદાર્થોના જજાળમાથી છૂટવાનો પ્રયત્ન વિવેકી પુણ્યાત્માનો હોય

આ રીતે દેશવિરતિ જીવન એ સસારના પદાર્થોની આલપપાલ-મોહમાયાથી ભરેલી સાવજત વાળુ ન હોય, પણ ન છૂટકે ગરમ ધગધગતા લોઢાના પતરા પર પગ મુકી ખાઈ ઓળગી જવાના પ્રયત્નની માફક સાધુધર્મના તીવ્ર અભિલાષાવાળા શ્રાવકને માત્ર ન છૂટકે જવાબદારી અદા કરવા રૂપે સસારની પ્રવૃત્તિઓ કરવી પડે માટે કરે

આ રીતે પૂ. આ. શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મ૦ના "ન છૂટકે લાચારીથી ગરમ લોઢાના તવા ઉપર પગ મુકવા જેવી પાપ પ્રવૃત્તિ વાળું શ્રાવક જીવન" આ શબ્દોથી હિંસાદિ પાપના પચ્ચક્ખાણ કરનારાની યથાર્થ અધિકારિતા ચારિત્રાચારની મર્યાદા સાથે સંબંધિત જણાય છે.

**શ્રાવકને અર્થદંડની છૂટ છે? એ કુતર્કનો ખુલાસો**

અહીં કોંક સ્થૂળબુદ્ધિવાળો વાદી કદાચ એમ પણ બોલી ઊઠે કે–"ભાઈ! સાધુધર્મ એટલે પાપનો સર્વથા ત્યાગ. અને શ્રાવક-ધર્મ એટલે પાપનો થોડો ત્યાગ. એટલે શ્રાવકને સંસારી પ્રવૃત્તિઓ કરવામા પાપ ન લાગે, સ્વજન–દેહ આદિ માટે કરાતું પાપ તો અર્થદંડ છે તે ગૃહસ્થ માટે કંઈ વર્જ્ય નથી....વગેરે."

આવું બોલીને અજ્ઞાનમૂઢવાદી એમ કહેવા માગે છે કે–"ગૃહસ્થોને અમુક પ્રવૃત્તિની છૂટ છે, તેનાં ઓઓને પાપ ન લાગે."

એટલે દેશવિરતિ જીવન જીવનારાએ દેશવિરતિ પચ્ચક્ખાણની મર્યાદા માટે ચારિત્રાચારની ઉપર જણાવેલ ભૂમિકા ખાસ જરૂરી નથી, એમ વાદીનો આશય છે.

ખરેખર વિવેકપૂર્વક ગુરૂચરણોમા બેસી આગમ તત્ત્વની વિચારણા ન કરી હોવાના કારણે આ જાતનો કુતર્ક કરવાનું સાહસ વાદી કરી શકે છે.

કેમકે–દેશવિરતિ જીવન સમ્યક્ત્વના પાયા પર ટકેલ હોય છે, તો સમ્યક્ત્વના પ્રતાપે પાપોને સદંતર છોડવાની તીવ્ર ઝંખના દેશવિરતિની કક્ષાએ હોય જ!

તેથી શ્રાવક પાપોના પચ્ચક્ખાણ ભલે દેશથી છોડવા રૂપે કરે પણ માન્યતામાં તો સદંતર સઘળા પાપોને હેય તરીકેની વિચારણા સતત હોય જ!

આ માટે જ પાપોને દેશ થકી છોડનારો પણ જો પાપોને સદંતર વર્જવાની માન્યતાવાળો ન હોય તો તેની પાપોની કરેલી વિરતિ હિતાવહ ન નિવડે.

આ ઉપરથી સ્પષ્ટ થાય છે-સમ્યકત્વ વિના પંચાગ્નિતાપ અને અરણ્યવાસ કે ઘોર તપસ્યા યાવત્ પ્રભુ શાસનનું નિર્મળ ચારિત્રનું બાહ્ય પાલન હોય છતા આત્માને વિરતિ કે પચ્ચક્ખાણનો યથાર્થ લાભ ન મળે.

આ વાત ખૂબ જ ગંભીરતાથી વિચારવા જેવી છે

**પચ્ચ૦મા ચારિત્રાચારની મહત્તાનો ઉપસંહાર**

**ટૂંકમા પાપોને મહંતર હેય તરીકેની માન્યતાના સુદૃઢ પાયા ઉપર જે સર્વથા પાપોનો ત્યાગ તે સાધુપણુ અને દેશથી પાપોનો ત્યાગ તે શ્રાવકપણુ જાણવુ**

ચાલુ વિષયમા પચ્ચક્ખાણના સાચા અધિકારી તરીકે ચારિત્રાચારની મર્યાદામા જે વ્યવસ્થિત હોય તેનો નિર્દેશ છે તે એટલા માટે કે પાપોને સર્વથા ત્યાગ કરવાની સુદૃઢ માન્યતા ચારિત્રાચારના બળે કેળવાય અને તેના બળે પચ્ચક્ખાણની સાચી અધિકારિતા પ્રાપ્ત થાય

**પચ્ચ૦મા તપાચારનુ મહત્ત્વ**

હવે પચ્ચક્ખાણ માટે **તપાચારનુ** મહત્ત્વ વિચારીએ તો દેખીતી રીતે ઉપવાસ-આંબિલ-આદિ તપના અનેક ભેદો પચ્ચક્ખાણમા સ્વત દેખાય છે જ ! પણ ખાસ સમજવા જેવી વાત એ છે કે-તપાચારનો વાચ્યાર્થ ઉપવાસ, એકાસણું, ઉણોદરી, રસત્યાગ વગેરે છે, પણ તપાચારનો વ્યંગ્યાર્થ છે દુ ખસહિષ્ણુતા

**ગમે તેવા દ્રવ્ય કે ભાવદુ ખને નિરાશસભાવે કર્તવ્ય બુદ્ધિથી વ્યવસ્થિત રીતે કેળવાયેલ કર્મ નિર્જરા ધ્યેયથી સહન કરવાની કેળવણી તે ખરેખર તપાચારનો ગૂઢ રહસ્ય રૂપ અર્થ છે**

**તપાચારનો માર્મિક અર્થ**

જ્ઞાનીઓ ફરમાવે છે કે-"દુ ખોને નોતરૂ દો ! દુ ખોને હરખ

ભેર આમંત્રણ આપો ! સ્વતઃ દુઃખ આવતું હોય તો તેનું સ્વાગત કરો ! દુઃખથી ગભરાઓ નહીં !"

પચ્ચક્ખાણ કરનાર દરેક પુણ્યાત્મા જાણે છે કે-ઉપવાસાદિ પચ્ચક્ખાણ કરવાથી ભૂખ લાગશે છતાં મુમુક્ષુ જીવો પચ્ચક્ખાણ કરે જ છે! ઘરમાં વિપુલ ખાદ્ય સામગ્રી હોય છતાં ઉપવાસ કરે છે, છતે પાણીએ પણ ચોવિહાર કરીને તરસ્યા રહે છે, ભૂખ-તરસના દુઃખોથી ઘણીવાર ઢીલાશ આવી જાય, પેટમાં કુરકુરીયા બોલે, દાદરો ઉતરવાની કે બોલવાની શક્તિ પણ કો'ક વખતે ન રહે, શારીરિક નબળાઈ ખૂબ જ આવે છતાં વિવેકી પુણ્યાત્માઓ હરખભેર તપ-ધર્મનું આસેવન કરે છે ! કેમકે-તપાચારનો વ્યંગ્યાર્થ-ગૂઢ રહસ્ય રૂપ દુઃખોને સ્વેચ્છાએ સમભાવથી ભોગવવાનો આશય હૈયામાં ગૂંજતો હોય છે.

વધુમાં એ પણ સુંદર વિચારણા કામ કરતી હોય છે કે-સ્વેચ્છાએ દુઃખોને ધીરતાથી સહન કર્યા વિના કર્મોની ગુલામીમાંથી છુટી શકાય તેમ નથી, તેથી જ આરાધક મહાનુભાવો દુઃખોને સામેથી નોંતરું આપીને તેડાવે, સહનશીલતાના જોરે દુઃખો વેઠાઈને આત્માને અશુભકર્મની જકડામણથી છોડાવનારા થાય છે.

આ રીતે તપાચારનો વ્યગ્યાર્થ આત્માને ખરેખર દુઃખો સહન કરવાના પરિણામે આત્માને કર્મના બંધનથી મુક્ત કરવાનો ખ્યાલમા રાખી પચ્ચક્ખાણમાં તપાચારનું સર્વાધિક મહત્ત્વ વિચારવું જરૂરી છે

## કોઈ પણ વ્રત નિયમમાં દૃઢતાની જરૂર

પચ્ચક્ખાણ તો શું પણ દરેક નાનામોટા વ્રત-નિયમ-સોગંદ કે પ્રતિજ્ઞાના પાલન માટે તપાચારનો વ્યંગ્યાર્થ ધ્યાનમાં રાખવો જરૂરી છે કે-"ગમે તેટલા કષ્ટ કે દુઃખોનો સામી છાતીએ હસતે મોંઢે સામનો કરીને પણ લીધેલ વ્રત-નિયમ કે પ્રતિજ્ઞાને નભાવીશ જ !" ગમે તે શુભ કાર્યના સંકલ્પને વળગી રહેવું, આફત, વિષમ-

તાઓ કે મુશ્કેલીઓથી ઢીલા ન પડવુ એ ખાસ જરૂરી છે, છોકરાઓની ગાજરની પીપુડીની માફક વાગી ત્યા સુધી વગાડી નહીં તો પછી કરડી ખાધી એમ ન કરવુ !

ગમે તે વ્રત-નિયમ કે પ્રતિજ્ઞા નભી ત્યા સુધી ખરી ! જરાક મુશ્કેલીનો પ્રસગ આવે એટલે વ્રત-નિયમ કે પ્રતિજ્ઞાના પાલનમા ઢીલાશ વ્યાજબી નથી ! કોઈ પણ નાના કે મોટા વ્રત-નિયમ કે પ્રતિજ્ઞાના પાલનમા દઢતા કેળવવી જરૂરી છે કે-'દુખો-કષ્ટો આવે તો ભલે આવે !' લીધેલ પ્રતિજ્ઞાના પાલનમા કસર ન રાખવી !

આ રીતે પચ્ચક્ખાણમા તપ આચારનુ અત્યધિક મહત્ત્વ જાણવુ

આ પ્રમાણે પચ્ચક્ખાણમા **વીર્યાચારનુ** પણ પ્રાધાન્ય વિચારવુ, કેમકે વીર્યાચાર એટલે વીર્યોલ્લાસની જાગૃતિ-સ્ફોરવણી કે કેળવણી વિના પચ્ચક્ખાણની ઉત્પત્તિ કે સાચવણી શકય બનતી નથી

## પચ્ચ૰મા પાચે આચારની સગતિ

આ મુજબ **પચ્ચક્ખાણમા** તેના વિષયનુ સામાન્યરૂપે પણ **જ્ઞાન** (જ્ઞાનાચાર), પાપવ્યાપારોની હેયતાની **શ્રદ્ધા** (દર્શનાચાર) યથોચિત શક્ય મર્યાદાઓનુ **પાલન** (ચારિત્રાચાર) પચ્ચક્ખાણમા આવી પડતા દુખોને સમભાવથી **સહન કરવાની તત્પરતા** (તપાચાર) અને **વીર્યોલ્લાસની** જાગૃતિ (વીર્યાચાર) આ પાચ ચીજોની મુખ્યતા હોઈ પચાચારનુ પ્રાધાન્ય સ્પષ્ટ થાય છે

આ રીતે પચ્ચક્ખાણના યથાર્થ અધિકારી તરીકે અહીં શ્રી **સૂત્રકૃતાગસૂત્રના** પાચમા અધ્યયનના પ્રારભે આચારની મર્યાદામા વ્યવસ્થિત પુણ્યાત્માનો નિર્દેશ છે, તે સર્વથા સગત દેખાય છે

હવે આચારની મર્યાદામા રહેવાથી પચ્ચક્ખાણની ક્રિયા કેવી રીતે ઉત્પન્ન થાય છે ? વધે છે ? કે ટકે છે ? અને તેના શા શા લાભ છે ? વગેરે જણાવાશે તે અધિકાર અગ્રે વર્ત્તમાન

## વ્યાખ્યાન-૪

इहानन्तराऽध्ययने प्रत्याख्यान-क्रियोक्ता, सा चाऽऽ-चार-व्यवस्थितस्य......"

વ્યાખ્યાકાર આચાર્ય ભગવાન્ શ્રીશીલાંકાચાર્ય મહારાજા ભવ્ય જીવોના ઉપકારને માટે શ્રી સૂત્રકૃતાંગસૂત્રની ટીકા કરતાં પહેલા શ્રુતસ્કંધની વ્યાખ્યા કરી ગયા, બીજા શ્રુતસ્કધના ચાર અધ્યયનની વ્યાખ્યા કર્યા પછી હવે પાંચમા અધ્યયનની વ્યાખ્યા શરૂ કરતા ચોથા અધ્યયન અને પાચમા અધ્યયનનો સંબંધ જણાવતાં ફરમાવી ગયા કેઃ-

### આચાર શુદ્ધિની મહત્તાનું રહસ્ય

ચોથા અધ્યયનમા "જિનશાસનમાં પચ્ચક્ખાણનું કેવું જરૂરી સ્થાન છે?" એ વાત જણાવી પણ તે પચ્ચક્ખાણનો અધિકારી કોણ? એ જણાવવા પાંચમા અધ્યયનમા પંચાચારની મર્યાદામાં વ્યવસ્થિતપણે ટકી રહેવાનું અત્યધિક મહત્ત્વ દર્શાવ્યું છે.

તેનો આશય-ભાવાર્થ શો છે? એ વિવેક-બુદ્ધિથી સમજવા જેવો છે.

જૈનેતરોએ પણ યમ-શિક્ષાના નામે પચ્ચક્ખાણના સ્થાનો સ્વીકાર્યા છે, કેમકે-હિંસા, જૂઠ ચોરી, સ્રીગમન અને પરિગ્રહ આ પાંચ મહાપાપોના ત્યાગની વાત જગતના દરેક ધર્મ, સંપ્રદાય કે શાસનમાં હોય છે,

તેથી જ પૂ. આ. શ્રી હરિભદ્રસૂરિજી મ. શ્રીએ શ્રી અષ્ટક પ્રકરણ ગ્રંથમાં જણાવ્યુ છે કે-

"पञ्चैतानि पवित्राणि, सर्वेषां धर्मचारिणाम् ।
अहिंसा सत्यमस्तेयं, त्यागो मैथुनवर्जनम् ॥"

અર્થાત્—"અહિંસા સત્ય અસ્તેય મૈથુન ત્યાગ અને પરિગ્રહનો ત્યાગ આ પાંચ બાબતો જગતના દરેક ધર્મવાળાઓના મતે પવિત્ર મનાય છે." (હારિ. ૧૩ અષ્ટક શ્લો. ૨)

## અહિંસા આદિ પાંચ બાબતો નાસ્તિકને પણ માન્ય છે

દુનિયામાં કેટલીક ચીજો વ્યક્તિભેદે, દેશભેદે, કાળભેદે પવિત્ર મનાય છે, પણ આ ઉપર જણાવેલી પાંચ ચીજો કોઈપણ એક મત, દર્શન કે શાસનની અપેક્ષાએ પવિત્ર નથી, પણ જગતના તમામ ધર્મો, સંપ્રદાયોને માન્ય હોઈ આ પાંચ ચીજો પવિત્ર છે,

નાસ્તિક જેવા કટ્ટર ભૌતિકવાદી અને ધર્મના દ્વેષીને પણ આ પાંચ બાબતો માન્ય રાખવી પડે છે,

કેમકે ગમે તેવા નાસ્તિકને પણ વ્યવહારની વ્યવસ્થામાં માનવું પડે છે, નાસ્તિક જેવાને પણ કોઈ મારે કે દુઃખ આપે તે તેને ઈષ્ટ નથી હોતું, એટલે વ્યવહારની વ્યવસ્થાને માન્ય રાખવાના પરિણામે વિના કારણે બીજાને મારવાની કે દુઃખ દેવાની વાત નાસ્તિકને પણ અનુચિત માનવી પડે છે આ પ્રમાણે જુઠ, ચોરી આદિ પાપોમાં પણ સમજી લેવું

પાપોની પ્રવૃત્તિથી કર્મ બંધાય અને પરભવ બગડે એ વાત કદાચ ભૌતિકવાદી-નાસ્તિકને આત્માની શ્રદ્ધા ન હોઈ માન્ય ન હોય! છતાં હિંસા આદિ પાપોના આચરણથી આ ભવમાં દેખીતો અનર્થ પોતાને ભોગવવો પડે છે, એ હકીકતને આગળ રાખી પોતાની જેમ બીજાને પણ થતી હેરાનગતી સમાજ-વ્યવસ્થાના નામે અનુચિત માનવી જ રહી!

આ રીતે ધર્મ જેવી ચીજને ન માનનાર માત્ર દુનિયાદારીમાં રાચનાર નાસ્તિક જેવાને પણ અહિંસા આદિ પાંચ બાબતો વ્યવહારની રીતે પણ માન્ય કરવી પડે છે!

## વ્યવહારમાં પણ સજાના ભયથી પાપો અકરણીય છે

વળી દુનિયાદારીમાં કોર્ટમાં સાક્ષી આપતી વખતે પણ ઈશ્વરને સાથે રાખવાની વાત મુખ્ય હોય છે અને જાણી-જોઈને જુઠું બોલનાર સજા પામે છે

એટલે વ્યવહારમાં સજાના ભયથી હિંસા આદિના પાપથી ધર્મમાં શ્રદ્ધા નહીં રાખનારા ગમે તેવા નાસ્તિકને પણ અટકવું પડે છે.

પણ ખરી વાત એ છે કે **શિક્ષા–સજાના ડરથી પાપોનો ત્યાગ વાસ્તવિક નથી, પાપ કે ગુન્હાની ખરાબી સમજવી જોઇએ, તો જ તે ગુન્હો કે પાપ ફરી થવાનો સંયોગ ઉભો ન થાય !**

વ્યવહારમાં શિક્ષા–સજાના ડરથી પાપ ન કરવાની વાત છે, જ્યારે ખરેખર પાપ કરવાની વાત પાપોની અનર્થકારિતાની સમજણના પાયે ધર્મ દૃષ્ટિ એ હિતકારી છે.

**હિંસા આદિ ખરાબ કેમ ?**

એટલે હિંસા, જૂઠ, ચોરી, સ્ત્રી ગમન અને પરિગ્રહ આ પાંચે બાબતને આખું જગત ખરાબ ગણે છે, માને છે, તેમાં બે મત નથી, સહુ એક અવાજથી કબૂલે છે, પરંતુ પૂ. આ. **શ્રી હરિભદ્રસૂરિજીમ.** જણાવે છે કે—

**"જગતમાં ચીજો બે રીતે ખરાબ હોય છે ! એક તો વ્યવહારમાં ખરાબ લાગે તેથી, બીજું આત્માને નુકશાન કરનાર હોય તેથી"**

આ બંને જાતની ખરાબ ચીજોમાં દુનિયાથી ડરીને–આબરૂના ભયથી છોડવુ પડે, માટે હિંસા આદિ ન કરી શકનારાઓ પણ આખરે હૈયાથી તે ખરાબ ચીજોની પક્કડ છોડી શકતા નથી,

**આબરૂના ભયથી પણ પાપને ખરાબ માનનારા થોડા**

એટલે જ કોર્ટ–કચેરીના અનુભવી લોકોના અભિપ્રાય મુજબ જાણવા મળે છે કે–સોએ નેવું ટકા સજા પામનારા એના એ જ ગુન્હેગારો નામીચા બદમાશો હોય છે, કે જેઓને ઇજ્જત–આબરૂની–કંઈ પડી હોતી નથી, બાકી ઇજ્જત–આબરૂવાળા તો દશ ટકા જ હોય છે.

એટલે દુનિયાની–પોલિસની આંખોમાં ધૂળ નાંખવાની તેવડવાળા તો ભયંકર ગુન્હાઓ કરવા છતાં આબાદ રીતે છટકી જઈ

કે લાચ-રૂશ્વત આદિના જોરે નિર્દોષ થઈ છાતી ફુલાવીને ઉત્તરોત્તર પાપોની આચરણામા ધપતા રહીને બહાદુરી માણતા હોય છે

એટલે પાપને પાપ તરીકે-આત્માને નુકશાન કરનાર તરીકે માનવામા ન આવે ત્યા સુધી ખરેખર દુનિયામા પાપ કરનારાઓ પાપના માર્ગથી ગમે તેવી સજાઓનો ડર ઉપજાવવા છતા પાછા ફરી શકતા નથી

માટે નેવુ ટકા ગુન્હેગારો ઇજ્જત-આબરૂની પરવા વગરના છે, માટે તેમને રાજસત્તા કોઈ રીતે રોકી શકે તેમ નથી, અહીં પ્રાસ ગિક એક રાજાનો કિસ્સો ધ્યાનમા રાખવા જેવો છે!

## ઇજ્જતની બેપરવાઈવાળા માટે ટૂકુ દૃષ્ટાંત

"એક રાજાએ પોતાના પ્રધાન મત્રીને કહ્યુ કે—'પ્રધાનજી! તમે રાજ્ય કારભાર ચલાવવામા હોશીયારીથી કામ ચલાવજો! બધાને હુકમ કરજો! પણ મારાથી જે મોટો હોય તેને હુકમ ન કરશો! નહીં તો નાહક હુકમની ગૂ ચમા પડી જશો!' પ્રધાને પુછ્યુ કે-'હજૂર! આપથી મોટા કોણ? રાજાએ કહ્યુ કે-'નાગો,' પ્રધાનજી કઈ બરાબર સમજ્યા તો નહીં, છતા રાજાજીને વધુ પૂછવામા સાર ન સમજી ચૂપકીદી પકડી

એક વખતે કો'ક નાગો બાવો અલમસ્ત જોગી રાજમહેલ આગળ રસ્તા વચ્ચે જમાવીને બેઠો! પ્રધાનજીએ બાવાને કહ્યુ કે हट जा! પણ પેલો મસ્ત અવધૂત સાભળે જ શાનો! રાજાજી પ્રધાનજીની સાથે હતા જ! રાજાજી આગળ પ્રધાનજીને પોતાની આજ્ઞા એક જોગટો ન માને 'કહ્યુ છતા ખસે નહીં એથી બહુ માઠુ લાગ્યુ,' તેથી પ્રધાનજીએ જરા કરડાકીથી કહ્યુ કે— 'हट जा' પણ પેલા અવધૂત તો પાષાણની જેમ અડોળ રહ્યા એટલે પ્રધાનજીએ પોતાની સત્તા અજમાવવા સાથેના પોલિસોને ઈશારત કરી અને ત્રીજી વાર નાગા બાવાને તુમાખીથી જોસભેર કહ્યુ કે— 'हट यहासे! नहीं तो हम जबर्दस्ती निकाल देंगे! सुना'!!'

એટલે પેલો મસ્ત, અવધૂત, નાગો બાવો અવસર પારખીને બોલ્યો કે—"दीवानजी! हमको क्या तुम निकालोगे! हम तो अपनी मरजी से दुनिया की माया को ठुकरा कर परमात्मा के नाम पर निकल ही चुके हैं। परंतु! तुम सब लोग इस क्षणभंगुर खलक की मोहमायामें फँसे हुए दुनियादारी में घुसे हुए हो, तो निकलना तुम्हारे को है। हमें क्या निकालोगे?"

પ્રધાનજી તો આ સાંભળી ઠરી જ ગયા! ખિસીયાણા થઈ નાગા બાવાના શબ્દોની અસર પારખવા રાજાજીના મ્હોં સામું જોયું, એટલે રાજાજી બોલ્યા કે—"**મારાથી કોણ મોટું?**"નો જવાબ મળી ગયોને!"

આ દૃષ્ટાન્તનો સારાંશ એ કે-જેને દુન્યવી ઇજ્જત-આબરૂની પડી ન હોય તેવાને રાજસત્તા શું કરી શકે?

દુનિયાના ગુન્હેગારોમાં નેવું ટકાના તો એવા હોય છે કે—જેઓને આબરૂનું કંઈ મહત્ત્વ જ હોતું નથી, જેલમાં વગર મહેનતે પરભારા રોટલા ખાવા મળશે આવું માનનારાઓની પાપ કરવાની વૃત્તિ એવી નિષ્ઠુર હોય છે કે શક્તિ-બુદ્ધિ અને સામગ્રીનો દુરૂપયોગ કરીને પણ તેઓ ગમે તેવી રાજસત્તાને હફાવીને પાપમા જ ધપતા રહે છે.

## ગુન્હો અટકે ક્યારે?

આ ઉપરથી નક્કી થાય છે કે—વ્યવહારમાં રાજ્યસત્તા સજાના ડરથી ગુન્હા રોકવાનો પ્રયત્ન કરે પણ અ તરથી ગુન્હો કરનારાનું હૈયુ પાપવૃત્તિવાળું હોઈ બનશે તેટલું તર્કટ ઉભું કરી, જૂઠ, પ્રપંચ, ખોટી સાક્ષી, લાલચ આદિનો સહારો લઈ સજામાંથી બચવા પ્રયત્ન કરશે, તેમ છતા સજા થઈ તો પણ આબરૂનો પ્રશ્ન નેવું ટકા ગુન્હેગારોને મન મહત્ત્વનો ન હોઈ જેલ ભોગવ્યા પછી પણ પાપાચરણનું ચક્ર તેવુ જ ચાલુ રહે છે

આ રીતે ગુન્હા કે પાપની અકરણીયતાના ખ્યાલથી જ ગુન્હાઓ કે પાપનું પ્રમાણ ઘટે!

મજાના બળે ગુન્હાને દબાવવાની વાતથી એ ફલિત થાય કે— સજા થાય-શિક્ષા કે દંડ ભોગવવો પડે માટે ગુન્હો ન કરવો, પણ ગુન્હો ખરાબ છે એ વાત તો આવી જ નહીં! ગુન્હો કરતા આવડે, પકડાય નહીં, સજા ન થાય તો વ્યવહારમા પોતાને કોઈ દોષિત-ગુન્હેગાર માનતું નથી!

## ધર્મની દૃષ્ટિએ ગુન્હાની અટકાયત

ધર્મની દૃષ્ટિએ તો ગુન્હા કે પાપની ખરાબી સમજી ગુન્હા-પાપનો ત્યાગ કરવાનો હોય છે, જમનાભાઈએ ઉપવાસ કર્યો, પચ્ચક્ખાણ લીધુ અને દુકાને ગયા, દુકાને છોકરાએ કાક' ખાવાની ચીજ નમૂનારૂપે જોવા આપી, ભૂલમા ખવાઈ ગઈ, મોઢામા નાખી અને યાદ આવ્યુ કે "અરે આજે તો ઉપવાસ છે ને! તરત જ જમનાભાઈ દોડતા ઉપાશ્રયે આવે અને ગુરૂમહારાજને કહે કે— "સાહેબ! સહસા અજાણતા આવી ભૂલ થઈ ગઈ? શુ પ્રાયશ્ચિત્ત!"

આમ ધર્મમા આત્મશુદ્ધિના ધ્યેયથી પાપોને હેય સમજી સજાનો ભય નથી તો પણ તેમાથી છૂટવાનો પ્રયત્ન હોય છે, જ્યારે વ્યવહારમા દંડ-સજા, શિક્ષાનો ડર ઉપજાવવા છતા પાપમાથી પાછા પડાતું નથી કારણ કે-**દુનિયામા સજાના જોરે ગુન્હા કે પાપને દબાવવાની વાત છે, જ્યારે ધર્મમા શાણપણના જોરે પાપ-માથી ખસેડવાની વાત છે!**

## પચ્ચ૦ ના પાલન માટે પાપભીરૂતાની મહત્તા

પચ્ચક્ખાણ લીધા પછી ભંગાય નહીં, ભાગી જાય તો તેની આલોચના કરી પ્રાયશ્ચિત્તથી શુદ્ધિ કરવી જોઈએ, નહીં તો ભવા તરમા નરકાદિદુઃખ ભોગવવા પડશે" આ જાતના સંસ્કાર હોવાથી નાના બાળકથી માડી વયોવૃદ્ધ અજાણ ડોશીમા સુદ્ધા પણ વ્રત-નિયમ કે પચ્ચક્ખાણમા લાગેલ દોષોની આલોચના કરવા માટે ગુરૂ મહા રાજની પાસે સામે પગલે ચાલીને આવે છે!

ગુરૂ મહારાજ કઈ તમારી હાજરી લેવા નથી બેઠા! પણ

ધર્મના સંસ્કારોથી આર્દ્ર બનેલ આરાધકનું હૈયું જ પોકારી ઉઠે છે-જેથી કે પચ્ચક્ખાણ ભૂલથી ભાંગ્યુ કે તેમા કંઈ દોષ લાગ્યો કે તુર્ત ગુરૂ મહારાજ પાસે દોડતા જઈ પ્રાયશ્ચિત્ત લેવાની ઝંખના રહે છે! ગુરૂને પગે લાગી ગુરૂ જાણુતાએ ન હોય તો પણ સામે પગલે ચાલી હાથ જોડી પાપનો એકરાર કરી પ્રાયશ્ચિત્તની માંગણી કરાય છે,

જયારે વ્યવહારમાં જાહેરમાં ગુન્હો કર્યો હોય. સેંકડો સાક્ષી હોય, પોલિસ પાછળ પડી હોય, છટકી ન શકાય તે રીતે કાયદાની ચુંગાલમાં ફસાઈ ગયા હોય છતાં ગુન્હાની કબૂલાત કરી પણ થતી નથી, કેમકે ગુન્હાને દિલથી ખરાબ માન્યો નથી, માત્ર વ્યવહારમાં સજા,-દંડ કે શિક્ષા થાય તો ખરાબ લાગે માટે ગુન્હાને ખરાબ માન્યો છે.

## પાપમાંથી પાછા ફેરવવા માટે ધર્મનીતિની પદ્ધતિ

ધર્મનીતિ પ્રમાણે દરેક આસ્તિકના હૈયામા ગુન્હાની ભયંકરતા આત્માની ખરાબી કરનારના રૂપમા હોય છે, તેથી જિનશાસનના સાધુઓની ફરજ જ એ છે કે--જગતના જીવો ગુન્હાની વિષમતા પાપની ભયંકરતા સમજી તેની આલોચના માટે દોડતા આવે ત્યારે યોગ્ય પ્રાયશ્ચિત્ત દ્વારા તેઓની આત્મશુદ્ધિનો ખ્યાલ રાખે!

ધાગાપ થી સાધુઓ ખરેખર ભોળી જનતાને ઠગે જ છે, પાપોની આલોચના કરનારાને જે તે સાધનોનો આપમતિએ ઉપયોગ બતાવી પોતાની પૂજા-પ્રશંસા વધારવા માગે છે, તેવાઓની અહીં વાત નથી, પ્રભુ આણાધારી સાચા ત્યાગી નિર્ગ્રંથ સાધુઓની વાત છે, તેઓ તો હંમેશા ધર્મપ્રેમી જનતાને હેય-ઉપાદેયનું સાચું ભાન કરાવી યથા શકય પ્રયત્ને પાપની આચરણામાંથી પાછા ફેરવવાનો જ પ્રયત્ન કરે!!!

આવા સાધુઓના ચરણોમાં પાપ ભીરૂ જનતા દોડતી જઇને એકાંતમાં કે ભોંયરામાં કોઈ ન જાણે તેમ પણ કરેલા ભયંકર પાપોની આલોચના કરી પ્રાયશ્ચિત્તની માંગણી કરતા હોય છે.

વ્યવહારમા કયાય આપમેળે કોર્ટમા જઈ ગુન્હાની કબૂલાત કરતા કોઈને જોયા ખરા !

## આસ્તિક અને નાસ્તિકમા ફરક શો ?

આસ્તિક અને નાસ્તિકમા મહત્ત્વનો ફરક આ છે કે–**ખરાબ ચીજની ખરાબીથી જાતને દૂર રાખવા મથે તે આસ્તિક ! અને ખરાબ ચીજની ખરાબીના ફળથી ડરીને જાતને બચાવવા મથે તે નાસ્તિક !**

ધર્મ શિખવાડે છે કે–પાપ સ્વત ખરાબ છે ! જાણ્યે–અજાણ્યે પણ તેના સસ્કારો જીવનને જોખમમા મુકે છે, એમ સમજી–વિચારીને પાપ-પ્રવૃત્તિથી જાતને દૂર રાખવી

દુનિયાદારી– વ્યવહારમા ખરાબ ચીજની અસર રાજસત્તાના બધારણ પ્રમાણે સજા–દડ કે શિક્ષા રૂપે દેખાય છે, માટે તે અસરની વિષમતાથી જાતને બચાવવી ખરાબ ચીજ ભલે ! જીવનમા રહી ! માત્ર તેની સજા ભોગવવી ન પડે ! આવો અતિસ્થૂલ વિચાર વ્યવહારમા હોય છે

આટલા વિવેચન ઉપરથી સ્પષ્ટપણે સમજાઈ ગયું હશે કે–હિંસા, જૂઠ, ચોરી, સ્ત્રીગમન અને પરિગ્રહ આ પાચેય પાપોને જગતના દરેક ધર્મ, મત કે સપ્રદાયવાળાએ પાપ રૂપે સ્વીકાર્યા છે, યાવત્ ધર્મમા નહીં માનનારા નાસ્તિક જેવાને પણ સમાજ વ્યવસ્થાની દૃષ્ટિએ આ પાચેય બાબતને અનિષ્ટ તત્ત્વ તરીકે માનેલ છે પણ ( કોઈ પણ ધર્મવાળા ) આસ્તિક અને ( ધર્મને નહીં માનનારા ) નાસ્તિકની માન્યતામા ફરક કયા પડે છે કે–

## આસ્તિક-નાસ્તિકની માન્યતા

આસ્તિકો હિંસા આદિ પાચને ભવાન્તરમા કર્મની વિષમ વિટબના આપનાર અને કર્મની જજાળને વધારનાર અને આત્માને સ્વરૂપથી દૂષિત કરનાર તરીકે હેય=છોડવા લાયક માને છે

લાગે તે બહુ વધારે અને મોટું હોઈ જૈનો હિંસા આદિનો ત્યાગ માત્ર પાપ તરીકે સમજીને જ કરતા નથી પણ જો હિંસા આદિના પચ્ચક્ખાણ કરવામાં ન આવે તો બહુ મોટા પાપના ભાગીદાર થઈ એ,

## જૈન-જૈનેતરોની પાપની વ્યાખ્યામાં તાત્ત્વિક ફેરફ

એથી હિંસા આદિ પાપોને વર્જવાની બાબતમાં જૈનો અને ઇતરો વચ્ચે આશયનું જબરું મોટું આંતરૂ છે.

આના મૂળ પાયામાં તાત્ત્વિક હકીકત એ છે કે— ઇતરો એ યોગ=મન, વચન અને કાયાની પ્રવૃત્તિથી પાપની ઉત્પત્તિ માની છે, અને સ્થૂલબુદ્ધિએ લગભગ એમ જ લાગે કે 'પાપની પ્રવૃત્તિ પાપ બંધનું કારણ છે,'

ખરેખર તો કર્મબંધના ચાર કારણો છે મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગ એટલે યોગજન્ય પ્રવૃત્તિ તો કર્મબંધમાં સ્થૂલ કારણ છે, ખરા કારણ તો યોગની તીવ્રતા-મંદતાના કારણરૂપ મિથ્યાત્વાદિ ત્રણ છે.

એટલે અહીં ઇતરોએ હિંસા આદિ પાંચની પ્રવૃત્તિ=યોગને પાપનું કારણ માન્યુ, એટલે તેઓએ હિંસા આદિ પાંચનો ત્યાગ ધર્મરૂપ માન્યો, પણ જૈનશાસનની રીતિ-નીતિ પ્રમાણે તો યોગ જેમ કર્મબંધનું કારણ છે, તે રીતે તે (યોગ) કરતાં પણ કર્મબંધનું વધુ મહત્ત્વનું કારણ અવિરતિ છે,

**તે અવિરતિના મહાપાપમાંથી બચવા માટે જૈનો હિંસાઆદિ પાપોનો ત્યાગ કરે છે.**

## ઉપસંહાર

આ પ્રાસંગિક વિવેચન ઉપરથી એ નક્કી થયુ કે—વિરતિ= પચ્ચક્ખાણ ન કરવા તે મહાપાપ છે, તેમાંથી બચવા માટે હિંસા-આદિ પાપ ન કરવાની પ્રતિજ્ઞા લેવી જરૂરી છે, પ્રતિજ્ઞાનુ મહત્ત્વ તે તે હિંસા આદિ પાપોથી દૂર રહેવા માટે છે.

ટૂંકમાં જગતના બધા ધર્મો અહિંસા આદિ પાંચને પવિત્ર માને છે, છતાં પચ્ચક્ખાણ-વિરતિનું મહત્ત્વ જૈનેતરોના ખ્યાલમાં નથી, તે દષ્ટિથી હિંસા આદિ પાપોને વર્જવાની જૈનોની વાત અનોખી છે

**ચારિત્રની સંવરરૂપતા**

બીજી દષ્ટિએ વિચારીએ કે-ચારિત્ર-મહાવ્રતો નવતત્ત્વમાં કયા તત્ત્વમાં આવે ? પુણ્યની બેતાલીશ પ્રકૃતિમાં તો નથી જ ! સંવરના સત્તાવન ભેદમાં આવે છે ને ? "समिई-गुत्ती-परीसह-जइधम्मो भावणा चरित्ताणि" (નવતત્ત્વ ગા૦ ૨૫)માં ચારિત્રને સંવરના ભેદોમાં જ ગણાવ્યું છે ને ? તો સંવર એટલે શું ? આશ્રવ દ્વારોથી આવી રહેલા પાપકર્મને રોકવા તે સંવર

એટલે ચારિત્ર-મહાવ્રતોમાં હિંસા આદિનો ત્યાગ સંવરરૂપ હોઈ અવિરતિ=આશ્રવ દ્વારોથી આવી રહેલ પાપ=ને રોકવા માટે જ થયો

**હિંસા આદિના ત્યાગરૂપ ચારિત્ર=મહાવ્રતોનું પાલન પુણ્ય પ્રાપ્તિ માટે નથી, પણ અવિરતિના મહાપાપને રોકવા માટે છે,** પુણ્ય માટે તો સરાગસંયમ આદિ અનેક હેતુઓ છે

**અવિરતિની ભયંકરતા**

દરેક ધર્મવાળા હિંસા આદિ પાપના ત્યાગને માને છે, પણ જૈન અને જૈનેતરો વચ્ચે ફરક કયાં પડે છે ? તે સમજવા જેવો છે !

ઇતરો હિંસા આદિ પાપને છોડવાથી ધર્મ થશે એમ માને છે, જ્યારે જૈનો હિંસા આદિ પાપને નહીં છોડીશું તો અવિરતિના મહા પાપથી બચાય શી રીતે ? એમ ધારી હિંસા આદિના પચ્ચક્ખાણનું મહત્ત્વ માને છે

તેથી જ અન્ય દર્શનકારોએ હિંસા આદિ પાંચ પાપોના ત્યાગ અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ એ નામના પાંચ યમ ક હીલ રૂપે

## જિનશાસનમાં ત્યાગની પ્રધાનતાવાળા મહાવ્રતો

જિનશાસનમાં હિંસા આદિ પાંચ પાપોના ત્યાગ સ્વરૂપ પાંચ મહાવ્રતો નીચે મુજબના છે.

(૧) सव्वाओ पाणाइवायाओ वेरमणं ।
(२) ,, मुसावायाओ ,, ।
(३) ,, अदिण्णादाणाओ ,, ।
(४) ,, मेहुणाओ ,, ।
(५) ,, परिग्गहाओ ,, ।

એટલે દરેક મહાવ્રતમાં वेरमणं શબ્દથી નિષેધમુખે એટલે વિરમવાનું–અટકવાનું મહત્ત્વ દર્શાવ્યું છે.

અન્ય દર્શનીઓમાં વિધાનમુખે અહિંસા આદિનું પાલન કરવાનું મહત્ત્વ છે. એટલે કે દયા કરવી, સાચું બોલવું, બ્રહ્મચર્ય પાલવું આદિ ઉપર ભાર મુકાયેલ છે.

## वेरमणं શબ્દનું રહસ્ય

આ દૃષ્ટિકોણથી જ જિનશાસનમાં પાંચ મહાવ્રતો માટે "उवसंपज्जमाणे" શબ્દનો વ્યવહાર નથી, પણ "वेरमणं" શબ્દનો પ્રયોગ છે, હિંસા આદિ પાંચ પાપોથી પાછા હઠવું એ વધુ મહત્ત્વનું છે. દયા આદિનું પાલન પણ સાનુબંધ હિતકારી ત્યારે થઈ શકે છે જ્યારે કે પાપકર્મને રોકવા માટે વિરતિની મહત્તા હૈયામાં વસી હોય !

શાસ્ત્રકાર ભગવંતોના શબ્દોમાં આ વાત વિચારીએ તો શાસ્ત્રોમાં ત્યાગ કરવાની વાત અને સ્વીકાર કરવા યોગ્ય વાત ભિન્ન ભિન્ન શૈલિથી જણાવાઈ છે. જેમ કે—વ્રતોચ્ચારણવિધિમાં મિથ્યાત્વ ત્યાગની વાત "मिच्छत्तं पडिक्कमामि" અને સમ્યક્ત્વ સ્વીકારની વાત "सम्मत्तं उवसंपज्जामि" શબ્દોથી દર્શાવી છે.

પાંચ મહાવ્રતોમાં વિરતિ=અટકવાની પ્રધાનતા "वेरमणं" શબ્દથી દર્શાવી છે, જો અન્યદર્શનીઓની જેમ અહિંસા આદિનું

પાલના કરવારૂપે પ્રધાનતા હોત તો 'વેરમણ' ની જેમ 'उवसंपज्जामि' શબ્દથી અહિંસા આદિનો નિર્દેશ હોત !

## નિષેધમુખે અહિંસાદિનુ મહત્ત્વ

પ્રશ્ન—જો જિનશાસનમા નિષેધમુખે હિંસા આદિથી અટકવાને જ ધર્મ માનેલ છે, અને અહિંસા આદિ ધર્મ સ્વરૂપ નથી, કેમકે-વિધાનરૂપ અહિંસા આદિનુ પાલન જૈનેતરોની માન્યતાએ ઉપયોગી છે,

આમ હોય તો શ્રી दशवैकालिक सूत्र મા પ્રારભમા જ "धम्मो मंगलमुक्किट्ठं" કહી ધર્મને ઉત્કૃષ્ટ મગળ કહ્યો, પણ ધર્મ કયો? "अहिंसा संजमो तवो" પદોથી અહિંસાને ધર્મરૂપ કહેલ છે? તેનું કેમ?

સમાધાન—"મહાનુભાવ? ઉતાવળા ન થાઓ! જરા ધીરજથી રહસ્ય તપાસો! 'અહિંસા ધર્મરૂપ છે' એ વાતમા શકા જેવુ નથી! ચૌદ પૂર્વધારી શ્રી શય્યભવસ્વામીજી મહારાજનું ટકશાળી વચન છે! સાચે જ જિનશાસનમા 'वेरमण' શબ્દથી મહાવ્રતોમા હિંસા આદિના ત્યાગની પાપવૃત્તિથી અટકવાની પણ મહત્તા છે, નિષેધમુખે હિંસાઆદિ પાપોનો પરિહાર જ્ઞાનીઓએ દર્શાવ્યો છે! એ વાત પણ સાચી છે

અહિંસા, સત્ય બ્રહ્મચર્ય આદિનું પાલન કરવાની વાત જૈનેતરોને માન્ય છે, જૈનોને નહીં! આ વાત પણ નિષ્ટકિત સત્ય છે, કેમકે મહાવ્રતોના આલાવા પણ તે જ श्री दशवकालिक सूत्र ના છે, એટલે ચૌદપૂર્વધારીના ટકશાળી આગમના વાક્યોમા પરસ્પર વિરોધાભાસ જેવું થયુ? ખરૂ ને?

મહાનુભાવ! દૃષ્ટિમા નિર્મળતા ન હોય તો વસ્તુ સીધી-સાદી હોય છતા ગૂચ ન ઉકેલી શકાય,

## અહિંસાઆદિ રૂપ ધર્મ મગળ છે તેનુ રહસ્ય

ખરી વાત એ છે કે—'ધર્મ ઉત્કૃષ્ટ મગળ' રૂપ કહી ધર્મની વ્યાખ્યામા 'અહિંસા એ ધર્મ છે' એવુ કહીને શાસ્ત્રકારો ચૂપ

નથી રહ્યા, પણ પરસ્પર કાર્યકારણભાવના સંબંધથી સંકળાયેલ અહિંસા, સંયમ અને તપની ત્રિપુટીને ઉત્કૃષ્ટ મંગળરૂપ દર્શાવી છે,

અર્થાત્—અહિંસા ધર્મ ઉત્કૃષ્ટ મંગળરૂપ ત્યારે બને જ્યારે કે સંયમરૂપ અહિંસા ધર્મ હોય ! સંયમરૂપ અહિંસાધર્મ ઉત્કૃષ્ટ મંગળ ત્યારે બને જ્યારે કે સંયમરૂપ અહિંસાધર્મ તપમય બને !

**એટલે પાપોથી અટકવા રૂપ સંયમ એ અહિંસા ધર્મનું વાસ્તવિક સ્વરૂપ ફલિત થયું.**

આ ઉપરથી જૈનો તથા જૈનેતરોની માન્યતા વચ્ચે સમજણનું કેવું મોટું આંતરું છે? એ સમજાઈ ગયુ હશે.

## હિંસા આદિના ત્યાગમાં જૈનો અને જૈનેતરોની ધારણાનું અંતર

વળી જૈનેતરો હિંસા આદિ પાંચે પાપ છે માટે તેનો ત્યાગ કરીએ એટલે ધર્મ થશે અર્થાત પુણ્ય બંધાશે એવી પણ ધારણા રાખતા હોય છે,

જૈનશાસનમાં તો આશ્રવ તરીકે મનાએલ હિંસા આદિ પાચે પાપનો ત્યાગ સંવરભાવની બુદ્ધિથી કરવાનો છે, **પુણ્ય બાંધવાની દૃષ્ટિ જિનશાસનમાં સ્વીકૃત નથી, નિર્જરાના ધ્યેયથી ચાલતાં અધ્યવસાયોની ચલ-વિચલ દશાના કારણે પુણ્ય બંધાઈ જાય તે જુદી વાત ! પણ કામના પૂર્વક પુણ્ય બાંધવાની વાત જિનશાસનમાં નથી.**

પુણ્યને જ્ઞાનીઓએ વળાવાની ઉપમા આપી છે વળાવાનો ઉપયોગ વચગાળે જંગલમાં રસ્તાની અટપટી ગૂંચ કે શિકારી પશુઓના કે ચોરોના ત્રાસમાંથી બચવા પૂરતો જ હોય ! અરબસ્તાનના પઠાણ કે પૂરબીભૈયા ગુરખા વગેરેનું મહત્ત્વ માત્ર ચોરો વગેરે બદમાશોથી પોતાની મિલ્કત અને જાનના રક્ષણ પૂરતું જ હોય

જૈનેતરોએ તો હિંસાઆદિનો ત્યાગ કરવાથી કે દયા, સત્ય, બ્રહ્મચર્ય આદિનું પાલન કરવાથી પુણ્ય બંધને પ્રાધાન્ય આપ્યુ.

આ રીતે શ્રીસૂત્રકૃતાગસૂત્ર ના ચોથા અધ્યયનમા પાપોથી અટકવાનુ=વિરતિનું=પચ્ચક્ખાણનુ મહત્ત્વ દર્શાવ્યું

## જિનશાસનમા સવરનુ મહત્ત્વ

ગણધર ભગવતોએ પચ્ચક્ખાણની ક્રિયામા નિપુણતા કે વધુ જાણકારીના આધારે નિર્જરાનુ પ્રાધાન્ય નિર્દેશ્યુ છે તેથી તપસ્યાને સવરનું પ્રધાન અગ જણાવ્યુ છે જ્ઞાનીઓની દૃષ્ટિએ દરેક વિવેકીનુ સૌ પ્રથમ કતવ્યરૂપ સવર તત્ત્વનુ પાલન છે, તેના આધારે નિર્જરાનુ પોષણ થાય છે

આ કારણે જ શ્રીતત્ત્વાર્થસૂત્રકારે નવ તત્ત્વોના ક્રમનિર્દેશમા સવરની પ્રધાનતાએ જ નિર્જરાનો આધાર માની સવર પછી નિર્જરા જણાવી છે

## પચ્ચ બાબત મૌલિક ધારણા

જૈનોની માન્યતાએ પચ્ચક્ખાણ એ પાપ રોકવાનું સાધન છે, ઇતરો તેને પુણ્યનું સાધન માને છે

જૈનો એમ માનતા હોય છે કે-જો હુ પચ્ચક્ખાણ ન કરૂ તો અવિરતિના મહાપાપમા ફસાયેલો હું પાપના સતત બધથી મલિન થતો જાઉ છુ, જ્યારે જૈનેતરો પચ્ચક્ખાણ કરવાથી ધર્મ થશે એમ ધારી નવા લાભની પ્રાપ્તિ અર્થે તેઓની પ્રવૃત્તિ હોય છે, જ્યારે જૈનો અનાદિકાળથી સતત ચાલ્યા આવતા નુકશાનમાથી બચવા માગે છે

જૈનોની વિવેકશુદ્ધ ધારણા હોય છે કે-પચ્ચક્ખાણ એ પાપ રોકવાનુ સાધન છે, જૈનેતરોની દૃષ્ટિએ પચ્ચક્ખાણ ધર્મનું સાધન મનાય છે

આ મૌલિક ભેદ છે જૈન-જૈનેતરોની મૌલિક-માન્યતાનો!!!

જૈનોનુ જૈનત્વ જ પચ્ચક્ખાણને અવિરતિના ત્રાસ-ફદામાથી બચાવનાર કલ્યાણકર સાધન તરીકે માનવામા રહેલુ છે

આ જાતની નિર્મળ માન્યતાના પાયા પર ચોથા અધ્યયનમા

પચ્ચક્ખાણુની વિશિષ્ટ કરણીયતાનો વિચાર જ્ઞાનીઓએ દર્શાવ્યો, પણ હવે એ જણાવાય છે કે—આવું પચ્ચક્ખાણુ હોય કોને ? જેણે પોતાનું જીવન પંચાચારની મર્યાદામાં વ્યવસ્થિત રૂપે સ્થાપ્યુ હોય, એટલે કે જે સ્વયં મર્યાદાશીલ જીવનનું મહત્ત્વ સમજી યથા શક્ય આચરવા મથતો હોય તે પચ્ચક્ખાણુનો સાચો અધિકારી છે.

## વિરતિનું સ્વરૂપ

શ્રી તત્ત્વાર્થસૂત્ર સ્વોપજ્ઞ ભાષ્યમાં વિરતિનું લક્ષણ જણાવ્યુ છે કે—"विरतिर्नाम ज्ञात्वाऽभ्युपेत्वाऽकरणम्" પાપને પાપરૂપે જાણીને અને પાપરૂપે માનીને ન કરવાનો નિર્ણય કરવો તેનું નામ विरति= पच्चक्खाण છે.

આ ઉપરથી વિરતિ પચ્ચક્ખાણુ કરનારાએ જ્ઞાન અને શ્રદ્ધાની નિર્મળતા મેળવવા રૂપે પંચાચારની મર્યાદાઓ યથાયોગ્ય રૂપે પાળવી જરૂરની છે.

## પચ્ચ.માં પાપ તરીકેની કબૂલાતનું મહત્ત્વ

જેમકે વ્યવહારમાં દસ્તાવેજમાં નીચે સહી પોતાની સમજ-જાણકારી અને સાન-ભાનમાં કરવાની હોય છે દસ્તાવેજમાં લખેલ ચીજ—બાબત પોતાની જોખમદારી—જવાબદારી સહી કરનારો સમજે છે.

આ પ્રમાણે જ્ઞાનીઓ ફરમાવે છે કે—પહેલા પાપને પાપ તરીકે ઓળખો—સમજો! પછી તેને અનર્થકારી માનો! ત્યાર પછી તેનાથી દૂર રહેવાનો સંકલ્પ—પ્રયત્ન કરો, આ જાતનો જે પ્રયત્ન તેનું નામ પચ્ચક્ખાણુ.

## પચ્ચ.માં ગુરૂની સાક્ષીનું મહત્ત્વ

દસ્તાવેજ કરતાં પહેલા રૂપીઆ આપવાના હોય તો તે સરકારી સ્ટામ્પ ઉપર આપવાના હોય છે, તે રીતે અહીં પચ્ચક્ખાણુમાં પણ દેવ—ગુરૂની સાક્ષી જરૂરી છે, 'અમારે પાપ ન કરવાની પ્રતિજ્ઞા લેવી

છે, દુનિયાને જણાવીને શું કામ છે?' એમ કરી દેવ, ગુરૂ કે સંઘની સાક્ષી વિના પ્રતિજ્ઞાઓ ન લેવાય!

જૈન શાસનના કાયદેસર બંધારણની રીતે પચ્ચક્ખાણ માટે દેવ-ગુરૂ અને સંઘની સાક્ષીનું મહત્ત્વ છે

એમ ને એમ લીધેલી પ્રતિજ્ઞાઓ વાસ્તવિક ન ગણાય

વ્યવહારમાં જેમ રાજતંત્રના કાયદાઓ માન્ય રાખવા પડે છે, તેમ ધર્મની આરાધનામાં જિનશાસનની મર્યાદાઓની માન્યતા જરૂરી છે

## મૂળગુણ પચ્ચ. ગુરુ મુખે જ લેવાય

મહાવ્રતો કે અણુવ્રતો આદિની પ્રતિજ્ઞાઓ આપમેળે ન લેવાય, એકાસણા આદિના સામાન્ય પચ્ચક્ખાણોની વાત જુદી છે, તે ભલે! પોતાની મેળે લઈ શકાય, જેમકે વ્યવહારમાં વીશ રૂપીયા સુધીની ભરપાઈના પહોંચમાં સ્ટેંપ-ટિકિટ ચોડવાની જરૂર નથી હોતી, તે રીતે એકાસણા આદિના પચ્ચક્ખાણ તમારી મેળે લઈ શકો છો, પણ વીશ રૂપીયા ઉપરની પાવતી ઉપર જેમ સ્ટેંપ-ટિકિટ ચોડવી પડે છે તેમ અણુવ્રતો કે મહાવ્રતોની પ્રતિજ્ઞાઓ તો ગુરૂમુખે શ્રીસંઘની સાક્ષીએ જ લેવાય,

આ બાબતમાં પુંડરીક રાજાનું દૃષ્ટાંત વિચારવા જેવું છે

## પુંડરીક રાજાનું દૃષ્ટાંત

"પુંડરીક-કંડરીક બે ભાઈઓ, તેમાં કંડરીક નાનો ભાઈ, બાપને દીક્ષા લેવાનો વિચાર થયો અને કહ્યું કે-"આ સંસારના દાવાનળમાં અનાદિકાળથી મારો આત્મા સળગી રહ્યો છે! જિન શાસનની મર્યાદા અનુસારે પાપોના પચ્ચક્ખાણ કર્યા વિના વિષય-કષાયની ભીષણ નાગચૂડમાંથી છૂટી શકાય તેમ નથી! નિષ્કારણ કરૂણાના ભંડાર ગુરૂ મહારાજનો હાલમાં અનુકૂળ યોગ મળ્યો છે! માટે તાકીદે આ સંસારના કારાવાસથી છૂટવા માટે હું સર્વવિરતિના મંગળ પંથે જવાની તત્પરતા ધરાવું છું"

આ સાંભળી કંડરીકે કહ્યું કે–"પૂજ્ય પિતાજી! આપ જ્યારે વિવેકની સફળ જાગૃતિના આધારે જીવનશુદ્ધિના ઉચ્ચતર પથે ધપવા તૈયારી કરો છો! તો શું હું અળખામણો છું કે–મારા આપ શિરછત્ર અને વાલી હોવા છતાં મને આ સંસારની મોહજાળમા એકલો-અટૂલો મુકીને માત્ર પોતાનો જ ઉદ્ધાર કરવા તૈયાર થયા છો!" આ સાંભળી પિતાએ ખૂબ જ પ્રસન્ન થઈને કહ્યું કે "ભલા ભાઈ! તને પણ ખરેખર જો સંસારની મોહજાળમાંથી છૂટવાની તત્પરતા જાગી હોય અને પરિણામની ધારા ચઢતી હોય તો મારી ક્યાં ના છે? એ તો 'સોનામા સુગંધ' કે–મારા કુળમાં જન્મ પામેલ સંતાન દેવદુર્લભ માનવ–જીવનની સાચી સફળતા સર્વવિરતિની સફળ આરાધના દ્વારા કરવા માટે ઉજમાળ બને!"

કંડરીક સાથે પિતાએ ગુરૂ મહારાજ પાસે ખૂબ જ ભાવોલ્લાસ સાથે સયમ સ્વીકાર્યું.

વિધિપૂર્વક સંયમ પાળી વૃદ્ધ મુનિ સદ્ગતિ પામ્યા, અને કંડરીક મુનિ કાલાતરે શરીર અશાતા થઈ, પુંડરીક રાજાને સમાચાર મળવાથી ભક્તિનો લાભ મેળવવાના ઇરાદે રોગોપચાર માટે પોતાના ગામમાં આમંત્રી પોતાની શાળામાં રાખી વિવિધ રીતે ઉપચારની વ્યવસ્થા કરી, કાલાતરે રોગ શમી ગયો.

અહીં પુંડરીક રાજાએ સસારી ભાઈના સગપણથી પ્રવૃત્તિ વ્યવહારથી કરી દેખાય પણ અંદરખાનેથી તો સુસાધુતા પ્રતિ અનહદ રાગ મુખ્ય હોય છે. એટલે જ રોગશમન થયા પછી પણ સગવડોની મઝા માણવા મોહના ઉદયથી કંડરીક મુનિ વિહારનું નામ જ લેતા નથી ત્યારે પુંડરીક રાજા ભાવવાત્સલ્યથી પ્રેરાઈને વ્યંગ્યમાં જણાવે છે કે–

"સાહેબ! હું તો આ સંસારના કીચડમાં ફસાઈ ગયો છું, આપે તો સેવા–ભક્તિનો અપૂર્વ લાભ મને આપી કૃતાર્થ કર્યો, અને હવે આપને વિહારને યોગ્ય અવસર હોવા છતાં આપ મારા જેવા

પામર ને ભવસમુદ્રમાથી ઉદ્ધરવા માટે સ્થિરતા ફરમાવી રહ્યા છો! પણ કૃપાનાથ! હું તો મોહના ભારણ નીચે ખૂબ જ દબાઈ ગયો છુ! આપ મારી ખાતર આપના સયમમા દૂષણ ન લગાડો! બીજા કોઈ ગુરૂનો જોગ મળશે ત્યારે મારા ઉદ્ધારની વાત વિચારીશ! આપ મારી ખાતર વિહાર બાબત ગૂચવાશો નહીં ”

આવા માર્મિક ઉપાલભ ભરેલા વ્યગ્ય શબ્દો સાભળી કડરીક મુનિ વાસનાઓની પૂર્તિ અર્થે ત્યા રહેવાની ઇચ્છા છતા વિહાર કરી ગયા, પણ આન્તરિક પરિણામોમા વિકૃતિએ ઘર ઘાલ્યુ, ધીમે ધીમે વીર્યોલ્લાસની હાનિ થવાથી આચરમા શિથિલતા પ્રવેશી, અને ખૂબ જ નિકૃષ્ટ કક્ષાના વિચારોની ભૂમિકાએ પહોચી સયમ મુકી દેવાની પતિત વિચારણાના આરે જઈ પહોચ્યા

અને વ્યવહાર દૃષ્ટિથી અનુચિત છતા કડરીક મુનિ વારવાર ભાઈના રાજ્યમા આવવા લાગ્યા

એક વખતે તો ખૂબ જ મોહનીયકર્મની પ્રેરણાને પરવશ બની એકલા જ ભાઈની રાજધાની બહાર બગીચામા આવી એક ઝાડ નીચે લીલોતરી ઉપર બધા ઉપકરણો એક બાજુ મુકી બેઠા, પુડરીકને ખબર પડી એટલે મોહની વિચિત્રતાને સમજનારો મોટોભાઈ દોડતો આવીને ખૂબ ખૂબ વિનવણી પૂર્વક સમજાવ્યુ કે-“ તમે ભાગ્યશાળી કે-આ સસારના કીચડમાથી પિતાજીની સાથે નિકળી ગયા! હું તો આ કીચડમા હજી ફસાયેલ છુ, ધન્યભાગ્ય છે તમારા તમે આમ ઢીલા કેમ થયા છો! જરા મન મજબૂત કરો!” વગેરે ખૂબ સમજાવવા છતા પરિણામની ધારા ખૂબ જ પતિત કક્ષાની થઈ ગયેલી તેથી રોગીને પથ્ય-ચરી પાળવાની વૈદ્યની વાત જેમ પસદ ન પડે તે રીતે પુડરીકની વાત કડરીક મુનિને રૂચી નહીં, છેવટે પુડરીકને લાગ્યુ કે-પરિણામ સાવ પલટાઈ ગયા છે, એટલે સ્પષ્ટ શબ્દોમા ધીમેથી કહ્યુ કે-

“ભાઈ! મુઝાશો નહીં! તમારા ભાવ પલટાણા હોય તો રસ્તો ખુલ્લો છે! રાજ્ય તૈયાર છે! આ રાજ્યની ખટપટના કારણે

વ્યવસ્થિત હોય, આચારની મર્યાદામા વ્યવસ્થિત રહેવાથી જ પચ્ચ-ક્ખાણ ક્રિયા ઉપજે છે, ટકે છે અને વધે છે,

અહીં એક મહત્ત્વની વાત વિચારવા જેવી છે કે—પચ્ચક્-ખાણના અધિકારીનો નિર્દેશ કરતાં પ ચાચારની મર્યાદામાં વ્યવસ્થિત પણ મુખ્યત્વે જણાવ્યુ છે, પણ વ્યવસ્થિત શબ્દ કેમ? આચારની મર્યાદામાં સ્થિત હોય ને પચ્ચક્ખાણનો અધિકારી એમ માનીએ તો શો વાંધો? આના ખુલાસા તરીકે જ્ઞાનીઓ ફરમાવે છે કે-આચારમાં રહેવા માત્રથી પચ્ચક્ખાણના અધિકારી થવાતું નથી, કેમ કે 'રહેવું' એ શબ્દ સામાન્યવાળી છે. ઉદાયીનૃપમારક **વિનયરત્ન** જેવા અભવ્યો કે દૂરભવ્ય પ્રાણીઓ પણ વ્યવહારથી અત્યંત વિશુદ્ધ આચારનુ પાલન કરનારા હોય છે, પણ તેટલા માત્રથી તેઓ પચ્ચ-ક્ખાણના અધિકારી કે તેમનુ પચ્ચક્ખાણ સુપચ્ચક્ખાણ ન થઈ શકે!

## આચારશુદ્ધિ સામે આજ્ઞા બાબતના સતતોપયોગનું મહત્ત્વ

આજે પણ શાસ્ત્રોના પ્રામાણ્યને શ્રદ્ધાપૂર્વક નહીં માનનારા, સ્વચ્છંદમતિએ શાસ્ત્રોના અર્થને પણ વિકૃત કરનારાઓ કંઇ આચારમાં નથી હોતા એમ નહીં, વ્યવહારથી તો મુગ્ધ જીવોને પોતાની શાસ્ત્ર વિરૂદ્ધ માન્યતાઓની પ્રામાણિકતા ઠસાવવા બાહ્ય આચારશુદ્ધિ ખૂબ જ કડકાઈથી પાળતા હોય છે, પણ તેથી તેઓની આંતરિક યોગ્યતા–અધિકારીતાનું માપ ન કાઢી શકાય

તેથી 'આચારમા રહેલ હોય તે પ્રતિજ્ઞા=યથાર્થ પચ્ચક્ખાણ વાળો હોય' એવો નિયમ નહીં, 'પ્રતિજ્ઞામા જે હોય તે આચારની મર્યાદામા હોય જ' એ નિયમ ખરો!

એટલે આચારમાં મર્યાદાપૂર્વક એટલે જ્ઞાનીઓની આજ્ઞાની વફાદારી જાળવવાના પ્રયત્ન પૂર્વક રહેવું તેનું નામ **વ્યવસ્થિત** કહેવાય

આ રીતે પંચાચારની મર્યાદામાં વ્યવસ્થિતપણે ટકી રહેનારો પચ્ચક્ખાણનો સાચો અધિકારી એ વાત નક્કી થઈ.

### સતઃ પદનુ રહસ્ય

હવે ટીકાકારે પચ્ચક્ખાણના અધિકારીનું સૂચન કરતા **સા ચાऽऽचारव्यवस्थितस्य सत भवति** એમ કહ્યુ છે તો આમા **સતઃ** પદ શા માટે ? એનો વિચાર કરવો જરૂરી છે **સત** પદ ન હોત તો પણ આચારની મર્યાદામા વ્યવસ્થિતપણે રહેનારો પચ્ચક્ખાણનો અધિકારી છે એ વાત જણાય તો ખરી ! કેમકે સોહાગણ બાઇ ચાલ્લો ન કરે તેથી વિધવા બની જતી નથી, ચાલ્લો કરે તો જ સોહાગણપણુ ટકે એમ નથી, પણ આચારશુદ્ધિની મહત્તા બધારણીય રીતે દર્શાવવા **સત** પદ મુકયુ છે

એટલે **સત** પદ પચ્ચક્ખાણના અધિકારીના નિરૂપણમા આચાર શુદ્ધિનુ બધારણીય મહત્ત્વ દર્શાવે છે, અર્થાત્ ચાલ્લો જેમ સોહાગણ બાઇનું બધારણીય ચિન્હ છે, શ્રાવકપણાનુ બધારણીય ચિન્હ ચાલ્લો-તિલક છે,

### ચાલ્લાનુ બધારણીય મહત્ત્વ

વ્યવહારમા કોઈ પણ સોસાયટી, સસ્થા, કમિટી, કલબ કે રાષ્ટ્ર વગેરેની વ્યવસ્થા જાળવવા માટે સામુદાયિક ધોરણની જાળવણી માટે બધારણીય વ્યવસ્થાની જરૂર હોય છે, તે રીતે જૈનત્વની વ્યાવહારિક પ્રતીતિ અને વ્યવસ્થિત જાળવણી માટે બધારણીય રીતે ચાલ્લા-તિલકનુ મહત્ત્વ છે

અર્થાત્ ચાલ્લો તે તમારામા રહેલ જૈનત્વને ઓળખાવનાર છે, જો તે તિલક ન ખપતું હોય તો છાતીએ "જૈન" એવુ પાટિયુ મારો !

### પચ્ચ ની આચરણા માટે સત' પદનુ બધારણીય મહત્ત્વ

આમ છતા અમુક કારણે સોહાગણબાઇએ ચાલ્લો ન કર્યો હોય તેથી તેનુ સોહાગણપણું ચાલ્યુ જતું નથી, તેમ અહીં **સત** પદ ન મુકયુ હોત તો કહેવાનો ભાવ તો જણાઇ આવત, પણ

ચાંલ્લો તે સોહાગણનું ચિન્હ, તિલક તે જૈનપણાનું ચિન્હ, સાધુઓની પાસે પણ રજોહરણ ન હોય તો જગતનો કોઈ પણ પ્રાણી "મહારાજ! ધર્મ કોને કહો છો? ધર્મ એટલે શું?" એમ પૂછે ખરૂ? સાધુઓની પાસે આ રજોહરણ તે સાધુઓની ધર્મોપદેશકતાને ઓળખાવનાર પાટીયુ છે.

આ મુજબ પચ્ચક્ખાણની અધિકારિતાનું બ ધારણીય ચિન્હ આચારશુદ્ધિની વ્યવસ્થિતતા છે એ જણાવવા सततः પદ મુક્યું છે.

કેમ કે વ્રત લેતી વખતે ભાવોલ્લાસ ખૂબ હોય! જ્ઞાનીની દૃષ્ટિએ અપ્રમત્ત ગુણ પણ હોય.

## आरंभे शूराःની વૃત્તિનો આજ્ઞાના સતતોપયોગથી નિગ્રહ

વ્યવહારમાં સામાન્યત: જીવો आरंभे शूराः કહેવાય છે, કોઈ પણ દુકાનદારી કે ભાગીદારી શરૂ કરતી વખતે સંસારી જીવોની દાનત કેટલી શુદ્ધ અને નિર્મળ હોય છે, પણ પછી પરિણામે શું? નાના-મોટા રાજ્યો પરસ્પર સંધિ કરે, કોલ-કરાર કરે, ત્યારે કેટલી તેઓની હૈયાની સ્વચ્છતા હોય છે. પણ પછી એકબીજાના સ્વાર્થના નામે ધારાશાસ્ત્રીઓ, વકીલો, બેરીસ્ટરોના ઘર કેવા ભરાય છે! નાના પ્રકારના ષડયંત્રો કે ખટપટોથી એકબીજાના મન કેવા ઉભગી જાય છે,

આ રીતે સંયમ લેતી વખતે ઉચ્ચપરિણતિ હોય! કે જે વિચારધારા પ્રાયઃ જીવનમાં ફરીવાર ન પણ આવે! તેથી જ **શ્રી આચારાંગસૂત્ર**માં દર્શાવ્યું છે કે-

"**जाए सद्धाए णिक्खंतो तमेव अणुपालिज्जा**"

અર્થાત્-"જે શ્રદ્ધા=ઉચ્ચકોટિના તીવ્રસ વેગપૂર્ણ અધ્યવસાયોથી સંસારનો પરિત્યાગ કર્યો, (ઓછામાં ઓછું) તે શ્રદ્ધાને સાચવવી જોઇએ."

આ કેમ કહેવું પડયું? કે સામાન્યતઃ વ્રત લેતી વખતે જે

પરિણામધારા પ્રવર્તમાન હોય છે, તેવી વિચારધારા એકસરખી ચાલુ રહેવી ખૂબ જ દુ શક્ય છે

## ઉપયોગની સતત જાગૃતિનુ મહત્ત્વ

એટલે સત પદ દ્વારા "પ ચાચારની મર્યાદા માત્ર વ્રત લેતી વખતે હોવી જરૂરી છે એમ નહીં! પણ સતતપણે આચારવ્યવસ્થિત પાણું સતત ઉપયોગની ચોક્કસ જાગૃતિ રૂપે ચાલુ રહેવુ જોઇએ" આ ગ ભીર વાતનુ સૂચન ટીકાકાર ભગવ તે બાલજીવોના હિતાર્થે કર્યું છે

ટૂ કમા સતઃ પદથી પ ચાચારમા વિદ્યમાનપણુ સૂચવ્યું છે, કે જે લીધેલ વ્રત-નિયમ કે પચ્ચક્ખાણ આદિને વિશુદ્ધ રીતે નભાવવા કે નિરતિચારપણું જાળવવા માટે ખૂબ જ અગત્યનું છે

આ કારણથી જ શ્રી પાક્ષિકસૂત્રમા શ્રી દશવૈકાલિકસૂત્રમા उवसंपज्जित्ता ण विहरामि એ પાઠ પાચ મહાવ્રતોના આલાવાના પાછળના ભાગે મુકાયેલ છે

उवसंपज्जित्ता ण विहरामिનો અર્થ "અ ગીકાર કરીને વિચરૂ છુ" છે, એટલે જીવનમા સતત પણે મહાવ્રતોના સ્વીકારનું જાગૃત ભાન આમા સૂચવ્યુ છે

માત્ર મહાવ્રતો લઈ લેવા માત્રથી કૃતાર્થતા થતી નથી, પણ તે મહાવ્રતોના સ્વીકારની સતત જાગૃતિ ઉપયોગી છે, આ વાત દર્શાવવા उवसंपज्जित्ता० પાઠ મુકાયેલ છે

## ઉપસ હાર

આ રીતે ચોથા અધ્યયનમા કહેવાયેલ પચ્ચક્ખાણની ક્રિયાની સકળ નિરૂપણા માટે તેના અધિકારીના નિરૂપણ પ્રસ ગે આચાર શુદ્ધિના સ બ ધે પાચમા અધ્યયનમા આચારની વાત કરીશું એમ ટીકાકાર ભગવ તે જણાવ્યુ અને એ રીતે પાચમા અધ્યયનનું અભિધાન અને અભિધેય બ ને જણાવ્યા પાચમા અધ્યયનનું નામ आचार અને અભિધેય=વિષય તરીકે પણ પ ચાચારનું સ્વરૂપ સૂચવ્યુ

હવે આ નામ કયી અપેક્ષાએ? બીજી-બીજી પણ અપેક્ષાઓ અહીં કયી કયી રીતે છે? પાચમા અધ્યયનનું ખરૂ નામ શું? વગેરે અધિકાર જણાવાશે તે અધિકાર અગ્રે વર્ત્તમાન

## વ્યાખ્યાન-૫

इहानन्तराऽऽध्ययने प्रत्याख्यानक्रिया प्रोक्ता. सा चाऽऽचार-व्यवस्थितस्य सतो भवति.....

વ્યાખ્યાકાર આચાર્ય મહારાજ **શ્રી શીલાંકાચાર્ય મહારાજ** ભવ્ય જીવોના ઉપકાર માટે શ્રી સૂત્રકૃતાંગ સૂત્રની વ્યાખ્યા કરતા બીજા શ્રુતસ્કંધના ચાર અધ્યયનની વ્યાખ્યા કર્યા પછી પાંચમા અધ્યયનની વ્યાખ્યા કરતાં આગળ સૂચવી ગયા છે કે—

### પચ્ચ૦ માટે પંચાચારનું પાલન જરૂરી શા માટે?

ચોથા અધ્યયનમા પચ્ચક્ખાણની ક્રિયા જણાવી, અને હવે પાચમા અધ્યયનમાં પચ્ચક્ખાણનો અધિકારી કોણ? એ વિચારાય છે. આ પ્રસંગે વિચારી ગયા કે, **"જે પંચાચારમાં વ્યવસ્થિત હોય તે પચ્ચક્ખાણનો અધિકારી."**

પણ હવે એ સમજવાની ખાસ જરૂર છે કે, **'પચ્ચક્ખાણમાં પંચાચારની મર્યાદાઓના વ્યવસ્થિત પાલનની શી જરૂર છે?** આ વાતના રહસ્યને સમજવા આપણે એક નવો મુદ્દો વિચારીએ તે એ કે—

### મહાવ્રતો-યમોમાં શબ્દભેદનો ઝઘડો કેમ? (પૂર્વ પક્ષ)

જૈનો કે જૈનેતરો વ્રતો, નિયમો કે મહાવ્રતોને એક યા બીજા નામે માને છે. જૈનો જેને પાંચ મહાવ્રતો કહે છે, તેને પાંતજલ યોગદર્શનકારો પંચ યમ તરીકે, બીજા દર્શનવાળા તે તે બીજા નામથી માને છે.

આ રીતે અહિંસા આદિ પાચે બાબતો બધાને માન્ય છે. તેમાં આમ દેખીતી રીતે શબ્દનો જ ફરક લાગે છે, પરંતુ માત્ર શબ્દના ફરકને લીધે જૈનો-જૈનેતરોની માન્યતામા જે આસમાન-જમીન જેટલું અંતર છે; અથવા સમ્યક્ત્વ-મિથ્યાત્વના ભેદો સર્જાય છે, તે વાસ્તવિક ન ઠરે.

કેમકે, મૂળ વાતમા ફરક ન હોય અને માત્ર શબ્દનો જ ફરક હોય તો જમતી વખતે ભાત, ઓદન, चाँवल કે Rice (રાઇસ) બોલવાથી ચીજ કંઈ જુદી જુદી નથી આવતી; તે રીતે જૈન-જૈનેતરોની માન્યતામા માત્ર શબ્દનો જ ફરક હોય તો ઝઘડો જ ક્યા રહે ?

પણ અહીં વાત જુદી જ છે ! તે આગળ ઉપર આપણે વિચારીશું અત્યારે આપણે પૂર્વપક્ષની વિચારણા કરી રહ્યા છીએ કે કે વસ્તુ એક જ હોય તો માત્ર શબ્દના ભેદથી ચમકવું નહીં જૂઓ-પૂજ્ય આ૦ મહારાજ શ્રી હરિભદ્રસૂરીશ્વરજી શું ફરમાવે છે ?

" गुणतस्तुल्ये तत्त्वे, सञ्ज्ञामेदाऽऽगमाऽन्यथादृष्टि ।
भवति यतोऽसावधमो, दोष खलु दृष्टिसम्मोह ॥'

—શ્રી ષોડશક પ્રકરણ ષોડ ૪ શ્લો ૧૧

અર્થાત્ ગુણથી, ભાવાર્થથી તત્ત્વ સરખુ હોય, માત્ર સજ્ઞા (નામ) જુદા હોવાથી વિપરીત દૃષ્ટિ જેનાથી થાય તે દૃષ્ટિસમ્મોહ નામનો અધમ દોષ જાણવો

## દૃષ્ટિ સમ્મોહ દોષ

એટલે કે, અહીં ગુણથી તત્ત્વ સાચુ એટલે હિંસા માટે છોડવાનું સરખુ હોય પછી, એને તમે મહાવ્રત કહો, બીજા યમ કહે કે કોઈ શિક્ષા કહે ? તો તે શબ્દભેદના આધાર ઝઘડવુ ઠીક નહીં

યમ, નિયમ કે વ્રત શબ્દથી જૈનતરો શું કહેવા માગે છે ? અને જૈનો મહાવ્રતથી શું કહેવા માગે છે ? વાત તો એક જ છે ને કે-'સર્વ પ્રકારે હિંસા વગેરેનો ત્યાગ કરવો' આ વાત મહાવ્રત, યમ, નિયમ, વ્રત, કુશળધર્મ વગેરે શબ્દથી આપતી હોય તો તકરારનું કામ નહીં

આ બધું પૂર્વપક્ષ રૂપે કહેવાય છે હો ! ધ્યાન રાખજો ! સિદ્ધાત રૂપે આ વાત નથી

ગુણ થકી તત્ત્વ બેયનુ સરખુ છે, તો નામ માત્રના ભેદને

અંગે એ વસ્તુમાં અન્યથા દૃષ્ટિ કરવામાં આવે તો તે સૌથી હલકી કોટિનો 'દૃષ્ટિ સંમોહ' દોષ કહેવાય.

આ રીતે પૂ૦ આ૦ શ્રી હરિભદ્રસૂરિ મ૦ના વચનના આધારે તત્ત્વ સરખું હોય તો નામના ફેરફારથી સમ્યક્ત્વ–મિથ્યાત્વની વ્યાખ્યાઓ સર્જવી બરાબર નહીં, એમ વાદી કહે છે. આ રીતે પૂર્વપક્ષનું સ્થાપન થયું.

## મહાવ્રતો યમોમાં મૌલિક ભેદ (સમાધાન)

પણ ખરી વાત જ જુદી છે. મતભેદ જે છે તે બહુ માર્મિક છે. આ વાત સમજવા માટે ટૂંકું પરંતુ વ્યવહારિક દૃષ્ટાંત સાંભળો!

"કોઈ વ્યક્તિએ કોઈની વસ્તુ ચોરી કરીને લીધી. મૂળ માલિકને ખબર નથી કે કોણ લઈ ગયું? બધે જ હો....હા....ને ધમાલ મચી ગઈ. પરંતુ, ચાર–પાંચ દિવસ પછી, બધું થાળે પડી ગયા બાદ ચોરી કરનાર વ્યક્તિએ ગામના સારા ચાર–પાંચ આગેવાનોને ભેગા કરીને પછી કહ્યું કે, 'પેલા ભાઈની અમુક ચીજ ચોરાઈ ગઈ છે; જેનો પત્તો હજુ સુધી લાગ્યો નથી. બિચારાને કેટલી બધી તકલીફ પડે છે!!' તો હું આ મારી ચીજ તેને ભેટ તરીકે આપીને તકલીફ દૂર કરું છું; આમ કરીને તે વ્યક્તિ પેલી ચોરીને લાવેલી તેની જ ચીજ મૂળ માલીકને દાનમાં આપે છે.

આ દૃષ્ટાંતમાં ચોરી કરનાર વ્યક્તિનો મર્મ નહીં જાણનારની દૃષ્ટિએ દાન–પુણ્ય કરતો હોવા છતાં ખરેખર કેવો કહેવાય? '**નાલાયક ને!**' કેમકે, એક તો ચોરીનું પાપ કર્યું અને ઉપરથી મૂળ માલીકની જ ચીજ પોતે દાન કર્યાનો લહાવો લે! કેટલી બધી નિકૃષ્ટ મનોદશા કહેવાય!

## જૈનેતરોમાં યમ–નિયમો મૌલિક નથી

આ રીતે જૈનેતરો યમ, નિયમ કે વ્રત આદિ શબ્દથી હિંસા આદિ પાંચનો ત્યાગ કરે પણ શું ધારીને? જાણે કે, કોઈ મોટું કાર્ય કરીએ છીએ, મોટો ધર્મ આચરી રહ્યા છીએ એવું ધારીને

જૈનેતરો યમ નિયમાદિની કર્તવ્યતા માને છે

જ્યારે જૈનો તો મહાવ્રતોના સ્વીકાર રૂપે વિરતિનો આદર આત્માના પોતાના સ્વભાવ તરીકે કરતા હોય છે અમારા આત્માની મૂળભૂત ચીજ અમે સ્વીકારીએ છીએ એમા નવુ શુ કરીએ છીએ? ફરજનું જ માત્ર પાલન કરીએ છીએ!

જૈનો અને જૈનેતરોની મહાવ્રતો કે યમ, નિયમાદિની માન્યતામા પાયાનો જ આ ફરક છે

જૈન-જૈનેતરો વચ્ચે પાયાનો જ ફરક

જૈનો અવિરતિને પાપકર્મનો પ્રભાવ માને છે, અને વિરતિને આત્માનો સ્વભાવ માને છે અવિરતિને છોડી એટલે પાપ છોડ્યુ અને વ્રત ગ્રહણ કર્યા એટલે આત્માનો સ્વભાવ વિકસ્યો એ માન્યતા માત્ર જૈનોની છે

જૈનો સિવાય ક્યાય પણ મહાવ્રતો, પ્રતિજ્ઞા, વ્રતો કે પચ્ચક્ખાણોને આત્માના સ્વભાવ તરીકે વર્ણવેલ નથી

અન્યદર્શનીયો માત્ર જૈનોની દેખાદેખીથી પોતાની વાતની પ્રામાણિકતા માત્ર બનાવવા શબ્દથી યમ નિયમોને વર્ણવતા હોય છે ખરેખર અદરના રહસ્યને પામી શકતા નથી

જીવના લક્ષણ ઉપરથી જૈનેતરોની માન્યતાની ચકાસણી

જૂઓ-જૈનોએ જીવનુ લક્ષણ શું માન્યુ છે?

णाण च दसण चेव, चरित्त च तवो तहा ।
वीरिय उवओगो य एय जीवस्स लक्खण ॥

એટલે, 'જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ, વીર્ય અને ઉપયોગ એ જીવનું લક્ષણ છે'

ફક્ત જૈનોએ જ જીવના મૌલિક લક્ષણ તરીકે જ્ઞાન, દર્શન, ચારિત્ર એ ત્રણેને માન્યા છે, જૈનેતરોએ તો માત્ર જીવના લક્ષણ તરીકે એકનુ જ્ઞાન માન્યુ છે, ચેતના લક્ષણ માન્યુ છે પણ દર્શન

ચારિત્રને જીવનો મૌલિક સ્વભાવ કોઈએ માન્યો નથી; એટલે ચારિત્ર આત્માના મૌલિક લક્ષણ રૂપ હોઈ, 'અવિરતિ એ આત્માનો વિકાર છે' એ માન્યતા જૈનોના ઘરની છે-

### જૈનેતરોની યમ-નિયમની વાત માત્ર શાબ્દિક છે :

જૈનેતરોએ સમજ્યા કર્યા વિના આત્માની વાતો કરવા માંડી એટલે યમ, નિયમ, વ્રત વગેરે પણ પ્રરૂપ્યા; પણ ચારિત્ર આત્માનો ગુણ, સ્વભાવ નથી; તો પછી વ્રત નિયમો કે પચ્ચક્ખાણો તે બધા કોના ઘરના...? પારકા ઘરના. એમ જ કહેવું પડને! એટલે ઉપર જણાવેલ દૃષ્ટાંતની માફક ચોરી કરીને લાવેલ ચીજ મૂળ માલિકને દાનમા આપ્યાનો ડોળ કરનાર જેમ નાલાયક ઠરે છે, તેમ જૈનેતરોએ જૈનોના ઘરના મહાવ્રતોની શબ્દ રૂપે ચોરી કરી અંદરના ભાવ સમજ્યા નહીં અને અમે પણ તમારા મહાવ્રતોની માફક માનીએ જ છીએ ને! અર્થ, ભાવાર્થ, રહસ્ય કે તત્ત્વ એક જ છે તો પછી શબ્દનો ઝઘડો શો? આવો ડોળ કરી સમભાવીનો સ્વાંગ રચે તો ઉચિત ન ગણાય.

### મહાવ્રતો આત્મધર્મ છે :

જૈન શાસનકારોમા આત્માના લક્ષણ તરીકે જ્ઞાન, દર્શન, ચારિત્ર અને વીર્ય માનેલું છે, તેવું જૈનેતરો માનતા જ નથી. કેટલાક તો વ્રત- પચ્ચક્ખાણ પર દ્રવ્ય આશ્રિત છે. એમ કરી દોષ રૂપ પણ માને છે.

ખરેખર ચારિત્ર એ આત્માનો મૌલિક ગુણ છે, તેથી જ સરાગસંયમના સ્વરૂપને વર્ણવતાં જ્ઞાનીઓએ સંયમને આત્મધર્મ રૂપ હોઈ તે ત્યાજ્ય નહીં પણ તેમાં પૌદ્ગલિક આશંસારૂપ રાગનો અંશ વર્જ્ય જણાવ્યો.

### કર્મગ્રંથની દૃષ્ટિએ વિરતિ એ આત્માનો ગુણ છે :

વળી કર્મ સિદ્ધાંત પ્રમાણે અપ્રત્યાખ્યાનીય પ્રત્યાખ્યાનાવરણ અને સંજવલન આ કષાયો દેશવિરતિ અને સર્વ વિરતિ રોકનાર

છે આત્મામા સત્તાગત રૂપે ચારિત્ર સયમ કે વિરતિ અને ઉચ્ચ પરિણુતિ ને મૌલિક ગુણુ તરીકે ન હોય તો ચારિત્રમોહિનીય કર્મની આ પ્રકૃતિઓ આવરણુ કે ઘાત શેનો કરે !

તેથી પણુ સ્પષ્ટ થાય છે કે વિરતિ, સયમ કે પચ્ચક્ખાણુ આત્માનો સ્વાભાવિક ગુણુ છે

સમ્યકત્વ જેમ આત્માના ઘર્નું, તેથી જ અનતાનુબધી કષાય તેનું આવરણુ કરે છે, તે મુજબ વિરતિ, ચારિત્ર કે ઉચ્ચ પરિણુતિ આત્માનો સ્વાભાવિક ધર્મ છે જેનુ કે આવરણુ અપ્રત્યાખ્યાનાદિ ચારિત્ર મોહની પ્રકૃતિઓથી થાય છે

## અહિસા આદિના પાલન માટે વિરતિનુ અનિવાર્ય મહત્ત્વ

આ ઉપરથી ફલિતાર્થ એ થયો કે-હિસા આદિ ન કરવા માત્રથી અહિંસા આદિનું પાલન થતું નથી, કે જે જૈનેતરો માને છે પણુ ખરેખર વિરતિ-પચ્ચ૦નું મહત્ત્વ સમજીને વિરતિ કરવાથી અહિસા આદિનુ પાલન સુશકય બને છે

## મહાવ્રતો-યમનિયમોમા મૌલિક સ્વરૂપભેદ છે

એટલે જૈનેતરો હિસા આદિ પાચને પાપ તરીકે માને છે, તેને છોડવાનુ સારૂ પણુ માને છે, યમ-નિયમ અને વ્રત શબ્દથી અહિસા આદિ પાચ બાબતોને સારી જણાવે છે, છતા જૈનોની માન્યતામા અને તેઓની માન્યતામા મોટો તફાવત છે ! તે શાના લીધે ? શબ્દના ભેદનો ઝઘડો નથી ! કહ્યું છે કે—

" શબ્દભેદ ઝઘડો કિસ્યોજી ! પરમારથ જો એક !
કહો ગગા ! કહો સુરનદીજી ! વસ્તુ ફિરે નહીં છેક ॥
—શ્રી યોગદષ્ટિ૦ સજ્ઝાય ૪ ગા ૨૧

એટલે સમજુ માણુસો શબ્દભેદને અગે ઝઘડો વ્યાજબી નથી માનતા ! પણુ અહીં તો " પરમારથ જો એક " એ વાત સચવાતી નથી ! માટે શબ્દથી ભેદ હોય કે અભેદ હોય તે કરતા મૂળ વસ્તુ જ જૈનેતરોના લક્ષ્યમા નથી આવી-તે એ કે—

**જૈનેતરોના ધ્યાન બહાર રહેલ મુદ્દાની વાત**

વ્રત, સંયમ, ચારિત્ર એ બધું આત્માનો સાહજિક સ્વભાવ છે. તેના ઉપર ચારિત્ર મોહનું આવરણ આવ્યું છે તેને લઈને અવિરતિમાં આત્મા અનેક કર્મોના પાશથી જકડાય છે, માટે વિરતિ કરવાથી આત્માને પોતાની મૌલિકગુણની સંપત્તિનો કબજો મળે છે."

આ વાત જૈનોએ મુખ્ય રાખીને પાંચમહાવ્રતોના પાલનની મર્યાદાઓ વર્ણવી છે

**જૈનેતરોના યમ-નિયમોની માન્યતા પોકળ છે.**

જ્યારે જૈનેતરો તો "વ્રત-નિયમ-પચ્ચક્ખાણ કરીશું તો ધર્મ થશે!" આટલી ભાવનાના મંડાણ ઉપર જ અહિંસા આદિ પાંચ યમ-નિયમોનુ પાલન જરૂરી માને છે, પણ અહિંસા આદિનું પાલન વ્યવસ્થિત રીતે કરવા માટે "નહીં કરીએ તો મહાભયંકર અનર્થકારી અવિરતિના સકંજામાંથી નહીં છુટીએ, અને તેમ થતાં વિરતિના મહત્ત્વને ધ્યાનમાં ન લેવાથી ગમે તેટલા વ્રત, નિયમોનું પાલન ધર્મબુદ્ધિએ કરવામાં આવે પણ છાર ઉપર લીંપણુ જ થવા પામે!

આ મૌલિક પરમાર્થનો ભેદ રહ્યો છે જૈનો અને જૈનેતરોની મહાવ્રતો, કે યમ-નિયમની માન્યતામાં!!!

**સર્વધર્મસમભાવની વાત અજ્ઞાનપૂર્વક છે**

આ બધું સમજ્યા-વિચાર્યા વિના એમ જ બાક્યે રાખવું કે-"ભાઈ! નાહકના શા માટે ઝઘડા કરો છો! સર્વ ધર્મ સમભાવ કેળવો! જગતના દરેક ધર્મો અહિંસા આદિ માને જ છે ને! કોઈ કયા રૂપે માને અને કોઈ કયા રૂપે માને! હવે શબ્દોનો ઝઘડો શા કામનો! સ્યાદ્વાદદૃષ્ટિનો ઉપયોગ કરો... ....આદિ....આદિ"

કેટલી બધી પામરતા! વિચાર શૂન્યતા! ખરેખર જ્ઞાનીઓના હૈયામાં જગતના જીવોના કલ્યાણની ઉત્કૃષ્ટ ભાવના હતી, એટલે

એઓએ નિતાન્તશુદ્ધ સર્વાંગ સંપૂર્ણ સો ટચની વાતને જ સિદ્ધાન્ત રૂપે સ્થાન આપ્યુ છે, એમા ક્ષુદ્ર-પામર જીવોના ઉદ્ભાવિત કરેલ તર્કોથી વિસંવાદીપણું ઘટી શકતું નથી !

ટૂંકમા સાર એ કે-જૈનેતરો હિંસા આદિ પાપને છોડે છે તેમા મતભેદ નથી, પણ મતભેદ ક્યા ? તે વિચારો !

## વ્રત-પચ્ચ આત્માના સ્વભાવ રૂપ છે

જૈન સિવાયના સર્વ શાસ્ત્રકારો જીવનું લક્ષણ ચેતના એકલુ માને છે, પણ દર્શન, ચારિત્ર, વીર્ય તે જીવનુ લક્ષણ છે તે માનતા નથી, પણ ખરી રીતે જ્ઞાનાવરણીયથી જેમ જ્ઞાન-ચેતના ગુણ પર આવરણ આવે છે, અને તે જ્ઞાન બહારની ચીજ નથી, આત્માનો પોતાનો ગુણ છે, તે રીતે વ્રત-પચ્ચક્ખાણ આદિ તે આત્માનો સ્વભાવ છે, તે પણ બહારની ચીજ નથી, અવિરતિ-અપચ્ચક્ખાણ તે પાપ=ચારિત્ર-મોહના ઉદયથી છે, આવી માન્યતા ફક્ત જૈનોની છે કર્મગ્રંથની દૃષ્ટિએ મોહનીયકર્મની બે અસર છે એક દ્રષ્ટિને મલિન કરે બીજી વર્ત્તનને મલિન કરે, તેથી મોહની યથી આત્માના મૌલિક સ્વભાવરૂપ ચારિત્રગુણનો ઘાત થાય એ વાત દીવા જેવી સ્પષ્ટ છે

આ રીતે ચોથા અધ્ય મા **"વ્રતપચ્ચક્ખાણ એ આત્માનો સ્વભાવ છે, અવિરતિ એ પાપનો ઉદય છે તેને ટાળવા પચ્ચક્ખાણની ક્રિયા બને તેટલી વધુ આચરવી જોઇએ"** આ વાત વિગતવાર વર્ણવી ગયા

## પચ્ચ૦ કોને અને ક્યારે હોય ?

હવે શ્રીશીલાકાચાર્ય મહારાજા જણાવે છે કે-પચ્ચકખાણ ની ક્રિયા હોય કોને ? જે પચ્ચ૦ની ક્રિયાનું સ્વરૂપ ન જાણતો હોય, નવકારશી બેઘડીનું પચ્ચ૦ છે એ પણ જાણતો ન હોય, અને પચ્ચ૦ લેવા આવે તો તેને પચ્ચ૦ કરાવાતુ નથી કેમ ? પચ્ચ૦ને લાયક ની સ્થિતિ તેણે નથી મેળવી ! આચારની વ્યવસ્થાનું સામાન્ય જ્ઞાન

તેને છોડાવે નહીં ત્યાં સુધી મૂળધણીને તેને આઘી–પાછી કરવાનો હક નથી, ગિરવે લેનારની રજાથી જ પોતે પોતાની પણ ચીજનો ઉપયોગ કરી શકે છે, તે રીતે મન, વચન અને કાયા ત્રણે ગુરુ મહારાજને અર્પણ કર્યા એટલે ગુરુમહારાજ પ્રવર્તાવે તે રીતે જ મોક્ષ માર્ગે ત્રણે યોગો–આપણા છતાં–ગુરુની સંમતિ પૂર્વક પ્રવર્તાવી શકાય.

આ મુજબ "બહુવેલ" ના આદેશથી પચ્ચ૦ ની અધિકારિતા મેળવવા, ટકાવવા કે વિકસાવવા આચારની મર્યાદામાં રહેવાની મહત્તા સૂચિત થાય છે.

## ટીકામાં આપેલ સતઃ પદનું રહસ્ય

સતઃ પદ સતતપણે આચારની મર્યાદામાં ટકવાની વાત પર ભાર મુકે છે.

આ દૃષ્ટિકોણથી વિચારતાં સમજાશે કે—પચ્ચ૦ ની ક્રિયા અવિરતિના પાપમાંથી છૂટવા માટે જેટલી જરૂરની, તેટલી જ બલ્કે તેથી પણ વધુ જરૂરીયાત પચ્ચ૦ ની અધિકારિતા મેળવવા આચારશુદ્ધિ મેળવવાની છે!!!

તે આચારશુદ્ધિ પંચાચારની મર્યાદામા વ્યવસ્થિતપણે ટકવાના ઉપયોગની જાગૃતિદ્વારા મેળવાય છે.

તેથી જ ટીકાકાર ભગવંતે "सा चाचारव्यवस्थितस्य सतो भवति" એમ જણાવ્યું છે.

## પાંચમા અધ્ય. ના નામનું રહસ્ય

આ રીતે ચોથા અધ્યયનમાં જણાવાયેલી પચ્ચ૦ ની ક્રિયાની યોગ્યતા દર્શાવનાર આચારશુદ્ધિનો અધિકાર આ પાંચમા અધ્યયનમા હોઈને પાચમા અધ્યયનનું आचारश्रुत નામ સૂચવ્યું.

આ રીતે ચોથા અને પાંચમા અધ્યયનનો અર્થાધિકારે શો સંબંધ છે? તેનો વિચાર કર્યો.

## પચ્ચ૦ શુદ્ધિ માટે આચારની કારણતા વિષે કુતર્ક (પૂર્વપક્ષ)

અહીં વાદી શંકા કરે છે કે—વ્યવહારમાં તો પ્રથમ પિતા હોય તો પછી પુત્ર થાય, પહેલા માટી હોય પછી તેમાથી ઘડો થાય, એટલે કારણ પહેલા હોય, પછી તેમાથી કાર્ય નિપજે, તે રીતે આચાર માં વ્યવસ્થિત હોય તેને પચ્ચ૦ ની ક્રિયા સંભવે એમ ઉપર જણાવી ગયા, તો એનો અર્થ એ થયો કે—આચારની વ્યવસ્થામાથી પચ્ચ૦ ની ઉત્પત્તિ છે તો આચારની વ્યવસ્થા કારણ કહેવાય, અને તેમાથી નિપજતુ પચ્ચ૦ કાર્ય કહેવાય,

તો "कार्यनियतपूर्ववर्त्ति कारण" વ્યાખ્યા પ્રમાણે ચોથા અધ્યયનમાં આચારશુદ્ધિની વાત જણાવવી જોઈએ અને પાંચમામાં પચ્ચ૦ ની વાત બતાવવી જોઈએ, તો પાંચમા અધ્યયનને આચાર શ્રુત કેમ કહ્યુ ?"

## પચ્ચ૦ શુદ્ધિ માટે શૈલિવિશેષથી આચારશુદ્ધિનું મહત્ત્વ (ઉત્તરપક્ષ)

જ્ઞાની ભગવંતો આ બાબત ખુલાસો કરે છે કે—"ભાઈ! વાત તારી સાચી છે! પણ અહીં કંઈ શાસ્ત્રકાર ભગવંતો કાર્ય-કારણ ભાવ દર્શાવવા નથી બેઠા કે "ભાઈ! ન્યાયની રીતે કોણ કારણ છે? અને કયુ કાર્ય છે?" જેથી કે કારણને પ્રથમ સ્થાન આપવુ અને કાર્યને પછી! એ બધી ભાંજગડ થાય!

પદાર્થની વ્યાખ્યા કે સમજુતી આપવા બેઠા હોય ત્યાં નિરૂપણ શૈલી ભિન્ન પ્રકારની હોય!

તેથી અહીં પચ્ચ૦ની ક્રિયાનું મહત્ત્વ આચારશુદ્ધિના પાયા પર નિર્ભરિત બતાવી અવિરતિના ભયંકર પાશમાથી પુણ્યાત્માને બચાવવો છે, એટલે તેમાં શૈલી વિશેષથી પ્રથમ કાર્યનું નિરૂપણ કરી 'આ કાર્ય શેનાથી થાય ?' એ દર્શાવવા કારણની રજૂઆત કરવાથી વિવેકી જીવને તે કારણ પ્રતિ હાર્દિક અનુરાગ જાગે, નહીં તો પ્રથમ કારણ બતાવી દો, પછી કાર્ય બતાવી દો, એટલે ગણેતા મુજબ

"तुम कहते हो ! हम सुनते हैं" ની જેમ રગશીયા માનસનો સ્વભાવ વસ્તુના મૂલ્યાંકને યોગ્ય રીતે સમજવા ન દે, તેથી વાત એની એ જ ! પણ શૈલિફેરથી આરાધકજીવને જિજ્ઞાસામાં અતિરેક થાય અને વિશિષ્ટ આદરબુદ્ધિથી કારણનું સેવન કરે ' એ રીતે આચારશુદ્ધિ હવે જણાવાય છે.

## આચારશુદ્ધિનું વિશિષ્ટ નિરૂપણ

વળી પ્રથમ કારણ જણાવીને પછી કાર્યને કહેવામાં કાર્યના વર્ણન વખતે તો કારણનું વર્ણન ઉપસ્થિત ન હોવાથી મધ્યમ પ્રજ્ઞાવાળા જીવો કાર્યના મહત્ત્વને જ દૃષ્ટિ સમક્ષ રાખે ! કારણના સાપેક્ષ મહત્ત્વને વિસરી જાય, અગર તો કાર્યની પ્રાપ્તિ–જાણકારી થયા પછી હવે કારણની ગવેષણા કે વિચારણાની શી આવશ્યકતા ! રોગ મટયા પછી ગમે તેવા હોંશિયાર પણ વૈદ્યરાજની શી જરૂર ! "ગરજ સરી કે વૈદ્ય વૈરી" જેવી સ્થિતિ બનવા પામે ! તેથી "**કાર્યની ભૂમિકાનો આધાર કારણોની સફળ તૈયારી પર અવલંબે છે**" આ વાત આરાધકોના હૈયામાં સ્થિર કરવા માટે ચોથા અધ્યયનમાં પચ્ચ૦ નું સ્વરૂપ જણાવી તેના કારણરૂપે આચારશુદ્ધિની વાત હવે પાંચમા અધ્યયનમા જણાવાય છે

## આચારશુદ્ધિ થી પચ્ચ૦ ની સાનુબંધતા

આ ઉપરથી એ નક્કી થયુ કે—પચ્ચ૦ ની ક્રિયા આચારમાં રહેવાનુ ફળ છે, સામાન્ય આચારની ભૂમિકાએ રહેલ પુણ્યાત્મા પણ પચ્ચ૦ ની ક્રિયાના પ્રતાપે વિશેષ આચારમાં પ્રબળ ભાવનાના વેગથી વધી શકે છે

## અઇમુત્તામુનિનું દૃષ્ટાંત

જૂઓ ! **અઇમુત્તામુનિનું** દૃષ્ટાંન્ત વિચારો !

**અઇમુત્તામુનિએ** સાધુપણું લીધું તેમની ઉંમર આઠ પણ નહીં, ૭ વર્ષની ઉંમરે તેઓને દીક્ષા આપવામા આવી ચોમાસાનો ધોધમાર વરસાદ વરસી રહ્યો છે, બાલમુનિ બાલસ્વભાવથી પ્રેરાઇને

નાનું પાત્ર લઈ બહાર નિકળ્યા, અને વહેતા પાણીના પ્રવાહમા-"આ મારી નાવડી તરે" એમ કરી આનંદ પામી રહ્યા છે!

કાચા પાણીના વ્હેણમા પાત્ર તરાવનાર આ કોણ? અઈમુત્તા મહામુનિ! હા બીજા નહીં કોઈ!

## સારી અને ખોટી ચિત્તવૃત્તિના નમૂના

હવે અહીં વિચારવાની વાત એ છે કે—વ્યવહારમા તમારા જ્ઞાતિઓની વિગતો નોધનારા બે જાતના હોય છે! એક તો વિવાહના, અને બીજા મરણના, જેઓ વિવાહ આદિ પ્રસગે જાય, પરણ્યા આદિની નોધ રાખે તે ગોર કહેવાય બીજા કાયટીયા પોતાના ચોપડામા તમારા કુટુબમા કોણ ક્યારે મર્યું! તેની નોધ રાખે! કાયટીયાનુ કાર્ય જ તે કે મર્યા વગેરેની નોધ રાખે તેમ કરવાથી જ તેને અમુક લાગાના પૈસા મળે!

આ રીતે શાસનમા-ધર્મમા પણ બે જાતના જીવો હોય છે!

એક તો ગોર જેવા જેમા કે શાસન-ધર્મના ઉન્નતિના કાર્યોની નોધ રાખનારા, શાસનમા કોણ શુ અને કેટલુ સારૂ કરી રહ્યા છે! તેની નોધ રાખે, જ્યારે કાયગીયા જેવા કેટલાક ભારે કર્મી જીવો જેઓ શાસન અને ધર્મની હીલનાના જ પ્રસગો તેમની દષ્ટિએ આવે અને તેની જ નોધ રાખે, 'ફલાણાએ દીક્ષા છોડી અને અમુકે અમુક ખોટુ કામ કયુ વગેરે

અહીં **અઈમુત્તામુનિની** બાલચેષ્ટાને જોઈ તેમના દેખરેખ માટે રાખેલ વૃદ્ધમુનિઓ કાયટીયાની જેમ બાલમુનિને જરા ઉપાલભભરી નજરે નિહાળી તેમને સાથે લઈ સમવસરણમા આવ્યા,

ત્યા શાસનપતિ **મહાવીર**પ્રભુએ વૃદ્ધ મુનિઓની કાયગીયાના જેવી દુષિત થયેલી ચિત્તવૃત્તિને સુધારવા મધુર સ્વરે કહ્યુ કે—"મહાનુભાવો! મોક્ષગામી પુણ્યાત્મા છે એ! વર્ત્તમાનકાલીન બાલચેષ્ટાથી તેના મહાન્ આત્માની અવગણના ન કરો"

વૃદ્ધ સાધુઓએ તુર્તજ આલોચના કરી આત્મશુદ્ધિ મેળવી

## દૂષિત મનોવૃત્તિનું સ્વરૂપ

આ ઉપરથી પ્રાસંગિક સમજવાનું એ કે—અત્યારે શાસનના મૂળતત્ત્વોને નહીં સમજી શકનારા કાયટીયા જેવા કેટલાક લોકો માતા-પિતા સ્વેચ્છાથી સંયમમાર્ગે પોતાના પુત્રોને ધપાવવા તૈયાર હોય તો તે પ્રસંગે પણ લેવા-દેવા વિના પણ સંયમ ધર્મની અરૂચિના કારણે વચ્ચે કૂદી પડી તોફાનો સર્જે છે, તે વખતે શાસનની ટંકશાળી નેમને વળગી ટકી સાધુઓ કે શ્રાવકો પોતાના સત્ય માર્ગે વળગી રહેવા પ્રયત્ન કરતા હોય તો વસ્તુસ્થિતિને નહીં પારખી શકનારા સ્થૂલબુદ્ધિવાળા લોકોની ઉપરછલ્લી નિંદા આદિના ઉહાપોહને આગળ કરી 'પોતે આખો હોળાળો ઉપાડયો છે' એ વાત ભૂલી જઈ 'શાસનની હીલના થાય છે' 'લોકો ધર્મને વગોવે છે' 'આવી તે દીક્ષા અપાય' વગેરે બોલી પોતાનું કાયટીયાપણુ જાહેર કરે છે

તે ખરેખર શોચનીય છે!

આ તો એના જેવું થયુ કે—"કોઈ ભરાડીચોર ચોરી કરવા પેધી ગએલો ક્યાંક ચોરી માટે ગયો, માલ-તાલ બધું કબજે કર્યું, પણ લઇ જતી વખતે ખબર પડી કે બહાર જાણ થઈ ગઈ છે, એટલે એ ચોર જ અજાણ્યા જેવો થઈ "ચોર-ચોર" ની બુમ મારી પોતાની નિર્દોષતા જાહેર કરવા મથે!"

## દૂષિત મનોદશાએ શાસન હીલનાની ગેરસમજુતી

જો ખરેખર તેઓની શાસનની હીલનાનું દુઃખ હોય તો હો-હા કે ઘોઘાટ કરવાથી કે અવળો પ્રચાર કરવાથી શું હીલના ઘટી જવાની છે? જે કારણે શાસનના વફાદાર આરાધક આત્માઓને સંયમ આદિ ઉત્તમ માર્ગનું અવલંબન લેવું વિકટ થઈ પડયું છે, તે કારણો દૂર કરવાનો પ્રયત્ન કરવો જોઈએ, જેથી શાસનની હીલના સ્વતઃ બંધ થઈ જશે!

તમારા કુટુંબમાં કો'કે કંઈ અજુગતું કર્યું હોય! તે પ્રસંગે

તમે એને રોકવા-વાગ્વાના અનેક પ્રયત્નો કર્યા, માર-ઝુડનો પણ ઉપયોગ કર્યો છેવટે તેને પરગામ કાઢી મુકો ! પણ જ્યા રહેતા હો ત્યા તમે તમારી જાથ ખુ'ની કરવાની જેમ કઈ જાહેરાત કરવા તૈયાર થાઓ છો ખરા ! ! !

ખરી રીતે શાસનના સાશ તત્ત્વોની જાણકારી ગુરૂગમથી ન મેળવેલ હોઈ કાયટીયાપણાની મનોદશાની આ વિકૃતિ છે કે અજ્ઞાન જન્ય વ્યક્તિગત ક્ષતિઓના આધારે શાસનની હીલનાનો પ્રયાસ કે શાસનની અપભ્રાજનાનો વિચાર વ્યાપક બનાવાય છે

## બાલમુનિ અઈમુત્તાની મ વેગદશા

અહીં પેલા વૃદ્ધ મુનિઓને પ્રભુ મહાવીર ફરમાવે છે કે "મહાનુભાવો ! આ ચરમશરીરી પુણ્યાત્મા છે ! કોઈ પ્રકારે ગ્લાનિ ન પામતા અખડપણે એઓની વૈયાવચ્ચ કરશો "

**બાલમુનિ અઈમુત્તાને** પણ પ્રભુ વચનથી પોતાની બાળક્રીડા મયમમા અતિચાર લગાડનારી જાણી, એટલે વિશુદ્ધ ભાવથી તીવ્ર મવેગપૂર્વક આલોચના કરવા માટે **इरियावहीo** સૂત્ર બોલવા લાગ્યા તેમા એકેક પદ ઉપર ઉપયોગની જાગૃતિ કરતા કરતા તેઓ જ્યારે

"**पणग-दग-मट्टि-मक्कडा सताणा-संकमणे**"

આ પદ બોલવા લાગ્યા, ત્યારે "पणग-दग-मट्टी" એ શબ્દો-બોલતા અતરથી થરથરી ગયા, "મે બાળસુલભ ચેષ્ટાથી વહેતા પાણીમા પાતરૂ તરાવી "**મારી નાવડી તરે મારી નાવડી તરે** " આવી અનુમોદના પાપ કાર્યની કરી અરેરે કેવી અનુચિત ભયકર પાપ મે કર્યું ? કેટલા બધા અસખ્ય અપકાય આદિના જીવોની હિસા-વિરાધના કરી ? બહુ જ ખોટુ કાર્ય મારા હાથે થયું " આદિ તીવ્ર સવેગપૂર્વક આલોચનાના બળે તે જ વખતે ગુણશ્રેણિ આરોહી અપૂર્વકરણથી ક્ષપકશ્રેણિએ ચઢી નિર્મળ કેવળજ્ઞાનને વર્યા ! ! !

## પચ્ચ૦ના બલે આચારની વિશિષ્ટ ભૂમિકાની પ્રાપ્તિ

મૂળ વાત એ હતી કે–આચારની સામાન્ય મર્યાદા હોય તો પચ્ચ૦ની વિશિષ્ટ ક્રિયાથી તેમા વૃદ્ધિ થઈને આચારની વિશિષ્ટ ભૂમિકા પણ સહેલાઈથી આવી શકે.

બાલમુનિ અઈમુત્તાના માનસમા સામાન્યથી ભૂમિકા હતી કે–'સાધુને કાચું પાણી ન અડાય, આ સામાન્ય ભૂમિકાએ સંયમ–મહાવ્રતોની પ્રતિજ્ઞા–પચ્ચ૦ના પાલનના વિચારોની ધારાએ ચઢી ઉત્કૃષ્ટ આચારની મર્યાદાઓ–તીવ્ર સંવેગભાવે મેળવીને કેવળજ્ઞાન સુધી બાળમુનિ પહોચી ગયા !

આમા પ્રતાપ કોનો ! આચારશુદ્ધિની સામાન્ય ભૂમિકાએ કરેલ મહાવ્રતોની પ્રતિજ્ઞાનો !

તેના આધારે જ **બાળમુનિ અઈમુત્તા** સાધુજીવનની ઉત્કૃષ્ટ ભૂમિકા રૂપ કેવળજ્ઞાનને પામી શકયા.

### ઉપસંહાર

આ રીતે આગારની ભૂમિકાનું મહત્ત્વ પચ્ચ૦ માં દર્શાવ્યુ, તે ઉપરથી પચ્ચ૦ એ કાર્ય છતા તેનું નિરૂપણ પહેલાં કરી કારણરૂપ આચારશુદ્ધિને પછી જણાવવાની વાત સહેલુ છે એ નક્કી થયુ.

## કાર્ય સહચર કારણ તરીકે આચારશુદ્ધિનું મહત્ત્વ

વળી કાર્ય પહેલાં કારણ હોય તેમ છતાં અહીં પહેલાં કાર્ય=પચ્ચ૦ બતાવી ગયા, પછી કારણ તરીકે આચારશુદ્ધિ જણાવી છે તેનું એ પણ કારણ હોઈ શકે કે—આચારશુદ્ધિ માત્ર પચ્ચ૦ની પૂર્વાવસ્થામાં રહેનારૂં કારણ નથી પણ કાર્યસહચર કારણ છે, એટલે પચ્ચ૦ને ટકવા માટે, વધવા માટે, પણ આચારની મર્યાદાઓની વ્યવસ્થા જરૂરી છે

પચ્ચ૦ લેવા પહેલા જ આચારની મર્યાદામા રહેવું જરૂરી છે, એમ નથી, પણ પચ્ચ૦ને પાળવામા, ટકવામા યાવત્ તેની સાનુબંધતા માટે આચારશુદ્ધિનું સાપેક્ષ મહત્ત્વ છે આ વાત પહેલાં **સતઃ** પદની સાર્થકતામા વિચારી ગયા છીએ,

તેથી આચારની વ્યવસ્થા પચ્ચ૦ ની પૂર્વાવસ્થામા કે ઉત્તરાવસ્થામા બધે એક સરખી તેની ઉપયોગિતા છે!

પચ્ચ૦ની પૂર્વાવસ્થામા આચારની વ્યવસ્થા જેમ ઉપયોગી છે, તેમ પચ્ચ૦ કર્યા પછી પણ પાપની જુગુપ્સા માટે પાપોથી દૂર રહેવા માટે પણ આચારની વ્યવસ્થા જરૂરી છે

આ રીતે પચ્ચ૦ની ક્રિયામા અત્યત જરૂરી આચારની વ્યવસ્થા અત્યત મહત્ત્વની બાબત છે, તેનું સ્વરૂપ આ પાચમા અધ્યયનમા જણાવાય છે, તેથી જ આ અધ્યયનનુ **આચારશ્રુત** એવું નામ સાર્થક અને વ્યાજબી છે

## આચારશ્રુત નામની સાર્થકતા શી રીતે?

અહીં શિષ્ય પ્રશ્ન કરે છે કે–" સાહેબ! આચારની વ્યવસ્થાથી પચ્ચ૦ની ક્રિયા ઉપજે છે, તો આચાર એ આત્માનો સ્વભાવ જ છે ને! આચાર એ કઈ બહારની ચીજ નથી, તે તો સત્તાગત આત્માની મૌલિક ચીજ છે, તો તેની પ્રાપ્તિ કરવાની શી છે? **આચારશ્રુત** આ નામ આ અધ્યયનનું સગત શી રીતે? '**જેનાથી આચારની પ્રાપ્તિ થાય તે વિગત જણાવનારૂ આ અધ્યયન**' આ અર્થ શી રીતે સગત થાય?

આચાર એ તો આત્માની મૌલિક ચીજ છે! તેને પ્રાપ્ત કરવાનુ શું? માટે અધ્યયનનું નામ ફેરવો! **અનાચાર શ્રુત** રાખો! એટલે જેનાથી અનાચારથી આત્મા વિરમે=પાછો ફરે, અનાચારથી વિરમવું એ સ્વત આચારની પ્રાપ્તિ રૂપ છે!"

## આચાર આત્મસ્વભાવરૂપ છતા પચ્ચ૦ની જરૂર

અહીં **શીલાકાચાર્ય મહારાજ** જણાવે છે કે–આચાર એ આત્માનો સ્વભાવ, આત્માના ગુણરૂપ તે આચાર પ્રગટ થાય અને પચ્ચ૦ની ક્રિયા ઉપજે, ટકે કે વધે, એટલે પછી અનાચાર અધ્યયન એવું નામ આપવાની શી જરૂર! કેમકે મિ'કત ઘરમા આવ્યા પછી તેને ચોર-ધાડપાડુ આદિથી સાચવવાની હોય ગણવાની હોય પણ ગણવાની કઈ જરૂર નથી, તેમ અહીં આત્માનો ગુણ-સ્વભાવ આચાર

પ્રકટ થાય એટલે પચ્ચ૦ ઉપજે તેને ટકાવવા વધારવાની જરૂર છે.

વળી જેમ દહીં મળી આવે ત્યારે ગોળી, રવૈયો, દોરડું ખોળવા જવું ઠીક નહીં પણ કાગડા–કૂતરાં ખાઈ ન જાય તેનું ધ્યાન સાચવણીરૂપે રાખવું જરૂરી છે, તેમ આત્માના ગુણ–સ્વભાવરૂપે આચાર–નિયમ કે યોગ્ય મર્યાદાઓનું વ્યવસ્થિત પાલન આવે ત્યારે પચ્ચ૦ સ્વાભાવિક રૂપે સરલ થઈ જાય પછી તો તેનું જતન કરવાની જ જરૂર।

એટલે પાચમા અધ્યયનનું નામ ફેરવવાની જરૂર નથી, મૂળ વાત આચારની પ્રાપ્તિની જ મુખ્યતા છે, આચારની વ્યવસ્થિત મર્યાદા પ્રાપ્ત થયેથી પચ્ચ૦ની અધિકારિતા પ્રાપ્ત થઈ જાય છે.

એ રીતે આચારની ભૂમિકા પ્રાપ્ત થયે છતે પચ્ચ૦ની પ્રાપ્તિ થઈ જાય, અને પછી તે પચ્ચ૦ ટકે, વધે અને અનાચારના કાગડા–કૂતરા તેને બગાડી ન નાંખે એ ધ્યાન રાખવું જરૂરનું છે.

## અનાચારનું જ્ઞાન સાપેક્ષપણે જરૂરી છે

**શ્રી દશવૈકાલિકસૂત્રમાં** સાધુ જીવનની મૌલિક રૂપરેખા પહેલા અને બીજા અધ્યયનમાં જણાવ્યા પછી ત્રીજા અધ્યયનમા બાવન અનાચીર્ણ વસ્તુઓ વિગતે જણાવી છે.

આ ઉપરથી **આચારશ્રુત** નામ પાચમા અધ્યયનનુ સગત છે.

તેમ છતાં અનાચારોને વર્જવાના લક્ષ્ય સિવાય આચારનું પાલન સંપૂર્ણ રીતે શક્ય નથી, પચ્ચ૦ની ક્રિયા આચારની વ્યવસ્થાથી ઉપજે એ વાત ખરી. પણ ટકે ક્યારે? કે અનાચારને વર્જવાનુ લક્ષ્ય હોય, તો આ રીતે આચાર અને અનાચાર બંને પચ્ચ૦ના વ્યવસ્થિત જ્ઞાન માટે જાણવા જરૂરી દેખાય, તેથી અનાચારનું પર્યવસાન આચારમાં અને આચારનું પર્યવસાન અનાચારમા એમ સાપેક્ષ વ્યાખ્યા હોવાથી આ પાચમા અધ્યયનનું ખરેખર નામ શું? આચારશ્રુત કે અનાચારશ્રુત। એ નામમા વ્યાજબી શું? વગેરે વાદીની શકાનો ખુલાસો અગ્રે વર્ત્તમાન.

---

આ પુસ્તક શ્રી આગમોદ્ધારક ગ્રંથમાળા, કપડવંજ માટે
શ્રી વસત પ્રિન્ટિંગ પ્રેસ–ઘીકાંટા રોડ, અમદાવાદે છાપ્યું.

વર્ષ ૧

પુસ્તક ૩






## જગવત્સલ શ્રીતીર્થંકર પ્રભુનો સર્વહિતકર ઉપદેશ

"अत्थि मे आया उववाइए णत्थि मे आया उववाइए"

—શ્રી આચારાંગ સૂત્ર

**ભાવાર્થ** "મ્હારો આત્મા (પર્યાયાર્થિકનયથી) ઔપપાતિક (પરભવથી આવીને ઉપજનારો) છે, મ્હારો આત્મા (દ્રવ્યાર્થિક નયથી) ઔપપાતિક નથી"

આ ઉપદેશમા "यत्र पद० (क्रियापदं नास्ति तत्रास्तीति स्याद्वाक्यम्") એ ન્યાયથી અસ્તિનો અધ્યાહાર થઈ શકે છતા અન્ય દર્શનકારોએ શોભા તરીકે માનેલ સાધ્યાહારપણું ખરેખર જૈનાગમોની શૈલિ પ્રમાણે શ્રી અનુયોગદ્વાર સૂત્રમા જણાવાએલ સૂત્રના ૩૨ દોષ પૈકી દોષ રૂપ છે એમ જણાવવા અસ્તિ ક્રિયાપદનો સાક્ષાત્ નિર્દેશ છે

આ ઉપદેશમાં ત્રિલોકનાથ તીર્થંકર ભગવાનની ત્રિપદીનું પાન કરનારા ગણધર મહારાજાઓએ દરેક અસ્તિ ક્રિયાપદનો સ્પષ્ટ નિર્દેશ

વ્યાકરણ, કોશ, ન્યાય, સાંખ્ય, છંદોનુશાસન, કાવ્યાનુશાસન વિગેરેના સૂત્રોમાં આવતા ક્રિયાપદ આદિના અધ્યાહારોથી શ્રોતાને સંદિગ્ધ-જ્ઞાન કે વિપરીત અથવા અવ્યવસ્થિતજ્ઞાન થવાનો સંભવ છે. એવું ભવ્યજીવોને સમજાવવા માટે છે.

આ ઉપદેશમાં ચેતન, जीव, प्राणी, जंतु, सत्व, भूत વગેરે અનેક શબ્દો आत्मा ને દર્શાવનારા છતાં વાપરેલ आत्मा શબ્દ પ્રાણ ધારણાદિક જડજીવનની દશાનો ખ્યાલ કરતાં કરતાં જીવના સર્વ-કાલીન જ્ઞાનદશાની પ્રાપ્તિરૂપ સર્વકાલ વ્યાપક, ભાવપ્રાણોને ધારણ કરવારૂપ જીવજીવનની ધાર્યતા આત્મામાં અવ્યાબાધપણે રહેલી છે એમ ધ્વનિત કરે છે.

આ ઉપદેશમાં સામાન્ય રીતે સર્વ સંસારી આત્માઓ ओपपातिक એટલે 'જન્મની અસ્તિતાને ધારણ કરવાવાળા હોઈ 'मे' શબ્દ ખાસ જરૂરી નથી. કેમકે આત્માની ओपपातिकता ને વિચારનાર મનુષ્ય આદિ પ્રાણી સંસારી જીવોની અંતર્ગત જ છે તેથી સામાન્યથી अत्थि आया उववाइए એમ જણાવ્યું હોત તો પણ સમષ્ટિનું જ્ઞાન થાત છતાં 'मे.' શબ્દ નો પ્રયોગ માત્ર જ્ઞાન સંજ્ઞા ધારણ કરનારને જ પોતાની ओपपातिकतानी अस्तिता યથાર્થ રીતે થાય એમ સૂચવે છે.

આ ઉપદેશથી સર્વ લબ્ધિનિધાન, સમગ્ર દ્વાદશાંગ ગણિ પિટ-કના ગુંથનાર અને ધારનાર ગણધરભગવંતો સ્પષ્ટપણે જણાવે છે કે:—

આ જીવ અનાદિ વખત વકીલાતના ધંધાની માફક શાસ્ત્રકારના નામે જોખમે અને જવાબદારીએ આત્મા આદિની વાતો જાણે છે, માને છે, અને બોલે છે, જેના કે પરિણામે ભવનું ભ્રમણ ઘટતું નથી, તે કરતા અસીલની માફક પોતાના જોખમે અને જવાબદારીએ જાણે માને અને બોલે તો ભવભ્રમણ ઘટે, અને એ જ શ્રેયસ્કર માર્ગ છે.

તેથી દરેક વક્તા અને શ્રોતાએ પોતપોતાના આત્માના અવ્યાબાધ-પણું, નિત્યપણું, ભવપરંપરામાં ભમવાપણું આદિ મૌલિક ધર્મો જવાબ-દારીથી જાણવા, માનવા અને કહેવા જોઈએ

# કલ્યાણની સાધનાના પગથીયા

सेवेयव्वा सिद्धत-जाणगा भत्तिणिब्भरमणेहिं ॥
सोयव्वं णियमेण, तेसिं वयणं च आयहियं ॥ १ ॥

"ભક્તિ (પરમ હર્ષ)થી ભરપૂર મન વડે પરમપુરુષ પ્રણીત આગમના રહસ્યને જાણનાર પુરુષો (ગુરુઓ) સેવવા અને તેઓનું વચન આત્મહિત કરનારૂ છે, એમ ધારી અવશ્ય સાંભળવું

दाणं च जहासत्ति देयं, परपीडणं णो कायव्वा ॥
कायव्वोऽसंकप्पो, भावेयव्वं भवसरूवं ॥ २ ॥

યથા શક્તિ (જ્ઞાન દાન, અભયદાન ને ધર્મોપગ્રહદાન આદિ સ્વરૂપ) દાન દેવું, મન, વચન અને કાયાથી પરને પીડા ન કરવી, અસંકલ્પ (વિષયની નિવૃત્તિ) કરવો, ભવનું સ્વરૂપ વિચારવુ

मण्णा माणेयव्वा, परहवियव्वा ण केइ जियलोए ॥
लोगोऽणुवत्तियव्वो ण णिंदियव्वा य कइत्ति ॥ ३ ॥

લૌકિક (માતા પિતા આદિ) અને લોકોત્તર (ધર્મ ગુરૂ આદિ) માન્ય પુરુષો પૂજવા જોઇએ, જીવલોકમા (જગતમા) કોઈનો તિરસ્કાર ન કરવો વિશિષ્ટ લોકના આચારને અનુસરવું (અર્થાત્ શિષ્ટ લોક વિરૂદ્ધ તજવું) કોઈની નિંદા ન કરવી

गुणरागो कायव्वो, णो कायव्वा कुसीलसंसग्गी ॥
वज्जेयव्वा कोहा-दयो य सययं पमाओ य ॥ ४ ॥

(ઉદારતા, દાક્ષિણ્ય આદિ) ગુણોનું બહુમાન કરવુ અસદ્ આચારવાળાનો સંસર્ગ (આલાપ, સંલાપ) ન કરવો ક્રોધ આદિ (માન, માયા, લોભ) વર્જવા, તથા હમેશા (નિદ્રા, સંશય અજ્ઞાન, મિથ્યાજ્ઞાન આદિ આઠ પ્રકારનો) પ્રમાદ ટાળવો."

પૂ૦ આગમોદ્ધારક આચાર્ય દેવશ્રીના આર્મિકચિંતન સમરમાંથી ઉધૃત.

## સદ્ધર્મ પ્રાસાદના પાયાની ઈંટો

સંકલનાકારક પૂ૦ આગમોદ્ધારક આચાર્યદેવશ્રી

| | |
|---|---|
| सेवनीया दयालुता, | = દયાળુપણું આચરવું જોઈએ. |
| न विधेयः परपरिभवः | = પારકાનો તિરસ્કાર ન કરવો. |
| मोक्तव्या कोपनता | = ક્રોધનો સ્વભાવ મૂકી દેવો. |
| वर्जनीयो दुर्जन-संसर्गः | = દુર્જનનો સંગ ત્યજવો. |
| विरहितव्याऽलीकवादिता | = જૂઠું બોલવાપણું છોડવું. |
| अभ्यसनीयो गुणानुरागः | = ગુણાનુરાગનો અભ્યાસ કરવો. |
| त्यजनीयो मिथ्याभिमानः | = મિથ્યાભિમાન છોડવું. |
| परिहर्तव्यो धनादिगर्वः | = ધન વગેરેનો ગર્વ પરિહરવો. |
| विधेया दुःखितदुःखत्राणेच्छा | = દુઃખી મનુષ્યને દુઃખથી બચાવવાની ઇચ્છા કરવી |
| पूजनीया गुरवः | = ગુરુઓને પૂજવા |
| न भाषणीयः परावर्णवादः | = પારકાનો અવર્ણવાદ ન બોલવો. |
| ग्रहीतव्या परगुणाः | = પારકાના ગુણો ગ્રહણ કરવા. |
| लज्जनीयं निजगुणविकत्थनेन | = પોતાના ગુણની શ્લાઘાથી લજ્જા પામવી. |
| स्मर्तव्यमणीयोऽपि सुकृतं | = અલ્પ સુકૃત પણ સંભારવું. |
| यतितव्यं परार्थे | = પરાર્થમાં યત્ન કરવો. |
| अनुमोदनीयो धार्मिकजनः | = ધાર્મિક માણસોની અનુમોદના કરવી. |
| न विधेयं परमर्मोद्घाटनं | = પારકાના મર્મ ઉઘાડવાનું ન કરવું. |
| भवितव्यं सुवेषाचारैः | = સારા વેષ અને આચારવાળા થવું. |

પૂ૦ પરમોપકારી શ્રી સિદ્ધર્ષિ ગણિ રચિત
શ્રી ઉપમિતિભવપ્રપંચા ગ્રંથમાંથી



[ આ વિભાગમા પૂ આગમો આચાર્ય ભગવંતે વિશિષ્ટ પ્રસંગો એ આપેલ વ્યાખ્યાનો વગેરે સામગ્રી આપશે, આ વખતે મહત્ત્વના પાંચ વ્યાખ્યાનો આપવામા આવે છે સંપાદક ]

### વિ સં ૧૯૭૪ મા સુરતની ચોથી આગમવાચનાની મંગલ સમાપ્તિ પ્રસંગનુ વ્યાખ્યાન

### (૧)

(આ વ્યાખ્યાન શ્રી જૈનધર્મપ્રકાશ (વિ સં ૧૯૭૪ ફાગણ વર્ષ ૩૩ અં ૧૨ના પા ૩૬૨ થી ૩૬૫) માંથી યોગ્ય ફેરફાર સાથે અક્ષરશ આપવામા આવ્યુ છે )

## ચતુર્થ આગમવાચનાની સમાપ્તિને પ્રસંગે પંન્યાસજી આણંદસાગરજીએ આપેલુ વ્યાખ્યાન,

### આગમવાચનાની ઉત્પત્તિ

આ પાંચમા આરામા દિનપ્રતિદિન ઉતરતો કાળ હોવાથી બળ, બુદ્ધિ અને આયુષ્યાદિકની મંદતા થવાથી, સૂત્રોનો ધીમે ધીમે વિચ્છેદ થતો હોવાથી, સાધુઓમા સૂત્ર સંબંધી જ્ઞાનનો જોઈએ તેવો પ્રચાર થતો નહિ દેખાવાથી મહેસાણાના રહીશ શાસનોન્નતિકારક શાહ વેણીચંદ સૂરચંદ પાટણ આવેલ તેમને ઉપયોગી વાત કરવાથી એવો નિર્ણય થયો કે એક બાજુ આગમો છપાવવાને બીજી બાજુ

કાગળ આવે તો તેને પણ એક એક નકલ તથા કેટલીક યુનિવર્સીટી વિગેરેની જાહેર લાઇબ્રેરીઓને પણ એક એક નકલ ભેટ આપવામા આવે છે.

આટલું છતાં જૈનપત્રના અધિપતિ લખે છે 'કે જે સાધુઓએ વાચનાની અંદર લાભ લીધો હોય તેને પણ પુસ્તકો ભેટ મળતા નથી.' તો મારે અત્રે ખુલાસારૂપે એટલુંજ જણાવવાનુ છે કે એવો એક પણ દાખલો આપવો જોઇએ કે જે સાધુ જે પુસ્તકની વાચનામા બેઠેલ હોય છતાં તે પુસ્તક તેને ભેટ ન મળ્યુ હોય બાકી જેને વધારે પુસ્તકો ભેટ જોઇએ તેને તેટલાં બધાં ભેટ આપી શકાતા નથી, એ તો ખરી વાત છે.

**રજા પાડવાનું પ્રયોજન :**

આટલું કહ્યા પછી મ્હારે હવે જણાવવું જોઈએ કે

વાચનાની આજે અઢી વર્ષ ભરની રજા પાડવાનું પ્રયોજન એટલું જ કે આજ દિવસ સુધી જે જે પુસ્તકો વંચાયા તેમાં **દશવૈકાલિક** ને **સૂયગડાંગ**, **લલિતવિસ્તરા** પહેલાનાં છપાયેલ હતાં તે તથા **વિશેષાવશ્યક** (કાશીવાળું) તથા ઠાણાંગજી (બાબુવાળું) છપાયેલ હતું તે તથા એટલા વખતમાં સમિતિ તરફથી જે જે નવા **આવશ્યકવૃત્તિ**, **ઉત્તરાધ્યયનસૂત્ર**, **આચારાંગસૂત્ર**, **અનુયોગદ્વાર**, **ઉવવાઇસૂત્ર**, **નંદીસૂત્ર** છપાયા તે વંચાયા.

હવે છાપેલા આગમો પૈકી એક પણ પુસ્તક શિલીકમાં ન હોવાથી વાચનાનું કાર્ય અઢી વર્ષ પર્યંત મલતવી રાખવામાં આવ્યુ છે, તે દરમ્યાન પાછા બીજા નવા આગમો છપાઇને તૈયાર થશે, ત્યાર પછી વાચના શરૂ થશે. કારણ કે વાચના અને છપાવવાનું કામ બન્ને સરખી રીતે બની શકતાં નથી;

વાચના પોતાને આધીન છે ને છપાવવાનું કામ બીજાને આધીન છે, તેથી મુદ્રણ કામને પહોંચી નહિ વળવાથી તથા મુદ્રણ કામ

ઘણી કઠાઇથી ચાલતું હોવાથી અઢી વર્ષ પછી વાચના શરૂ કરવાનું યોગ્ય લાગે છે

આવતી વાચનાનુ મુકરર સ્થાન

૧૯૭૬ ના વૈશાખ વદ ૬ નો માગળિક દિવસ કે જે સિદ્ધાચલજી ઉપર શ્રી આદીશ્વર ભગવાનની વર્ષગાંઠનો દિવસ છે તે દિવસે પાલીતાણામા વાચના શરૂ કરવાનુ અત્યારે ધાર્યું છે

અત્રે આ ખુલાસો કરવાનુ કારણ એજ છે કે વાચનામા રજા પડવાથી વખતે કેટલાએકના મનમા શકા ઉપસ્થિત થાય કે જેમ સુરતમા કોગ્રેસ થઇ હતી અને કેટલાક વર્ષ સુધી બધ પડી ગઇ, તેમ આ વાચના પણ સુરતમા આવવાથી સુરતમા જ તેની સમાપ્તિ થઇ ગઇ

આ શકા દૂર કરવાને માટેજ લખવું પડે છે કે જેમ કોગ્રેસ બધ પડી ને પાછી પોતાની બહેનપણી લીગ નામની મસ્થાને સાથે લઇને કામ કરવા લાગી તેમ આ સમિતિની વાચના પણ અઢી વર્ષ સુધી રજા ભોગવીને પછી શાસન દેવતાની સહાયતા લઇને પોતાની નવી બહેનપણી નામની એક કોઈ સારી સસ્થાને સાથે લઇને મવત ૧૯૭૬ના વૈશાખ વદ ૬ ને દિવસે સિદ્ધાચલજીની પવિત્ર યાત્રાનો લાભ લેશે એવું ભવિષ્ય કેમ ન બધાય ? તેથી દરેક સુજ્ઞોને આમત્રણ કરીએ છીએ કે આપ તેવા રૂડા અવસરનો લાભ લેવા જરૂર પધારી ભાગ્યશાળી બનશો

ઉપસહાર

આ વ્યાખ્યાનનો અતિમ ઉપસહાર-કરતા એટલુ જ જણાવવુ આવશ્યકીય છે કે

પ્રથમ આગમવાચના
તથા ૭ દશવૈકાલિક વ

બીજી વાચના **કપડવંજ**માં થઈ હતી. ત્યાં **અનુયોગદ્વાર ભાગ ૧ લો, ૨ ઉત્તરાધ્યયન ભાગ ૧ લો. ૩ આવશ્યક ભાગ ૧ લો, ૪ લલિતવિસ્તરા ટીકા** વંચાયા હતા.

ત્રીજી વાચના **અમદાવાદ**માં થઈ હતી. ત્યાં **વિશેષાવશ્યક અડધો ભાગ** ઉપરાત ને ૨ **ઠાણાંગસૂત્ર અડધું** વંચાયુ હતું.

ચોથી વાચના **સુરત**માં થઈ, તેમાં ૧ **અનુયોગદ્વાર ભાગ ૨ જો, ૨ ઉત્તરાધ્યયન ભાગ ૨-૩ જો, ૩ આચારાંગ સૂત્ર, બન્ને ભાગ, ૪ ઉવવાઈસૂત્ર, ૫ ઠાણાંગસૂત્રનો ઉત્તરાર્ધ ભાગ, ૫ વિશેષાવશ્યક ઉત્તર ભાગ, ૬ આવશ્યક ભાગ ૨-૩-૪થો ૭ નંદીસૂત્ર**–આટલા પુસ્તકો વંચાયા છે

તેની અંદર શ્લોક સંખ્યા એક લાખ ત્રીશ હજારની થઈ શકે છે.

બાકીના આગમો હવેની વાંચનામાં વચાશે ને ધારેલ કાર્ય પરિપૂર્ણ થશે એવી આશા રાખવામાં આવે છે,

માગશર વદ ૧૦, સુરત.

## પૂ૦ આગમોદ્ધારકશ્રીની મંગલવાણી

**अनर्घेयं रत्नवृष्टिः कलौ स्याद्याऽप्रमत्तता ॥२४४॥**

કલિકાલમાં જે અપ્રમત્તપણુ તે કિંમત ન આંકી શકાય તેવી રત્નવૃષ્ટિ છે. (૨૪૪)

**परस्वभावे रमणं विहाय रमस्व जीवात्मगुणे शुभे त्वम् ॥२४८॥**

પર-સ્વભાવમાં રમણુતા છોડીને હે જીવ! તું શુભ એવા આત્માના જ્ઞાનાદિ ગુણુ વિષે રમણુતા કર! (૨૪૮)

—પૂ૦ આગમો૦ શ્રી રચિત સુવાક્ય સંગ્રહમાંથી

વિ સ ૧૯૮૪મા અમદાવાદમા થયેલ
શ્રી જૈન સાહિત્ય પ્રદર્શન પ્રસગે
પોષ વદ ૦)) રવિવારે
પૂ આગમોદ્ધારક ધ્યાનસ્થ સ્વ આચાર્યદેવશ્રીનુ

## મંગળ પ્રવચન

(૨)

[ પરમપૂજ્ય શ્રી સિદ્ધચક્રારાધનતીર્થોદ્ધારક શાસનપ્રભાવક સ્વ પૂ આ શ્રી ચદ્રસાગરસૂરીશ્વરના વિશાલ સગ્રહમાથી શ્રી ચદ્રસાગરસૂરીશ્વર જ્ઞાન મદિર-ઉજ્જૈનના કાર્યવાહક ધર્મપ્રેમી શ્રી કુદનમલજી તરફથી મળેલ પૂ આગમોદ્ધારક શ્રી વ્યાખ્યાનસગ્રહના અનેક બડલોમાથી આ વ્યાખ્યાન મળી આવેલ, તે અક્ષરશ (યોગ્ય સુધારા સાથે) આપવામા આવેલ છે ]

*देवास्तीर्थंकृते श्रुतपूतिकृते कुर्वन्ति भूमिपते
स्थाल तत्समये दधातिमनघा नाथ सुगघोद्धुरम् ।
आचार्यादिगणाधिपगणाः तीर्थं प्रणम्य स्थिताः
तीर्थं धममुपादिशज्जिनपते पश्चात्कृत तन्महः ॥ १ ॥

### શ્રુતજ્ઞાનની મહત્તા કેમ ?

મહાનુભાવો

પ્રસ્તુત વિષય શ્રુતજ્ઞાનનો હોવાથી-દેવ-ગુરૂ-ધર્મ સબધી કરવા લાયક વિચારો-અત્યારે નહીં કરતા શ્રુતજ્ઞાન ઉપર જ વિચાર કરીશુ પ્રથમ તો શ્રુત એ શી વસ્તુ છે ? તે જાણવું જોઈએ તેને માટે કહેલ છે કે તે નથી તો ઉત્કૃષ્ટ જ્ઞાન તેમ નથી જઘન્ય જ્ઞાન, કારણ કે ઉત્કૃષ્ટ જ્ઞાન તે કેવળજ્ઞાન કહેવાય ને જઘન્યમા મતિજ્ઞાન આવે ત્યારે શ્રુતજ્ઞાન તે મધ્યમ છે આમ મધ્યમ ગણાતા પદાર્થને એટલી બધી મહત્તા કેમ આપો છો એમ કોઈ અમને પૂછશે તેને અમારે જણાવવું જોઈએ કે-

*સાધનાભાવે આ શ્લોક શુદ્ધ નથી થઈ શકતો સ

## પ્રમાણની મુખ્યતા કે જ્ઞાનની ?

જૈન શાસ્ત્રમાં મુખ્ય પાંચ જ્ઞાન કહ્યા છે. અન્ય દર્શનોના શાસ્ત્રોમાં **प्रमितिकरणं प्रमाणं** એમ કહી પ્રમાણને મુખ્ય રાખી તેની વ્યાખ્યા કરી છે જ્યારે-જૈન શાસ્ત્રોમાં-જ્ઞાનને મુખ્ય રાખી તે પ્રમાણથી જણાય છે એમ કીધું-

તે માટે તત્ત્વાર્થાધિગમસૂત્રમાં **तत्प्रमाणे** (તત્ત્વાર્થ અ. ૧-સૂ. ૯) એવું સૂત્ર પછી મુકયું.

પ્રથમ **मतिश्रुतावधिमनःपर्यायकेवलानि ज्ञानम्** (તત્ત્વાર્થ અ. ૧-સૂ ૮) એટલે મતિ-શ્રુત=અવધિ-મનઃપર્યવ ને કેવળ-એ પાંચ જ્ઞાન બતાવી તે પ્રમાણથી જણાય છે એમ જણાવવા **तत्प्रमाणे** સૂત્ર (તત્ત્વાર્થ અ. ૧ સૂ ૮) કીધું તેથી જૈન શાસ્ત્રમાં પાચ જ્ઞાન માન્યા. પરંતુ બીજાઓએ તેમ ન માન્યા. તેઓને તેમ માન્યા સિવાય છુટકો નથી, કારણ કે-પ્રથમ તો ઈંદ્રિય અને મન દ્વારા એ વસ્તુનું જ્ઞાન થાય છે તે જગજાહેર છે. તેથી તેવા જ્ઞાનનું નામ મતિજ્ઞાન કહેવાય છે. આમ કહેવાથી ઈંદ્રિય તથા મનવાળાને તે જ્ઞાન જરૂર હોય જ એમ કીધુ મતિજ્ઞાન વિનાનો કોઈ જીવ જ નથી.

## કેવલીને મતિજ્ઞાન હોય ?

હવે અહીં વાદી શકા કરે છે કે-કેવળજ્ઞાન થએલ કેવલી ભગવંતને-તો એક જ તે જ્ઞાન હોય છે-ક્ષાયિક ભાવે-કેવળજ્ઞાન થાય છે ને મતિજ્ઞાન તો ક્ષાયોપશમિક ભાવે થાય છે. તો કેવળીને ઈંદ્રિયો પણ છે, છતાં એક જ જ્ઞાન કીધું મતિજ્ઞાન તેને હોતું નથી. ને તમો તો કહોછો કે મતિજ્ઞાન વિના કોઈ જીવ ન જ હોય-તે કેમ ઘટે ?

તે વાદીને ઉત્તર આપતાં જણાવે છે કે-ક્ષાયિક ભાવથી તથા ક્ષાયોપશમિક ભાવથી જ્ઞાન કેવી રીતીએ થાય છે તે હજુ તું સમજ્યો નથી.

જો ધ્યાન રાખ !

ભીંતમાં બાકોરૂં પાડીએ ત્યારે તેનું નામ બાકોરૂં કહેવાય-હવે

ભીંત આખી તૂટી ગઈ તે વખતે બાકોરૂ તૂટી ગયુ તેમ નહીં કહેવાય પણ ભીંત તૂટી ગઈ તેમ જ કહેવાશે ત્યારે શુ બાકોરૂ પુરાઈ ગયુ? ના તેમ પણ નહિં ત્યારે કહો કે બાકોરૂ ભીંતમા સમાઈ ગયુ તેવી જ રીતે ક્ષાયોપશમિક ભાવે થતું જે મતિજ્ઞાન તે ક્ષાયિક ભાવે થતા કેવળજ્ઞાનમા સમાઈ જાય ગયુ તેમ કહેવાય

## કેવલીઓ અતીંદ્રિય હોય છે

જે તારાઓ રાત્રિએ ઝગમગે છે તેજ તારાઓ સૂર્યોદયે પ્રકાશ કરતા નથી તેથી તે ચાલ્યા ગયા તેમ નથી કહેવાતું પરતુ સૂર્યના તેજમા મમાઈ ગયા-તેમ સૂર્ય સમાન કેવળજ્ઞાનમા તારા સમાન મતિજ્ઞાનનો પ્રકાશ સમાઈ જાય છે તેથી અધારૂ હોય ત્યા જ તારા-ગ્રહ આદિનો પ્રકાશ હોય છે પણ સૂર્યોદયે ન હોય-તેમ-કેવળના ઉદયે મતિજ્ઞાનનો પ્રકાશ ન હોય તેના અભાવે જ મતિ આદિ જ્ઞાન હોય છે તે નાનો કેવળજ્ઞાન થતી વખતે અવરાતા નથી પરતુ તે થતી વખતે મતિ આદિ જ્ઞાનની જરૂર પડતી નથી તેથી જ શાસ્ત્રકારોએ કીધુ કે-**અતીંદ્રિયા કેવલિનો**-તેમને ઈદ્રિયો છે પરતુ ઈદ્રિયોથી તેમને જ્ઞાન થતુ નથી માત્ર આત્મદ્વારાએ તેઓને જ્ઞાન થાય છે

## કેવલીને મતિજ્ઞાનની જરૂર શી?

દુનિયામા કહેવત છે કે-હાથ કકણને આરીસાની જરૂર ન હોય અગાઉ હાથકકણ એવા આવતા કે તેમા કાચ જડેલા આવતા તેથી આરીસાનું કામ તેથી થઈ શકતુ તેથી પ્રતિબિંબની ગરજ તેઓ સારતા-તેમ કેવળજ્ઞાન સાક્ષાત્ પદાર્થને દેખાડે ત્યા ઈદ્રિયો તથા મનની જરૂર આત્માને રહેતી નથી

ચક્ષુ સીધી નાક ઉપર ન જાય ત્યારે આરીસાની જરૂર પડે તેમ કેવળરૂપી ચક્ષુથી પદાર્થ દેખાય ત્યારે ઈદ્રિયો તથા મનનો આશ્રય કોણ લે અર્થાત્ ન જ લે

સમવસરણમા પણ કેવલી ભગવત જ્યારે બીરાજમાન થાય ત્યારે તેમની સન્મુખ-સુગધી વાયરો, સુરભિ ગધ, ઇદ્રિ-ઇદ્રાણીનું નાટક

છે કે- જગતમાં સ્વપ્ન તો બધાને માલુમ હોય છે. તે સ્વપ્નમાં દેખો છો, સાંભળો છો. છતાં કઈ ઇંદ્રિયનો વિષય તે છે? તે કોઈ ઇંદ્રિયનો વિષય ન ગણાય પણ મનનો જ વિષય ગણાય તે માટે જ નંદીસૂત્રમાં મનનો વિષય ગણાવતાં સ્વપ્નનું દૃષ્ટાંત બતાવ્યું છે. **ઇંદ્રિયના પદાર્થ સિવાય જે કાંઈ સંકલ્પ વિકલ્પ કરીએ તે મનનો વિષય જાણવો**

આ બધા વિવેચન ઉપરથી એ અર્થ નિશ્ચિત થયો કે- પાંચ ઇંદ્રિય અને મનદ્વારાએ જે જ્ઞાન થાય તે મતિજ્ઞાન કહેવાય. તે સર્વ જગતમા સાધારણ હોવાથી પહેલું જ થાય. ને તેથી જ સર્વ જ્ઞાનમાં મતિજ્ઞાન તે પ્રથમ જણાવ્યુ.

## શ્રુતજ્ઞાનનું સ્વરૂપ

મતિજ્ઞાન સ્વાભાવિક છે, ને શ્રુતજ્ઞાન તે ઉપદેશજન્ય છે મતિ હોય ત્યાં શ્રુત હોય જ છે. માટે તે બન્ને જ્ઞાનો સાથે કીધા છે ને તે માટે જ એક જ્ઞાનના વિષયમાં શાસ્ત્રકારોએ કેવળ જ્ઞાનનું દૃષ્ટાંત લીધું છે. બેના અધિકારમાં-મતિને શ્રુત-ત્રણના અધિકારમાં મતિ શ્રુત અવધિ કે મતિ, શ્રુત મનપર્યવ લીધા ને ચાર જ્ઞાનના અધિકારમાં મતિ શ્રુત અવધિ તથા મનપર્યવ લીધા છે.

આ ઉપરથી जत्थ आभिणिवोहियनाणं तत्थ सुयनाणं जत्थ सुयनाणं तत्थ आभिणिवोहियनाणं-જ્યા આભિનિબોધીક જ્ઞાન (મતિ-જ્ઞાન) ત્યાં શ્રુતજ્ઞાન છે ને. જ્યાં શ્રુતજ્ઞાન છે ત્યાં મતિજ્ઞાન પણ છે જ. તેમ શાસ્ત્રકારોએ જણાવેલુ છે, જ્યા કેરી હોય ત્યાં આબો હોય જ તેમ મતિ હોય ત્યાં શ્રુત હોય જ છે. શ્રુતજ્ઞાન કાર્ય છે ને મતિ-જ્ઞાન કારણ છે. કાર્ય હોય ત્યાં કારણ અવશ્ય હોય જ ઘટ ત્યાં માટી હોય જ. પરંતુ માટી હોય ત્યાં ઘડો હોય અથવા ન પણ હોય.

## મતિ-શ્રુતના સહચરિતપણાનો વિચાર

શંકા-શ્રુત હોય ત્યાં મતિ હોય તે તો મનાય પણ મતિ હોય ત્યાં શ્રુત જરૂર હોય જ તે કેમ મનાય?

સમાધાન-કેટલાએક કારણે કાર્યો સાથે જ રહેવાવાળા છે, જેમ દીપકને અજવાળુ કારણ કાર્ય છે ને તે સાથે જ, રહે છે દીપક હોય ને અજવાળુ ન હોય તેવુ હોતું નથી તેમા અન્યોન્યાભાવનું સહચરિતપણું નથી, બીજામા કારણ મટે તેનુ કાર્ય થાય-જ્યારે અહીં કારણ છે તે પણ કાર્ય સાથે રહે, એ વિશેષ છે

જેમ એકેન્દ્રિય જીવોને શરીર હોય ને તેનાથી જે સ્પર્શ થયો તે કારણ કાર્યનુ સહચરિતપણું જાણવુ

જેમ બાળકને અગ્નિના વિષયનુ જ્ઞાન નથી તેથી અગ્નિ સન્મુખ હાથ કરે છે, જે જ્યારે તેનાથી દાઝે છે ત્યારે હુ બળ્યો એવું શબ્દનું જ્ઞાન ભલે નથી પણ તેવો અવ્યક્ત ઉલ્લેખ જરૂર તેને રહેલો છે ને તેનુ નામ જ શ્રુતજ્ઞાન છે માટે મતિજ્ઞાન ને શ્રુતજ્ઞાન કારણ કાર્ય છે જેકે સહચરિતપણે રહેવાવાળા છે

એકેન્દ્રિય જીવોને આહાર મળ્યો ને લીધો તેમા સકલ્પ તો અવશ્ય માનવા પડશે તેથી જ તે જીવોને આહારસજ્ઞા માનેલી છે, માટે મતિજ્ઞાન માન્યાથી શ્રુતજ્ઞાન માનવું જ પડે આ રીતે શબ્દ દ્વારા વાચ્ય વાચક ભાવ રૂપેનું થતુ જ્ઞાન તે શ્રુતજ્ઞાન કહેવાય

આ બન્ને જ્ઞાન જગતના વ્યવહારમા એટલા બધા ઓતપ્રોત છે કે તેને વધારે ન સમજાવીએ તો પણ ચાલી શકે

**અવધિજ્ઞાન સ્વરૂપ**

હવે ત્રીજુ અવધિજ્ઞાન ઇંદ્રિયની મદદ લીધા સિવાયનું જે પદાર્થનું આત્મસાક્ષીએ જ્ઞાન થાય તે અવધિજ્ઞાન

**મન પર્યાય જ્ઞાન સ્વરૂપ**

તેવી જ રીતે મન પર્યંવ જ્ઞાન એટલે મનના ભાવો જે જણાય તે મન પર્યંવ-આમા મનને ઇંદ્રિયની દલાલીથી જાણવામા આવતું નથી પરતુ આત્મસાક્ષીએ જ મનના ભાવ જણાય છે ઇંદ્રિયની દલાલીથી જે મનનો વિષય જણાય તે તો મતિજ્ઞાનનો વિષય સમજવો

### કેવલજ્ઞાન સ્વરૂપ

આ ચારે જ્ઞાનો તો રૂપી પદાર્થને જ જાણી શકે છે. અરૂપી પદાર્થને જો કોઈ જાણનાર હોય તો તે એક કેવળ જ્ઞાન જ છે. લોકાલોક વ્યાપ્ત રૂપારૂપી પદાર્થને એક સમયમાં જાણે તે **કેવળજ્ઞાન.**

### જ્ઞાન-અજ્ઞાન વ્યવસ્થા

આ પાંચ જ્ઞાનમાં પ્રથમના ત્રણ જ્ઞાન-મતિ શ્રુત ને અવધિ તે ઢીલગડા છે. જેમાં ભળે તેનું રૂપ લે. અર્થાત્ તટસ્થ છે સમ્યગ્દષ્ટિમાં ભલે તો જ્ઞાનરૂપ કહેવાય છે ને મિથ્યાત્વીમાં ભલે ત્યારે તે અજ્ઞાન રૂપ કહેવાય છે. પતિવ્રતા વિનાની સ્ત્રીનું જેમ કોઈ ઠેકાણું નહિ તેમ બન્નેને વરનારા તે જ્ઞાનો છે. તેથી જ સમકિતની વ્યાખ્યામાં આ ત્રણ જ્ઞાનોને **સમ્યગ્** એવું વિશેષણ જોડ્યું. તેવું વિશેષણ મન.પર્યવ તથા કેવળજ્ઞાન તે હોતું નથી. કારણ કે તે તો સમકિતી સિવાયનાને થતા જ નથી. જેમ પતિવ્રતા સ્ત્રી સ્વપ્ને પણ પરપુરૂષની ઇચ્છા ન કરે, તેમ આ જ્ઞાન સ્વપ્ને પણ મિથ્યાદષ્ટિને વરે નહિં. ઋજુમતિ મનઃપર્યવ કે જે ઝાખું તથા નાનુ મન.પર્યવ જ્ઞાન છે તે પણ મિથ્યાત્વીને થાય જ નહિ. મિથ્યાત્વીઓની છાયામાં પણ એ જ્ઞાન જનાર નથી. એમ તે એક જ પ્રકારના જીવોને વરનારા હોવાથી તેને વિશેષણ લગાડ્યું નહિ.

### મતિ આદિ ત્રણ જ્ઞાન મિશ્ર હોઈ શકે છે

દિગંબર સપ્રદાયમાં એ **ઉમાસ્વાતિવાચકજીએ** કેવળજ્ઞાનને પણ સમ્યગ્ શબ્દ જોડવો જોઈએ તેમ એક સ્થળે કીધું ત્યા દષ્ટાંત એ બતાવ્યુ કે ज्ञान-दर्शन-चारित्राणि-मोक्षमार्गः એ સૂત્ર પોતાના અનુયાયીઓને ગોખાવતાં બીજાઓએ તેમાં **સમ્યગ્** શબ્દ જોડવા કહ્યું ત્યારે કેવળજ્ઞાનમા ક્યાં **સમ્યગ્** શબ્દ જોડાય છે એમ કહી શંકા કરીને કીધું કે તેમ કહો તો કેવળમા પણ જોડવો જોઇએ.

આને માટે એજ ઉત્તર આપવાનો કે-વિશેષણ હમેશાં ક્યાં જોડાય તે પ્રથમ જાણવું જોઇએ. તેને માટે સૂત્ર બતાવ્યું છે કે-**संभवे-**

व्यभिचारे स्यात् विशेषणम्-સભવ કે વ્યભિચાર અર્થ લાગુ પડતો હોય ત્યા હમેશા વિશેષણ જોડાય પણ તે અર્થ જ્યા ન હોય ત્યા વિશેષણ જોડાતુ નથી તેથી મનપર્યવ કે કેવળ જ્ઞાનમા તે અર્થો લાગુ પડતા નથી વાસ્તે વિશેષણ જોડયુ નથી માટે તેવી શકા કરનાર અજ્ઞાની જ સમજવા, પતિવ્રતા સ્ત્રી પરપુરુષને અ ણે આ પુરૂષ તો છે ને એવો વિચાર પણ ન કરે તેમ

આ પાછળના બન્ને જ્ઞાનો તો સમ્યકત્વી સિવાય બીજાને હોય જ નહિ (વરે જ નહિ) હજુ પેલા ત્રણ નાનો તો મિશ્ર સમકિતી આશ્રયી મિશ્રભાવપણું પણ પામે પણ છેલ્લા આ બે જ્ઞાનોમા તેમ પણ નથી કારણ કે-પુરૂષ અથવા સ્ત્રી બન્નેને કોણ ઇચ્છે ? નપુસક-માટે તે મિશ્રભાવપણુ પણ મનપર્યવ કે કેવળજ્ઞાન પામે નહિ, તત્વાર્થસૂત્રમા પણ તે માટે કીધુ છે કે मतिश्रुतावधियोविपर्ययश्च (તત્વાર્થ અ ૧ ૩૨) આ ત્રણ જ્ઞાન વિપરીત ભાવપણાને પામે છે પણ છેલ્લા બે જ્ઞાનો પામતા નથી

આવી રીતે પાચ નાન બતાવ્યા છે, તેને આવરણ કરનાર જ્ઞાના વરણીય પણ પાચ ભેદે જાણવુ

## મતિજ્ઞાનના ભેદો

**પ્રશ્ન**-મતિજ્ઞાનના ભેદ કેટલા ?

**ઉત્તર**-તેના ભેદ ઘણા પ્રકારે વર્ણવ્યા છે, તેમા મુખ્ય ભેદ તે વસ્તુની અપેક્ષાએ સમજવાને પેટા ભેદે સર્વની અપેક્ષાએ જાણવા અવગ્રહ-ઇહા-અપાય ને ધારણા ચાર મુખ્ય ભેદ છે ને તેના પેટા ભેદ-૨૮+૪ બુદ્ધિ મેળવતતા=૩૨ તે ૨૮ ના બહુ આદિક ગણુતા ૩૩૬ ને તેમા ૪ બુદ્ધિ ભેળવતા ૩૪૦ ભેદ થાય મુખ્ય ભેદનો વિચાર સમજી લ્યો, એટલે પેટાભેદ સમજી શકાશે

વિષય પ્રાપ્ત થતાનું જ્ઞાન તે **અવગ્રહ**-ઉભયકોટિ પરામર્શ રૂપ નાન તે **ઇહા**-નિર્ણીત થવું તે **અપાય**-ને ધારી ગખવુ તે **ધારણા** આમા અન્વયવ્યતિરેક પૂર્વક નિરાકરણ કરવાનુ જ્ઞાન ઇહા કહેવાય છે

पुरुषो वा स्थाणुर्वा इति विचारणा ઇહા અને સંશયમાં ભેદ છે. સંશય કારણ છે ને ઇહા કાર્ય છે આ પાંચ જ્ઞાન સ્વાભાવિક છે તેથી તેને આવરણ હોય, એટલે જ્ઞાનથી આવરણ હોય, પણ આવરણથી જ્ઞાન હોય તેમ ન સમજવું

**શ્રુતજ્ઞાન શ્રેષ્ઠ કેમ ?**

હવે પ્રસ્તુત વિષય જે આપણો શ્રુતજ્ઞાનનો છે તેમાં આવીએ જઘન્ય મતિજ્ઞાનને ઉત્કૃષ્ટ કેવળજ્ઞાન તે બન્નેને છોડીને મધ્યમ શ્રુતજ્ઞાનનું બહુમાન કરવાનુ કારણ શું? તેમ કોઈને અત્રે શંકા થાય તેને જણાવવાનું કે–

જગતમાં જેમ સારામાં સારી વસ્તુ ચક્ષુ છે. તેટલી જ તે એબ વાળી પણ છે કારણ કે–તે જગતના તમામ પદાર્થને દેખાડે છે માટે સારી છે. પણ તે પોતાને જોતી નથી. તેટલી તે એબ વાળી છે તેમ આત્મા બધાની પંચાત કરે પણ પોતાની પંચાત નથી કરતો માટે તે પણ તેવો જ છે.

તો ચક્ષુ સમાન અહીં બીજા ચારે જ્ઞાનને જણાવનાર શ્રુતજ્ઞાન છે. માટે તેને પ્રધાન ગણવામા આવ્યુ છે.

જો શ્રુતજ્ઞાન ન હોય તો જગતને માટે કેવળજ્ઞાન પણ નકામું છે. શ્રુતજ્ઞાન સિવાય ચાર જ્ઞાન મુંગા છે. જ્યારે શ્રુતજ્ઞાન સ્વપર બોધક છે. મુંગો માણસ જેમ પોતે જાણે પણ બીજાને જણાવી શકે નહિં, પરંતુ શ્રુતજ્ઞાન બોલતુ હોવાથી બીજાને પણ બોધ કરાવી શકે છે, જેમ જગતમાં તરતો જ તારે છે પણ ડૂબતો કોઈ તારતો નથી. તેમ બીજા ચારે જ્ઞાનો અપ્રકાશમય છે તેથી બીજાને પ્રકાશ કરી શકતા નથી તે જ્ઞાનો દઈ લઈ શકતા નથી. ને દીધા લીધા વિના જગતનો વ્યવહાર ચાલી શકતો નથી. ને તેવું જ્ઞાન તો એક શ્રુતજ્ઞાન જ છે જેથી સર્વમા તેને શ્રેષ્ઠ ગણ્યુ છે.

**શ્રુતસિવાયના ચાર જ્ઞાનો કેવા ?**

**પ્રશ્ન** શ્રુત સિવાયના ચાર જ્ઞાનો કેમ ન દઈ લઈ શકાય ?

ઉત્તર- આપો જોઈ બોલશો નહિ, જો શબ્દ કરશો તો શ્રુતજ્ઞાન જ આવશે, તે જ્ઞાનો તો રાડેલીમાતા સમાન જ કહેવાય જેમ રાડેલીમાતાને તો પૂજવાની જ હોય તેમ ચારે જ્ઞાનો પૂજ્ય ખરા પણ દેવાય લેવાય નહિ આ ઉપરથી એ નિશ્ચય થયો કે- પોતાનુ ને પરનું સ્વરૂપ પ્રગટ કરનાર શ્રુત જ છે મતિ આદિક ચાર જ્ઞાનો પોતાનું સ્વરૂપ પણ પ્રગટ ન કરે તો પારકુ શુ જણાવે ને જણાવે નહિ તો દે લે પણ શુ ? માટે શ્રુતજ્ઞાન જ સ્વપર પ્રકાશક છે દેવા લેવામા પણ શ્રુતજ્ઞાન છે આશાતના થવી કે વર્જવી તે પણ શ્રુતદ્વારાએ જણાય વળી ભક્તિ કરાય તે પણ શ્રુતદ્વારાએ જ હોય માતાપિતા, ભાઈબેન, સ્રી આદિકનુ જ્ઞાન પણ શ્રુતથી જ થાય છે આદિકનુ લખવું કે બોલવુ તે પણ શ્રુતરૂપ જ છે ને તે શ્રુતજ્ઞાન અનાદિકાળનું ચાલ્યુ આવે છે

## શાસ્ત્રો પર વિશ્વાસની જરૂર

બુદ્ધિકલ્પિત માનવાની આપણને ઇચ્છા થાય છે પરંતુ સર્વજ્ઞ ભગવાને કહેલ સત્યતત્વ ને માનવાની ઇચ્છા થતી નથી તે જ આશાતના છે

परलोकविधौ मान वचन પરભવનું કાર્ય કરવુ હોય તો આગમનું વચન જ પ્રમાણ છે એમ માનજો

વ્યાવહારિક કાર્યમા અમુક રૂપીઆના પગારદારનો ભરોસો આવે છે પણ વીતરાગના વચન ઉપર વિશ્વાસ આવતો નથી એ કઈ દશા ? ખરેખર આનાથી બીજુ હીણભાગીપણું શુ હોઈ શકે વિચારો ! તમો તાર કરો છો તે સાચો છે યા ખોટો તે માટેનો વિશ્વાસ તાર માસ્તર ઉપર રાખો છો તેના ઉપર વિશ્વાસ આવે છે ને શાસ્રની વાતમા વિશ્વાસ આવતો નથી કહો કમભાગ્યની કાઈ સીમા ખરી કે ? ધર્માદિક ક્રિયા કરવી નથી ને થોડુ જી બનવુ છે તે ન બને ત્યાગીપણામા કે ત્યાગ ભાવનામા રહેવું નથી ને આગેવાન બનવું છે તે શી રીતે પાર પડે ? ન જ પાર પડે

## અણસમજથી દીક્ષામાં આડે આવવું મહાપાપ છે

તેમ તમારે દીક્ષા જેવા પવિત્ર કામમાં યોગ્ય અયોગ્યની ખોટી કલ્પનાઓ ઉભી કરવી છે ને આગેવાન બનવું છે એ કેમ બની શકે?

વળી તમો એમ કહો કે બીજા રૂવે, કકળે તે માટે અમે તે દીક્ષાને અયોગ્ય કહીએ છીએ. તો બીજા રૂવે કકળે એમાં અયોગ્યપણું કહેવાય જ નહિં. પખાલીથી ડોળાએલા પાણી વડે પાડાને કોણ ખોડો ગણે? મૂર્ખ જ તે પ્રમાણે પાડાને ખોડો ગણે. તમારે તો ખોટા બ્હાનાં ઉભા કરી ત્યાગ વૈરાગ લુંટાવવો છે. પણ યાદ રાખજો કે તે માટે ખાસ **સુધર્મસ્વામી** ભગવંત કહે છે કે- જે કોઈ દીક્ષા લેનારને તેના કાર્યથી પતિત કરે છે તે ગણધર અને રાજાને મારવાનું પાપ બાંધે છે.

આ વાત **સમવાયાંગસૂત્રના ત્રીશમા અધ્યયનમાં** કહેલી છે.

## દીક્ષાર્થીએ માબાપની સેવા કરવાની કે નહીં!

**પ્રશ્ન-** સાહેબ, માબાપની સેવા તો તેણે કરવી જોઈએ ને?

**ઉત્તર-** મા બાપ આંધળા હોય ને છોકરાએ કોઈનું ખુન કર્યું તેથી તેને ફાંસીની સજા મળી. તે વખતે શું કરવું? આનું નામ ન્યાય કે અન્યાય, કહો કે કોર્ટની ખાતર તે દુઃખ ભોગવવું લેવું પડે જ. ન્યાયાધીશ માબાપને રોતાં રાખી ગુન્હેગારને ફાંસી દે તેને માટે શું કર્યું તો ગુન્હાની સજા માટે મા બાપ રૂવે તેની કિંમત કરો છો? તો પછી આત્માના ગુન્હા રોકવા રૂપ દીક્ષા લેતાં માબાપ રૂવે કકળે તેમા શું ફીકર રાખવાની હોય, મોહ એવો છે ને તેની ખાતર કદાચ રુવે, કકળે પણ તેથી પવિત્ર દીક્ષા લેતા અટકાવવો એ મૂર્ખતા જ છે, હા, મા બાપને દીક્ષાનું સ્વરૂપ સમજાવો તેમ છતાં ન સમજે તો પછી ઉપેક્ષા કરો પણ એ બધું કર્યા વિના દીક્ષાને અંગે જે ધમપછાડા તે કેવળ મૂર્ખતા જ છે.

## દીક્ષાર્થીની દશા

હંમેશા દીક્ષા લેનારના મા બાપ તો પુણ્યશાળી જ હોય છે.

દરેક મતવાલાઓ માને છે કે-દીક્ષાની નિશાની કુટુબનુ રોવુ જ છે દીકરીને સાસરે મોકલો છો ત્યારે મા બાપ, બેન, ભોજાઈ રૂવે છે વારૂ, કેમ મોકલો છો, વળી તમે જ પરણાવી છે પછી શામાટે રૂવો છો? તે યોગ્ય કે અયોગ્ય? તમારી દૃષ્ટિએ તો તે પણ અયોગ્ય જ ગણાય કો કે એકજ દિવસમા ઘર ફેરવી નાખવું તે શું સારૂ ગણાય, પરણાવી તેને છ઼્લે દિવસે જુઓ પીયરનુ ઘર ભુલી જાય છે ને શ્વસુરગૃહ પોતાનુ થઈ જાય છે આ તમને ખટકતું નથી ને એક ગતમા કે દિવસમા ત્યાગ વૈરાગ્યથી દીક્ષા લે તો તે ખટકે છે ને તેને માટે અરરર થાય છે એ કેવુ હાસ્યાસ્પદ છે? તે વિચારજો વાત એમ છે કે તે તમને કોઠે મધ્યુ છે તેથી મોટા બ્હાના ઉભા કરો છો

વળી કેટલાએક કહે છે કે દીકરીને તો પાળીને મોટી કરી છે ને? ત્યારે શુ પુત્રને પાળીને મોટો નથી કર્યો? તે બન્ને સરખુ જ છે દીકરી ને સાસરે વળાવતા વિચાર કરો છો? તો પછી પુત્રને ધર્મના કાર્ય કરતા શામાટે અટકાયત કરો છો?

પ્રશ્ન-કન્યા ને પુત્ર તેમા ફેર તો ગણાય? દીકરી પારકુ ધન છે વળી જગતનો વ્યવહાર છે, કે તે પારકે ઘેર હોય

ઉત્તર-દીકરીને પણ પારકે ઘેર આપતા કામ પડે ત્યારે એક તો પારકે ઘેર આપવાને દશ હજાર ખરચવા એ બધુ કરો છો કે નહિ? દીકરાને માટે પણ પરણાવતા દશહજાર ખરચો છો કે નહિ માટે તે તો દીકરા દીકરીને અગે સરખુ જ છે દીક્ષા લેવડાવવામા દશહજાર ખરચ્યા? ત્યારે શુ વિષયકષાયનુ પોષણ તમોને ગમે છે પણ ત્યાગ વૈરાગ્યનુ પોષણ ગમતું નથી ને? ત્યા વાત આવીને ઉભી રહે કે પેટમા દુખે છે

## શ્રાવકની આદર્શ વ્યાખ્યા

પ્રશ્ન-દીકરીને તો સાસરે જ વળાવાય પણ માબાપની સેવા કરનાર ને પાલનાર પુત્ર તેને એકદમ કેમ દીક્ષા લેવા માટે મોકલાય?

ઉત્તર–આ મોહનું વચન છે. હું એ પૂછું છું કે શ્રાવક કોનું નામ? કે ત્રીકાલપૂજા કરે તેનું નામ. તો હવે દીક્ષા લેશે ત્યારે તો ભાવપૂજા જ કરશે તો ત્રીકાલજ્ઞાની ભગવંતની પૂજા ત્રીકાલ થતી અટકશે તેનો ત્યાં વિચાર કરવાનો હોય? કે વૈરાગ્ય ભાવનામાં ઝીલનાર ભાવપૂજાથી અનંત પુણ્ય બાંધે છે તે જોવાનું હોય, વળી માબાપની સેવાનો ત્યાગ તમોને ખુંચે છે. પણ ત્રિકાળજ્ઞાની ભગવંતની પૂજા પણ ભાવપૂજા રહેશે. તેનો તમો ઊંડા ઉતરીને તે વખતે શું વિચાર કરો છો? કહો કે આ બધુ અજ્ઞાનતાનું પરિણામ છે.

જેમ દીક્ષા લેનારને પૂજાનું નડતર ગણાતું નથી ઉલટું પૂજાનું પુણ્ય અનંતુ થાય છે તેમ માબાપની સેવાનું નડતર તેમાં હોય જ નહિં તેથી તો વિશેષ પ્રકારે જ માબાપની યશઃકીર્તિ થાય છે. તેથી તે પ્રશ્ન કરવો તે:મૂર્ખતા જ છે. વારૂ! આજ તમારામાંથી કેટલા એવા છે કે માને એક આંસુ પણ પાડવા નથી દેતા. આ તો ડાહી સાસરે જાય નહીં ને ગાડીને શીખામણ દેવા જેવી વાત છે.

કહેવાનું તત્ત્વ ખ્યાલ રાખજો અવળા રૂપે ન લઈ જશો દીક્ષાનું તો બ્હાનું છે

માબાપની ભક્તિ ક્યાં તમારે કરવી છે? જો માબાપની સેવા કરતા હોય તો તો ઠીક! પણ તે નથી. ને દીક્ષામાં તે ખોટું બ્હાનું આગળ કરવું છે તે માટે આ કહેવામાં આવે છે તે બરોબર ખ્યાલ રાખજો! ઘેર બાયડીની ભેર તણાવવા માને પણ લઢો છો. ત્યાં ક્યાં સેવા ઉડી જાય છે? એ કોઈએ વિચાર કર્યો? તો દીક્ષા લેતી વખતે મા રૂવે છે તેને આગળ લાવો છો તે કેટલું સત્ય છે? તે તમારી મેળે એ વિચારી જોજો

## દીક્ષાની મહત્તામાં વૈયાકરણીઓનું સમર્થન

આ વાત વૈયાકરણીઓએ પણ લીધી છે, વ્યાકરણ તો સર્વ

માન્ય છે ને ? પાણિની ચદ્રિકા-સિદ્ધહેમ વિગેરેમા પણ કહ્યુ છે-ષષ્ઠીવાऽનાદરે એક ક્રિયા બીજી ક્રિયાને ઓળખાવનાર હોય ત્યા સાતમી વિભક્તિ લાગે છે કોઈકે પૂછ્યુ કે સવારે પેલા ભાઈ ક્યારે આવ્યા ? ત્યારે ઉત્તર આપ્યો કે सूर्ये उदिते सति સૂર્યોદય થયો તે વખતે એમ પ્રયોગ થાય છે હવે એક ક્રિયા બીજી ક્રિયાને ઓળખાવે અગર અનાદર અર્થે હોય ત્યા પછી સાતમી, એ વિભક્તિ થઈ શકે છે, ત્યા દષ્ટાંત પણ આ પ્રમાણે આપ્યુ છે—

रुदति रुदतो वा लोके लोकस्य वा प्राव्राजीत्

લોક રોતા અગર લોકના રોતા, તેણે દીક્ષા લીધી લોકો રોતા હતા તેનો અનાદર કરીને તેણે દીક્ષા લીધી માટે દીક્ષાનું લક્ષણ જ એ છે કે કુટુંબનુ રોવું

દુનિયાદારીમા જ તપાસો સ્ત્રીની ઇચ્છા વિના એક માણસ ચોથુ વ્રત લે અગર એક સ્ત્રી ઉપર બીજી સ્ત્રી કોઈ કરે તો તેમા સ્ત્રી રૂવે જ કે નહિ ? તે છતા વ્રત લેનાર માણસ તે કાર્ય કરે જ છે ને ?

તો સ્ત્રીને એક વિષયરૂપ સ્વાર્થ પૂર્ણ ન થાય તેથી રૂવે તો દીકરાથી માબાપને સર્વ સ્વાર્થ સાધવો હોય ને તેથી તે રૂવે જ એ સ્વાભાવિક છે પણ તે અજ્ઞાન અને મોહનુ જ પ્રાબલ્ય છે

તેના ઉપર કેટલાએક દષ્ટાંતો જુઓ તો તે વિષય સ્ફુટ માલુમ પડશે

કાલિકસાઈએ માથાફોડ ઘણી કરી છતા તેના પુત્ર સુલસે કસાઈનો ધધો ન કર્યો તેથી તેણે શુ ખોટુ કર્યું ? અરે છેવટે તેના કુટુબીઓએ કીધુ કે અમે તારા પાપમા ભાગ લેશુ તોપણ તે કરવાની ચોકખી ના પાડી, તો હવે પિતા-પુત્રમા કોણ સારો ? તે શ્રોતાઓને વાચક વર્ગનેજ વિચારવા સોપું છુ

અભયકુમારના પિત્રાઈઓ જેમ આ કાર્યને ખોટુ નહિ જ ગણે તેમ ત્યાગ વૈરાગ્યની કિંમત વિનાના જ આ અયોગ્ય દીક્ષા એવું બોલશે ખુદ પાર્શ્વનાથ ભગવત દીક્ષા લેવા તૈયાર થાય ત્યારે

તેમની રાણી શું રોયા હતા નહિ ? તે માટે પૂજામાં પણ તમો બોલો છો કે–" **અવસર દીક્ષાલેણુકા–પિયા ખીણુ ખીણુ રોવે.**" આ પ્રમાણે બોલો છો કે નહિ ?

આ બધી વાત પ્રસંગોપાત કીધી, હવે આપણે મૂળ વાત ઉપર આવીએ.

શાસ્ત્ર મુજબ જ મતિ આદિ પાંચ જ્ઞાનો જણાય છે તેમાં શાસ્ત્ર તે શ્રુતજ્ઞાન છે માટે તે સર્વમાં મુખ્ય છે.

**પ્રશ્ન**–આપ જેમ મુહપત્તીનો ઉપયોગ રાખી બોલો છો તેમ બીજો કોઈ મુહપત્તી આડી ન રાખે તો જ્ઞાનની આશાતના થાય કે નહિ ?

**ઉત્તર**–મુહપત્તી સન્મુખ ન રાખે તો આશાતના અવશ્ય થાય તે તો સહુ કોઈ સમજી શકે તેવી વાત છે મુહપત્તી રાખનાર તેના ઉપયોગમાં સ્ખલના થઈ હોય તો આશાતના ન થાય તેમ ન જ કહે.

મુહપત્તી બાંધવી કે ન બાંધવી. તે વાતમાં અહીં ઉતરવાનો પ્રસંગ જ નથી.

### શ્રુતજ્ઞાનની મહત્તાના કારણો

વળી કેવળજ્ઞાન પામ્યા પછી પણ સમવસરણની રચના–દેશના દેવા વખતે જ થાય. તે પણ શ્રુતજ્ઞાનનો જ મહિમા જાણવો. જ્યાં જ્યાં નવી દેશના દેવાય ત્યાં ત્યાં સમવસરણની રચના દેવતાઓ કરે તે શ્રુતજ્ઞાનની જ વિશિષ્ટતા બતાવવા માટે છે. તે ખ્યાલ રાખવું.

વળી તીર્થંકરોને કેવળજ્ઞાન થાય ત્યારે મહોત્સવ થાય, કેવળી તો બધા સરખા છતાં તીર્થંકર કેવળીમાં શુ મોડ કે તીર્થંકરોને જ સમવસરણ ! તેનું કારણ એક જ કે તેઓ પ્રતિબોધ આપે છે તે તેથી જ શ્રુતજ્ઞાનની ઉત્પત્તિ વિસ્તાર પામે છે. માટે શ્રુતજ્ઞાન સર્વમાં શ્રેષ્ઠ છે.

વળી સમવસરણમાં કોઈને પણ પ્રતિબોધ ન થવાનો હોય તો પણ સમવસરણની રચના કરવામાં આવે છે જ મહાવીરસ્વામી

ભગવતને કેવળજ્ઞાન થયુ તે વખતે તેઓ તો સમજતા હતા જ કે કોઈ પ્રતિબોધ પામશે નહિ, છતા દેશના આપીને દેવતાઓએ સમવસરણ રચ્યું તે શ્રુતજ્ઞાનનુ જ મહત્ત્વ સમજવું

વળી તેમા જે દેશનાનુ નિષ્ફળપણું બતાવ્યું તે સર્વ વિરતિ પણાનો ભાવ કોઈને ન થયો તેને અંગે જ કીધુ બાકી સમ્યકત્વ દેશવિરતિ આદિના ભાવ તો ઘણાને થયા હતા, ને ઉચયહિતા માટે સર્વવિરતિ વિના પણ શ્રુતજ્ઞાનની ભક્તિ માટે સમવસરણની રચના કરવામા આવી હતી આ બધુ શ્રુતજ્ઞાનને અગે જ સમજવું આવી રીતીએ તે શ્રેષ્ઠ છે તે બતાવ્યુ

વળી તીર્થંકર ભગવતની પર્ષદામા પણ જુઓ. આગળ ગણધર બેસે ને કેવળી પાછળ બેસે તે કેમ ? તો કે ગણધર દ્વાદશાગી રચનાર છે તેથી તેમનો ક્રમ પ્રથમ ગણ્યો તે પણ શ્રુતજ્ઞાનની જ મહત્તા સમજવી

પ્રશ્ન—ગણધરોએ શુ એવુ નામ કર્મ તીર્થંકર ગોત્ર જેવું બાધ્યું હશે કે તેનાથી તેઓ કેવળી પહેલા બેસવા પામે

ઉત્તર—નામકર્મની ૧૦૩ પ્રકૃતિમા તીર્થંકર નામકર્મ છે તેનો ઉદય તીર્થંકરોને જ હોય ગણધર નામકર્મ એ કાઈ પ્રકૃતિ સ્વતત્ર નથી વિસ્તાર પામે, તેના પણ તેઓ જ કારણભૂત ગણાય એ માટે શ્રુતજ્ઞાનનો મહિમા દેખાડવા માટે જ તે ક્રમ ગોઠવવામા આવે છે

## શ્રુતજ્ઞાનની પૂજ્યતા માટે પ્રબળ પ્રમાણ

વળી એક વાત બીજી સમજવાની તે એ કે તીર્થંકરો દેશના દેવા માટે સમવસરણમા બેસે છે તેમા णमो तित्थस्स એવુ કહે છે તેમા तित्थ શબ્દથી શ્રુતજ્ઞાન લેવું શ્રુતજ્ઞાનનો આધાર સઘ છે તે રૂપે તેને નમસ્કાર આવી શકે પણ વસ્તુત ત્યા પણ શ્રુત અર્થ લેવાનો છે ને તેથી પણ શ્રુતજ્ઞાનની બહુમાનતા બતાવી છે

સઘને જે નમસ્કાર તે પણ પ્રવચનના આધારપણા વડે કરીનેજ

તેથી જ કીધું કે પ્રવચનાધારતયા શ્રીસંઘાય નમઃ જેમ હીરાની કિંમત તેજ દ્વારાએ જણાય તેમ શ્રુતદ્વારાએ સંઘ જણાય.

**સંઘની વ્યાખ્યા માટે આગળ કહી ગયો છું તેમ-**

**સાધુ સમુદાય તે સંઘાડો. સંઘાડાનો સમુહ તે કુલ; કુલનો સમુહ તે ગણ ને ગણનો સમુદાય તે સંઘ જાણવો**

**આ વ્યાખ્યા સંઘની જાણવી**

**સંઘ એટલે ?**

આ વ્યાખ્યામાં ચાંદલાવાલા લાડુભટ્ટો કોઈ જગ્યાએ આવે છે કે નહિં તે જરા ખ્યાલ રાખવું. ત્યારે વળી કોઈ એમ કહે છે કે અમારી તો (શ્રાવક શ્રાવિકાની તો) ગણત્રીજ નહિ ને ? ગણત્રી ખરી પણ શી રીતે તે હું આગળ કહી ગયો છું તેમ-

કમલ જોડે જેમ ભમરો આવે. તેથી ભમરાને કમલના પાંદડાં તરીકે ન ગણાય ? જો કે ભમરો હોય કમલના પાંદડાની જોડે જ પણ તેના અંશમાં પેસી જવા માગતો હોય તો તે ભુલ છે. તેથી કમલના પાંદડા સમાન સાધુ સાધ્વી રૂપ સંઘ છે ને ભ્રમર સમાન શ્રાવક શ્રાવિકા છે. **નંદીસૂત્રમાં** સઘ (સાધુ સાધ્વી) ને મેરૂપર્વત સમાન કીધો ને શ્રાવક શ્રાવિકાને મોર મોરલી સમાન કીધા તેથી જેમ મોર મોરલીથી પર્વત દીપે તેમ શ્રાવક શ્રાવિકાથી તે દીપે તે ચોક્કસ વાત છે. પરંતુ તેથી સંઘની વ્યાખ્યા તો ઉપર પ્રમાણે જ છે તમારે શાસન સુધારવાનું કામ કરવાનું તે સાધુ પાછળ રહીને જ વિચાર કરો કે અગાઉ જે જે નિન્હવો થઈ ગયા તેને સંઘ બહાર કોણે કાઢયા ? સાધુઓ એ જ નહિં કે લાડુભટ્ટોએ.

**મહાવીર સ્વામીભગવંતે જમાલી** ને બહાર મૂકયા તે વખતે શું જમાલીને માનનાર ન હતા ? હતા પરંતુ સવાલ શાસનની વફાદારીનો હતો ને તે સર્વ કોઇને માટે ન્યાયની ખાતર લાગુ પડે, તેથી પોતાના જમાઈ છતાં તેને સંઘ બહાર મૂકયા.

વજી જ્યા ચતુર્વિધ મઘને નમસ્કાર કર્યો છે તે પણ પ્રવચન દ્વારા એ જ કર્યો છે તેથી પ્રવચન મ દિર તીર્થ આદિને નકામા કહેનારને સઘ કહેવાય જ નહિ

ક્ષાયિકવાળો ક્ષાયોપશમિક શ્રુતને નમે તે તો રાજા ભિક્ષાર્થે ભમે તેના જેવી વાત થઈ કેવળી રાજા સમાન ને તે ક્ષાયિક સમકિતી છે ને શ્રુત-ક્ષાયોપશમીક છે તે શ્રુતને તિત્થ શબ્દથી નમસ્કાર કરે એમ કીધુ તે તો ઉપરના જેવો ઘાટ થયો

વાત સાચી પણ ગમે તેવો રાજા પણ હવાપાણીને માટે તો ભીખારી જ હોય ને ? તેમ કેવળી પોતાના આત્માને અ ગે ઉત્તમ તેમને કેવળ થવામા પ્રવચન કારણ રૂપ છે માટે તે તેનાથી પણ ઉત્તમ છે

પ્રશ્ન-તીર્થ કર ભગવ ત ગણધરને નમે કે નહિ ?

ઉત્તર-ના, તેવો વ્યવહાર કહેવાય નહિ અર્થાત્ તેવો વ્યવહાર છે જ નહિ

બીજા કેવલી તથા ગણધરો પણ ણમો તિત્થસ્સ શબ્દ કહે તેથી તે બધાને આરાધન કરવા લાયક શ્રુતજ્ઞાન જ છે

## શ્રુતજ્ઞાની મહત્તામા અદ્ભુત દષ્ટાત

વળી-બીજા પહોરની દેશનાનો અધિકાર પણ હ તરો કેવળી વિદ્યમાન છતા ગણધરને જ બીજા પહોરની દેશનાનો અધિકાર તે પણ શ્રુતજ્ઞાનની જ મહત્તા સૂચક જાણવું

ગૌતમસ્વામીજી ભગવ ત મહાવીરસ્વામી ભગવ ત નિર્વાણ પામ્યા પછી કેવળજ્ઞાન તુરત જ પામ્યા તો પાટ ઉપર બેસવાનો વ્યવહાર સુધર્મસ્વામીને અપાયો તે પણ શ્રુતજ્ઞાનને જ વિશેષ વખાણ્યું અર્થાત્ શ્રુતજ્ઞાન ની ભક્તિ અર્થે જ સમજી આથી શ્રુતજ્ઞાન તે શાસ નનો દીવો છે, જો કે બી જ જ્ઞાનો નકામા નથી પર તુ દરેક વ્યવ હારને માટે શ્રુતજ્ઞાન કલ્પવૃક્ષ વળી શાસનનું પ્રવર્તવુ તે પણ શ્રુત જ્ઞાન ની જ મુખ્યતા ઉપર આધાર રાખે છે

તેટલા જ માટે દુપ્પસહસૂરીશ્વરજી છેલ્લા પાચમા આરાને છેડે થશે ત્યાં સુધી શ્રુતજ્ઞાન રહેશે ને પછી વિચ્છેદ થશે. તેથી શાસન પણ ત્યાં સુધી રહેશે ને તેઓ છેવટે ચાર જણાનો સંઘ સ્થપાશે. દુપ્પસહસૂરિ (સાધુ) ફલ્ગુશ્રી (સાધ્વી) નાગિલ (શ્રાવક)ને નાગિલા (શ્રાવિકા) એ પ્રમાણે તેથી શ્રુતજ્ઞાનથી જ શાસન પ્રવૃત્તિ અથવા ટકવાપણું જાણવું. માટે લેવાદેવા રૂપ મહુત્તામાં શ્રુત જ શ્રેષ્ઠ માન્યું છે.

તેને માટે જિનભદ્ર ક્ષમાશ્રમણ વિશેષાવશ્યકમાં કહે છે–

सुयणाणं महिड्ढिअं, केवलं तणयंतरं
अप्पणो य परेसिं च जम्हा तप्परिभावगं ॥ १ ॥

શ્રુતજ્ઞાન મહર્દ્ધિક છે, ને કેવળજ્ઞાન તે પછી જાણવુંકારણ જે શ્રુત છે તે આત્માને તથા પરને પણ વિચારવાવાળુ છે, તેથી શ્રુતજ્ઞાન દેખતું છે બીજા જ્ઞાન આંધળા. તે દોરે ત્યારે જ જવાય, આગળ જે દોરવાની જરૂર પડે જ તે અપેક્ષાએ તે આંધળા જાણવા.

આથી શ્રુતજ્ઞાનની તેના સાધન પુસ્તક આદિની આશાતના બહુ જ નુકશાનકારક છે ને તેની ભક્તિ તે આત્માને એકાંત અનંત લાભને કરનારી છે. તેથી શ્રુતજ્ઞાન કેમ કેમ વધે ? અગાઉ કેટલુ હતું ? હમણાં કેટલું વધ્યુ ? વિગેરેને ધ્યાન રાખશો તો આ ભવ પરભવ મંગલિક માલા વિસ્તારને પામી મોક્ષ સુખમાં વિરાજમાન થશો. ઇત્યલં વિસ્તરેણ

घनकर्मगिरिप्रभिदे शमः वज्रं ।

**ભાવાર્થ**–ગાઢ બંધાયેલ કર્મો રૂપ પર્વતને તોડવા માટે શમ ( વિષય–કષાયની વાસનાનો નિગ્રહ ) વજ્રનું કામ કરે છે.

धर्म्यो भावो दावचत् पापदाही ।

**ભાવાર્થ**–દાવાનળની જેમ ધર્મના પરિણામ પાપરૂપ લાકડાંને બાળી નાંખે છે.

પૂ. આગમો૦ શ્રીના સુવાક્ય સંગ્રહમાંથી

## જ્ઞાનદાનની અનુપમતા
૩

[ વિ સ ૧૯૯૦નુ ચાતુર્માસ પૂ આગમોદ્ધારક ધ્યાનસ્થ સ્વ આચાર્યદેવશ્રીનુ મહેસાણામા હતું તે વખતે આખા ભારતવર્ષમા અદ્વિતીય અસાધારણ ઉત્તમોત્તર તત્ત્વજ્ઞાનનુ શિક્ષણ અને ધર્મના પવિત્ર સસ્કારોને આપનારી શ્રી યશોવિજય જૈન સસ્કૃત પાઠશાલાના વાર્ષિક (ઇનામી) મેળાવડા પ્રસગે વિ સ ૧૯૯૧ કા વ ૨ ના દિવસે આગમસમ્રાટ આગમતલસ્પર્શી વ્યાખ્યાતા પૂજ્યપાદ **શ્રી આનદસાગરસૂરીશ્વરજી** ભગવતે મગલ પ્રવચન આપેલ તેનો લગભગ અક્ષરશ ઉતારો તત્ત્વદૃષ્ટિને કેળવવાના શુભ ઇરાદાથી સ્વ-પરહિતાર્થે આપવામા આવે છે ]

**दान धर्मानभिज्ञेभ्यो वाचनादेशनादिना ।**
**ज्ञानसाधनदान च ज्ञानदानमितीरितम् ॥१॥**

કલિકાલ સર્વજ્ઞ ભગવાન્ **શ્રીમદ્ હેમચદ્રસૂરીશ્વરજી મહારાજે** દાનના અધિકારમા જ્ઞાનદાનના અધિકારમા જ્ઞાનદાનની વ્યાખ્યા ઉપરના શ્લોકથી જણાવી છે જ્ઞાનદાનની જૈનશૈલી પ્રમાણેની આ વ્યાખ્યા બરાબર મનન કરવા જેવી છે, તેથી તેનુ રહસ્ય આપણે જાણવુ જરૂરી છે

### જ્ઞાનદાન શી રીતે ? (પૂર્વપક્ષ)

પ્રશ્ન એ છે કે જ્ઞાન એ દરેક આત્માનો ગુણ છે આત્મા અરૂપી છે દરેક આત્માનો અલગ અલગ પોતાનો જ ગુણ છે, તેથી તેમા આપવાનુ અને લેવાનુ શુ ? અરૂપી અપાય કેમ ? અને લેવાય કેમ ? જો તે લેવાદેવાની વસ્તુ નથી તો પછી તેનુ દાન સભવે જ કેમ ? અને જો દાન જ ન સભવે તો પછી જ્ઞાનદાનની વ્યાખ્યા જ શી રીતે સભવે ? અને જ્યારે વ્યાખ્યા જ સભવતી નથી, તોપછી ઉપરનો શ્લોક કેવળ નકામા પ્રયાસરૂપ જ ઠરશે

## જ્ઞાનદાનની સાર્થકતા (ઉત્તરપક્ષ)

પરંતુ વિચાર કરતાં જણાશે કે પ્રત્યેક આત્માનો જ્ઞાનગુણ અરૂપી છતાં કર્મોથી અવરાએલો છે, તેથી જ્ઞાનગુણ સંપૂર્ણ પ્રગટ નથી થતો. તે જ્ઞાનગુણ બાહ્ય ઉત્તમ આલંબનોથી પ્રગટ થઇ શકે છે, એટલે જ્ઞાનગુણને પ્રગટ કરે તેવા સાધનો આપવાથી જ્ઞાન પ્રગટ થવામાં નિમિત્તભૂત થવાય છે.

## જ્ઞાનદાનના વિવિધ પ્રકારો

એ રીતે જ્ઞાન પ્રગટ કરવાના સાધનોનું દાન પણ છેવટ જ્ઞાન પ્રગટ થવામાં નિમિત્તરૂપ હોવાથી તે સાધનોના દાનને પણ જ્ઞાનદાન કહીશું, એટલે કે અરૂપી જ્ઞાનનું દાન દેવું કે લેવું બનતું નથી, તોપણ તેના સાધનોની લેવડ-દેવડ થઈ શકે છે, માટે જ્ઞાનને ઉત્પન્ન કરનારા સાધનો આપવાને જ્ઞાનદાન કહેવામાં હરકત નથી.

જે જીવો અભ્યાસી હોય, અને વાંચવા લખવાનું જાણતા હોય તેઓને વાચના આપવાથી પણ જ્ઞાનદાન આપી શકાય છે. તથા ભણેલા ન હોય, પરંતુ જિજ્ઞાસુ અને ખપી હોય તેઓને દેશના-ધર્મોપદેશ આપવા દ્વારા પણ જ્ઞાનદાન આપી શકાય છે.

## ગૃહસ્થોના જ્ઞાનદાનનો પ્રકાર

પરંતુ આ દાન મુનિઓ દઈ શકે, ગૃહસ્થો શી રીતે જ્ઞાનદાન આપી શકે? તેને માટે પણ માર્ગ તો હોવો જ જોઇએ તે માર્ગ તરીકે-ज्ञानसाधनदानम् એટલે કે જ્ઞાન પ્રગટ થવાનાં સાધનો જેવાં કે-પુસ્તકો, મકાન, ભણાવનારની ગોઠવણ અને બીજાં જ્ઞાન ભણવામાં ઉપયોગી થાય તેવાં અનેક ઉપકરણો પૂરાં પાડવાં તે પણ જ્ઞાનદાન કહેવાય છે.

## જ્ઞાનદાન કોને દેવું?

જ્ઞાનદાનના પાત્ર કોણ? તેના જવાબમાં એમ કહેવામાં આવે કે-સર્વ જીવો તે બરાબર નથી, કેમકે પુષ્કરાવર્ત મેઘ સમુદ્રમાં પડે

તો તે નકામો જ છે કેમકે તે બીજને પલ્લવિત કરી શકતો નથી, કારણ કે સમુદ્રમા બીજ જ નથી, તેવી રીતે કેવળનાની ભગવતોને જ્ઞાનદાન ઉપયોગી નથી, કારણ કે તેઓ તો કૃતકૃત્ય છે, અને અસજ્ઞી જીવોને પણ જ્ઞાનદાન ઉપકારક થઈ શકતું શકતું નથી, કારણ કે તેઓ જ્ઞાન લેવાને સશક્ત જ નથી

ત્યારે જ્ઞાનદાનના અધિકારી કોણ ? ફક્ત સજ્ઞી પચેદ્રિયો અને ધર્મને ન જાણતા હોય છતા તે જાણવાની ઇચ્છાવાળા અથવા જાણતા હોય, છતા વિશેષ જાણવાની ઇચ્છાવાળા જીવો ખાસ જ્ઞાનદાનના અધિકારી છે, માટે ધર્માનભિજ્ઞેભ્ય એ પદથી જ્ઞાનદાનના અધિકારીઓ સૂચવી દીધા છે

## જ્ઞાનદાનમાં ધર્મના લક્ષ્યની જરૂર

અહીં સમજવાનું એ છે કે—

જાતિવાચક તરીકે ધર્મના અનભિજ્ઞોને એકવચન લગાડી શકાત, છતા બહુવચનનો પ્રયોગ વાપરીને કલિકાલ સર્વજ્ઞ ભગવાન્ **શ્રી હેમચદ્રસૂરીશ્વરજી**એ સૂચવવા ઇચ્છે છે કે કોઈપણ ધર્મના અનભિજ્ઞને જ્ઞાનદાનનો પાત્ર ગણી લેવો ન જોઈ એ પણ તેમા તેની જિજ્ઞાસાવૃત્તિ અને જ્ઞાન મેળવવાની તત્પરતા હોવી જોઇએ, બીજી કોઇપણ શરત હોઈ શકે નહિ, એટલે જ્ઞાન મેળવવાની તત્પરતાવાળા સર્વ જિજ્ઞાસુઓને જ્ઞાનદાન આપવાની જરૂર છે, પછી તે ગરીબ હોય કે તવગર હોય, તે રૂપવાન્ હોય કે કદરૂપો હોય, તે ચક્રવર્તી હોય કે દરિદ્રી હોય કોઈપણ ભેદભાવ વિના તેવાઓને જ્ઞાનદાન આપવાને હરકત નથી

## પરિણામે હિતકારી હોય તે જ જ્ઞાન છે !

અહીં એ શકા થશે કે ત્યારે તો ચોર પોતાના વારસદારને ચોરીનું જ્ઞાન આપે છે, શિકારી પોતાના બાળકને શિકારની તાલીમ આપે છે, અરે એટલુ જ નહિ પરતુ પશુઓ પણ પોતાના બચ્ચાઓને પોતાની જાતિની રીતભાત શીખવે છે દા ત કુતરાઓને પણ નાના કુરકુરીયાઓને ગેલ કરતા કરતા, ભસતા—કરડતા શિખ-

વતાં જોઇએ છીએ તો તેને જ્ઞાનદાન કહેવું પડશે. તેને જ્ઞાનદાન ગણાય જ નહિ; તે સ્પષ્ટ કરવાને માટે ધર્મ–અનભિજ્ઞ શબ્દ વાપર્યો છે. સારાશ કે ધર્મ જાણવાની ઇચ્છાવાળાને જ્ઞાનદાન છે.

એટલે કે **જે જ્ઞાનદાનનું પરિણામ ધર્મનું જાણપણું હોય તેજ જ્ઞાનદાન છે.** જો જ્ઞાનદાનથી ધર્મનું જાણપણું ન વધે તો તે જ્ઞાનદાન નથી અને તેટલા જ માટે શાસ્ત્રકાર મહારાજે तत्त्वानभिज्ञेभ्यः શબ્દ ન વાપરતા धर्मानभिज्ञेभ्यः શબ્દ વાપર્યો છે.

**જ્ઞાનદાનનો પરમાર્થ**

આ ઉપરથી એ સ્પષ્ટ થાય છે કે **આજીવિકા, શારીરિક વિકાસ, આર્થિક જરૂરીઆત કે બીજા કોઇપણ ઉદ્દેશથી જ્ઞાન લેવાતું હોય કે દેવાતું હોય તો તે જ્ઞાન નથી અને તે જ્ઞાનદાન પણ નથી, પરંતુ ધર્મનું જાણપણું એ જ ઉદ્દેશ હોય, ધર્મનુ જાણપણું પણ યથાશક્તિ આચરણરૂપ હોય, ત્યારે જ ખરૂં જાણપણું, જે શાસનને સંમત છે તેજ જ્ઞાનદાન ગણાય છે.** દરેક જ્ઞાનના સાધનો પૂરા પાડવાને આપણે જ્ઞાનદાન કહી શકીશું નહિ.

**જ્ઞાનદાનના સાધનોનું મહત્ત્વ ક્યારે ?**

વળી वाचनादेशनादिना એ પદોમાં પણ આદિ શબ્દથી અનેક સાધનોનો સંગ્રહ કરવા છતાં બહુવચન ન વાપરતાં, એકવચન કેમ વાપરવામાં આવ્યુ ? એ વિચારીશું તો આપણને તેમાંથી પણ જાણવાનું મળશે કે–જ્ઞાનના ગમે તેટલાં સાધનો અને ઉપાયો હોય, પરંતુ તે દરેકનું ધ્યેય માત્ર એક જ છે અને તે **ધર્મ જ.** ધર્મધ્યેય વિનાનું જ્ઞાન તે જ્ઞાન નથી અને તેના સાધનો તે જ્ઞાનના સાધનો નથી, તથા તેઓનું દાન તે જ્ઞાન (સાધન) દાન નથી એ સારી રીતે સ્પષ્ટ થઈ જાય છે.

**આ સંસ્થાની મહત્તા શી રીતે ?**

પરમપૂજ્ય કલિકાલ સર્વજ્ઞ ભગવાન્ **શ્રીમદ્ હેમચંદ્રસૂરી-**

શ્વરજી મહારાજાએ જૈનશૈલીથી જ્ઞાનદાનની જે વ્યાખ્યા કરી છે તે દૃષ્ટિથી વિચાર કરતા આ સસ્થા એ રીતે કામ કરતી હોય તો તેને જ્ઞાનદાનનું સાધન કહેવામા હરકત નથી

તેનો અર્થ એ છે કે-સસ્થાના કાર્યવાહકો, સસ્થાના અધિકારીઓ, અધ્યાપકો અને વિદ્યાર્થીઓ તથા નાણા વિગેરે સાધન આપનારાઓનો એક જ ઉદ્દેશ હોવો જોઇએ કે **ધર્મનુ જાણપણુ વધે અને વીતરાગધર્મની આરાધના વધી જીવો પોતાનુ આત્મકલ્યાણ સાધે**

## વિદ્યાર્થીઓનો ઉચ્ચ આદર્શ

વિદ્યાર્થીઓનો પણ એ જ ઉદ્દેશ હોવો જોઈએ કે જ્ઞાનના સાધનોનો ઉપયોગ પોતાના ધર્મને વિષે ખરૂ જાણપણું પ્રગટ કરવું અને ભવિષ્યમા પણ બીજા જે જે જીવો પોતાના પરિચયમા આવે તેઓને પણ એ ઉદ્દેશ સમજાવવો અને એ ઉદ્દેશથી ધર્મનું જાણપણું તેઓમા ઉત્પન્ન કરવુ

## જ્ઞાનદાનના વિશિષ્ટ ધોરણે સસ્થાની પ્રશસ્યતા

જો જ્ઞાન (સાધન) દાનની આ ક્રિયા ઉપરના ધોરણે પ્રચાર પામી વૃદ્ધિગત થાય, તો જ આ સસ્થાને જ્ઞાનદાનની સસ્થા કહેવામા વાધો નથી અને તેને સાધનો આપી પોષવાની ફરજ ધર્મજ્ઞાન પ્રચારની અભિલાષા ધરાવનાર દરેક વ્યક્તિની થઈ પડે છે

આ સસ્થાના સસ્થાપક તથા તેને પોષણ આપનારનો ગર્ભિત કે વ્યક્ત આ જ ઉદ્દેશ હતો અને છે તથા ભવિષ્યમા પણ ટકવો જોઇએ આ જ ઉદ્દેશથી જ્ઞાન, જ્ઞાનીઓ અને જ્ઞાનના સાધનોનુ બહુમાન કરવુ

## ઉપસહાર

વિદ્યાર્થીઓને છેવટમા એ જ કહેવાનું છે તમારો જ્ઞાન લેવાનો ઉદ્દેશ કગાલ-હલકો ન હોવો જોઇએ

એમ ભગવાન્ ૧૪૪૪ ગ્રંથના પ્રણેતા એવા **આચાર્ય હરિભદ્રસૂરીશ્વર મહારાજાએ યાત્રાપંચાશકમાં** જણાવ્યું છે.

આ ઉપરથી આપણે એટલુંજ સમજવાનું છે કે ભગવાન્ મહાવીરનું જન્મકલ્યાણક તપસ્યા, પૂજા, સાધર્મિક ભક્તિ આદિથી જ આરાધવું જોઈએ.

## બધા તીર્થંકરોની સરખી આરાધના કેમ નહીં?

તે દિવસની આરાધનાથી બાકીની આરાધના શાસ્ત્રાનુસારી ગણાય. આવી આરાધના જોઈએ એ વાત નક્કી થઈ. હવે સહેજે શંકા થાય કે પ્રભુ મહાવીરના જન્મકલ્યાણકની આરાધના વિશેષ કેમ? ઋષભદેવજી ભગવાન્ અજિતનાથજી આદિ સર્વ તીર્થંકરો મોક્ષે ગયા, તીર્થો પ્રવર્તાવ્યાં, જગતને તારવાના પ્રયત્નો અને સંકલ્પ કર્યા. બધા તીર્થંકરો સરખી રીતે છે. ૩૦ દિવસ મહિનામાં બધા દિવસો પહો ફાટે, અરૂણોદય થાય, સૂર્યોદય થાય કે દિવસ ગણાય, સિવાય નહિ, તેવી રીતે એક પણ તીર્થંકર મહારાજ જગતને તારવાની, બુદ્ધિ કે સંકલ્પ સિવાય બની શકયા નથી.

## તીર્થંકરનામકર્મની મહત્તા

આપણે ત્રીજા ભવે તીર્થંકર કર્મ નિકાચિત થયાનું કહીએ છીએ, તીર્થંકરનામકર્મ ક્રોડાક્રોડ સાગરોપમ પહેલાં બાંધેલું હોય છે, પરંતુ વાવેલું બીજ વરસાદ વગરની જમીનમા બળી પણ જાય છે તેમ આ કર્મ કદાચ તૂટી પણ જાય છે, પરંતુ નિકાચિત તીર્થંકરનામકર્મ કે જે ત્રીજે ભવે એટલે તીર્થંકર તે પહેલાં દેવ–નારકીને તે પહેલાં મનુષ્યભવમાં કરાય છે તે તીર્થંકર થયા સિવાય રહેજ નહિ, તેને હાથે તારવા વિરૂદ્ધ કે ડુબાડવાનું બનેજ નહિ. ત્યારે શાસ્ત્રકારો કહે છે કે નિકાચિત કર્યું કહેવાય.

દરેક તીર્થંકરોએ તીર્થંકરનામગોત્ર બાંધેલું, ત્રીજા ભવે નિકાચિત કરેલું, તીર્થ સ્થાપ્યું, તેનો રાહ સ્થાપ્યો, તો પછી તમે ગુણના પૂજારી કે વ્યક્તિના? ગુણના પૂજારી હો તો બધા તીર્થંકરોનાં કલ્યાણકો સરખી રીતે આરાધો.

**મહાવીર પ્રભુને વધારે આરાધવાનુ કારણ ?**

જો કે મેરૂત્રયોદશી વિગેરે આરાધો છો, છતા આ વીર જિનેશ્વરનું કલ્યાણક વધારે કેમ ઉજવો છો તેને અગે શકાકાર કહે છે કે તમે ગુણના પૂજારી નથી, તમારી મ્હોરના રૂા ૩૫) ની કિમત ગણો, ને બીજાની મ્હોરની રૂા ૨) ની કિમત ગણો, તો તમે કિમત કરવાવાળા ન કહેવાઓ, પણ તમારી મ્હોરની કિમત કરનાર કહેવાઓ ગમે તેની મ્હોર હોય, પણ સરખી કિમત કરવી પડે ત્યારે ચીજની કિમત કરનારા કહેવાઓ, તેમ કલ્યાણકની કલ્યાણક તરીકે કિમત કરતા હો તો ઋષભાદિક તીર્થંકરોના કલ્યાણકોની કરો, પણ એકલા વીરની એટલે પ્રભુ મહાવીરની વધારો, ને બીજાની ન વધારો, તો કહેવુ પડશે કે કઈક ગર્ભિત હેતુ હોવો જોઈએ

**સમાધાન**–જેવી રીતે મારી, મારા કુટુબની, મારા મિત્રની કે મારા શત્રુની મ્હોરની કિંમત કયા કરૂ કે જ્યા દેખાય મારી હોય છતા પેટીમા હોય કે શત્રુ–મિત્રની હોય છતા થેલીમા હોય તેની કિમત ન કરૂ એટલા માત્રથી કિમત કરવાવાળો નથી એમ કહી શકાય નહિ

જો કે હુ ચોવીસે જિનેશ્વરોના કલ્યાણકો આરાધવા લાયક ગણું છુ, છતા અત્યારે મને સસારરૂપી સમુદ્રથી પાર પમાડનાર, વિષય, કષાય, આદિ પાપોથી બચાવનાર, મોક્ષમાર્ગ તરફ દોરનાર શાસન પતિ જો કોઈ હોય તો પ્રભુ મહાવીર જ છે, માટે હુ વિશેષે ઉજવુ છુ, એટલે બીજાની ઉપેક્ષા કરવા માગતો નથી

સર્વ તીર્થંકરોના કલ્યાણકોના દિવસ આરાધ્ય ગણુ છું, છતા શાસનના માલિક કે જેનાથી મારૂ શ્રેય થઇ રહ્યું છે, જે શ્રેય ને લીધે દુષમાકાળ છતા દુષમકાળને ધન્યવાદ અર્પુ છુ

**શાસનની પ્રાપ્તિથી દુષમ કાળની પણ સફલતા**

સૂતા હોઇએ, સાપ આવ્યો, ને ઓરમાન માતાએ સોટી મારી આપણને ઉઠાડયા તો તે વૈરી કે ઉપકારી ? જો કે સગી માતા તો ભાઈ ! કહી સાચવી ઉઠાડે, પણ આ સોટી મારે, વાત ખરી પણ

એક ગામે જવું હોય, અજાણ્યું જંગલ હોય, સીધી કેડી કે રસ્તો હોય તો અજાણ્યા પણ ગામ પ્હોંચી જઇએ. પણ ગામ એક ને રસ્તા એકવીશ હોય ત્યાં શું થાય? ભવિતવ્યતા હોય તો સીધી વાટ આવે નહિ તો આવવી મુશ્કેલ, તેવી રીતે આ આત્મા એવો અજાણ્યો કે બોરનું ડીટુંયે જાણતો નથી. મોક્ષમાર્ગ જાણતો નથી, પાખંડીઓથી વ્યાપ્ત એવા દુઃષમા કાળમાં આપના શાસનનો યોગ મળ્યો તો કૃપાનો પાર નથી,

પૂરેપૂરો ભાગ્યશાળી હોય તો જ ઘોર પ્રાણીઓથી વ્યાપ્ત, અને ફક્ત એક સાંકળવાળા તળાવમાં સાંકળ મેળવી તરી જાય, તેવી રીતે સાચી શ્રદ્ધા મેળવવી, એ પણ ભાગ્યશાળીપણાને લીધેજ.

## પંચમઆરામાં પ્રભુશાસનનું મહત્ત્વ

પૂ. આ. શ્રી હેમચંદ્રસૂરીશ્વરમ. ફરમાવે છે કે **मेरुतो मरुभूमौ हि श्लाघ्या कल्पतरोः स्थितिः** કલ્પવૃક્ષ ઉત્તમ છે; કોઈ દિવસ હીન નથી, પણ ખરેખર લોકોના આશીર્વાદને કયુ મેળવે? મારવાડમાં હોય તે કે નંદનવનમાં રહેલું? મારવાડનું આશીર્વાદ મેળવે, નન્દન વનનું મેળવે નહિ, કારણ ત્યાં ઢગલાબંધ કલ્પવૃક્ષનાં ઝાડ છે, જ્યાં ઝાડની મુશ્કેલી ત્યાં કલ્પવૃક્ષની કિંમત ઓર છે, તેવી રીતે સુઃષમા-કાળમાં સંસારથી તરીયે એવાં સાધનો મળે તે કલ્યાણકારકજ છે પણ દુઃષમાકાળમાં તરવાનું સાધન મુશ્કેલ હોવાથી કિંમતી છે,

જો કે મારવાડના અને નંદનવનના કલ્પવૃક્ષમાં ફરક નથી, પણ ઢગલા હોય ત્યાં કિંમત ઓછી થાય છે, દુઃષમાકાળમાં સંસાર-સમુદ્રથી તરવાનાં સાધન આપ તરફથી મળે છે તે ખરેખર પ્રશંસ-નીય છે, સાધનમાં ફેર નથી, સોનાની ખાણ પાસે એક ચીભડાપેટે ચાર તોલા સુવર્ણ મેળવે તે કરતાં બીજે પાવલી મેળવે તો ખુશ-ખુશ થઈ જાય છે, તેવી રીતે તીર્થંકરના વખતમાં પોતે હયાત, શ્રુતકેવલી આદિ હાજર ત્યાં વધવા, ઘટવાની કિંમત નહિ, પણ દુઃષમાકાળમાં તરવાનો આધાર નહિ, ફક્ત શ્રુતજ્ઞાન એજ તરવાનો આધાર.

## શ્રુતજ્ઞાનના ઉત્પાદક ભગવાન્ મહાવીર

શ્રુતજ્ઞાન સર્વોપરિ હોવાથી, તેના ઉત્પાદક, મૂળ હેતુરૂપ ભગવાન્ મહાવીર હોવાથી, તેમના જન્મ કલ્યાણકનો દિવસ ઉજવવા વધારે તૈયાર થઇએ છીએ

શાથી ઉજવીએ છીએ ? ગર્ભમા નવ માસ રહ્યા તેથી, પારણે હિંચોળાયા તેથી ? ના ત્યારે ! આરીસો ચોકખો કરીયે તો મોઢુ ચોકખુ દેખાય તેવી રીતે ભગવાન્ તીર્થંકરોમાં જે જે મોક્ષની જડો રહી છે, તે જ્યારે આપણે તપાસીએ ને દૃષ્ટિ કરીયે ત્યારે આપણા આત્મામા તે જડ રોપી શકીયે,

## શ્રી મહાવીરપ્રભુ આરાધ્ય કેમ ?

મહાવીરપ્રભુ મોક્ષને અંગે મોક્ષને ઉદ્દેશીને, ક્ષાયોપશમિક ક્ષાયિકપણાને અંગે-ઉદ્દેશીનેજ આરાધ્ય છે, દુનિયાદારીને અંગે જો આરાધ્ય હોય તો પ્રથમ યુગલિકો પૂજવા જોઇએ કારણકે તેઓને રોગ નહિ, જંગલી જાનવરોનો ભય નહિ, શોક નહિ અને ઋદ્ધિસમૃદ્ધિ, કુટુંબકબીલા આદિને અંગે જો આરાધ્ય ગણીએ તો ચક્રવર્તીઓને પહેલા પૂજવા જોઇએ કારણ કે —ચક્રવર્તીઓ પાસે અનેક પ્રકારની ઋદ્ધિ હોય છે, છ ખંડના અધિપતિ, નવ નિધાનના માલેક, ૧૪ રત્નોના સ્વામી ૧ લાખ ૯૨ હજાર સ્રીયો વિગેરે સંપૂર્ણ ભોગના સાધનોવાળા હોય છે

## દુનિયાદારીને લીધે તીર્થંકરો આદર્શરૂપ નથી

પરંતુ આપણે તેને લીધે આદર્શ નથી ગણતા, આપણે મહાવીરની આદર્શતાનો સ્વીકાર કરતા હોઇએ તો અવજ્ઞા તરીકે નહિ પણ કહેવું પડે કે, કચરો હોય તે ઉખેડવા માટે જ કહીએ છીએ કે ક્ષાયોપશમિક કે ક્ષાયિક સિવાયની સ્થિતિનું અનુકરણ કરવાનું હોય તો એક માના પેટમાથી બીજી માના પેટમા જવું, દેવાનંદાની કૂખમાથી ત્રિશલાની કુક્ષિમા જવું એ બધું અનુકરણીય થઈ જાય

શંકા તે તો ઇન્દ્રાદિકે કર્યું ને?

**સમાધાન–મહાવીર મહારાજાએ** એવું વિચિત્ર કર્મ બાંધ્યું ત્યારે થયું ને? નહિતર બ્રાહ્મણીના કુલમાંથી ક્ષત્રિયની કુક્ષીમાં જવું થાત? છતાં એ પરાધીન ગણો, ચાલો સ્વાધીનતામાં, તેમને પુત્ર કેટલા? નહિ, ત્યારે છોકરાવાળાનું કલ્યાણ થવાનું નહિ, અર્થાત્ ભક્તોમાં જે છોકરાવાળા તેઓનું કલ્યાણ નહિ થાય, અર્થાત **કર્મો-દયથી થવાવાળી ચીજોને અંગે** આદર્શપણું નથી, પરંતુ કર્મરાજાની સાથે યુદ્ધ કર્યું, તેને જમીનદોસ્ત કર્યો ને પોતાના શૂરવીર સરદારોને મજબૂત કર્યા, કેવી રીતે? ને કેવા? કે કર્મની સામા ઉભા રહે ને તેને જમીનદોસ્ત કરે, ચક્રવર્તીઓ ને તેના સેનાપતિઓની જેમ, તેને જ અંગે આદર્શપણું.

## મહારાણા પ્રતાપસિંહનું અનુકરણ શા માટે?

**મહારાણા પ્રતાપસિંહનું, છત્રપતિ શિવાજીનું** અનુકરણ શામાં? અણનમપણામાં, પરંતુ ખીણમાં નાશી જવાનું કે કુશકાના રોટલા ખાવાનું કે બીલાડી લઈ જાય ત્યારે રોકકળ કરવાનું, તેમાં નહિ અર્થાત્ "**ધર્મધ્વંસ કરનારને નમું નહિં, જામેલી વિરો-ધીઓની સત્તા ઉઠાડું**" એમાં અનુકરણ.

આ ઉપરથી અજ્ઞાન દશામાં કરેલ નાકમાંથી મોંઢામાં હાથ ઘાલવાની જેમ કર્મોદયથી (ઘાતીથી) જે બનાવો બન્યા હોય તે જૈનશાસનના જયવંત યોદ્ધાઓ જીગરથી નહિ ચાહે, તે જોદ્ધાઓ તો કર્મરાજાને જીતવાને અંગે જે કાંઈ વર્તન હોય તે વર્તનને ચાહે છે, કેટલીક વખત આપણે ભૂલ ખાઇયે છીએ તે બગલાનો રંગ લેતાં આકાર લઇ બેસનારા આંધળા જેવી સ્થિતિ કરીયે છીએ.

## જન્માંધ બાવાનું દૃષ્ટાંત

"આંધળા બાવાની ટોળી હતી, દેખ્યું કે નિભાવ થતો નથી તેથી દેખતાની ટોળીમાં ભળ્યા, કોઈએ નિમન્ત્રણ કર્યું, આંધળાની ટોળીમાં એક જાતિઅંધ હતો, તેને અનુમાન ન હોય, પાછળથી

આધળા થયેલાને હોય, તેથી ધાર્યું કે આને અહિં રહેવા દો, બધા જમવા ગયા, ખાઇપીને આવ્યા, જન્મથી આધળાને કુતુહલ થયુ ? શુ ખાધુ ? અરે "આજ ખીરપુરી ખીલાઇ" ખીર કેવી ચીજ છે ? તો દેખતાએ કહ્યુ કે "ગોકા દુધ, બગલા જેસા સફેદ" ગાયની તો અનુમાનથી ખબર પડે પણ "વહ બગલા કયા" આકાર બતાવ્યો, અરે (ચીઠાઇને કહ્યુ) એસા તુમને ખાયા મેરા તો ગલા ભી ફટ જાને, વાત મત કરો, પેલાએ કહ્યુ "ભાઈ એ તો રગ ! અરે"

આવી રીતે પ્રભુ મહાવીરના જીવનમાથી તારનારી વસ્તુને બદલે, કર્મોદયની ચીજ લેવા જઈએ તો તેવી સ્થિતિ થાય

## કલ્યાણકની ઉજવણીનો આદર્શ

કલ્યાણક શાથી ઉજવીએ છીએ ? સસારીપણાને અગે નહિ, તેનુ અનુકરણ કરવા નહિ, પરતુ આપણા આત્માના ઉદ્ધાર માટે એમણે તારક તરીકે જે ઉપદેશ આપેલા તે ઉપદેશના વચનો ધ્યાનમા રાખવા, તારક તરીકેના વર્તનો કરેલા તેનુ અનુકરણ કરવાનું,

જેમને રાઇપ્રતિક્રમણની ટેવ હશે તેને ધ્યાનમા હશે તેમને તપચિંતામણીના કાઉસગ્ગમા શુ ? "**પ્રભુ મહાવીરે છ મહિના તપસ્યા કરી હે ચેતન ! તુ કર !**" પરણવુ આદિ ન લીધા, કેમ ? તારકદૃષ્ટિથી માનીએ છીએ તેથી **તે તરીકેનુ અનુકરણ કરવુ તે જ ભક્તિ**

## "જ્ઞાતનન્દન" એ નામ સ્વાભાવિક છે

આટલા માટે ભગવાન્ હેમચન્દ્રસૂરિમહારાજે ઘટ્ટે શ્રીજ્ઞાતનન્દનમ્ તે મહાવીર પ્રભુને નમસ્કાર કરૂ છુ—"જ્ઞાતનદન" શબ્દ શાથી વાપર્યો કારણ કે, માતાપિતાએ કરેલ નામ "**વર્ધમાન**" છે, ખુદ **મહાવીર** નામ પણ માતાપિતાનું નથી, પણ અવિરતિ દેવતા ઓએ સ્થાપેલુ છે, એ **આચારાગ** આદિના પાઠોથી સિદ્ધ છે, તો આ નામની જરૂર શી ?

વિચારો ! સોનાની કિંમત વધારે કે તેના બનાવેલ ઘાટની ? **વર્ધમાન** એ ગર્ભમા આવ્યા પછી ઋદ્ધિ સમૃદ્ધિના વધારાને લીધે

પાડ્યું–અને તે નામ થાપનાર **ત્રિશલારાણી ને સિદ્ધાર્થ મહારાજ** પાંચમે ગુણસ્થાનકે હોવાને લીધે ને દેવતાઓ ચોથા ગુણસ્થાનકમાં હોતાં છતાં **મહાવીર** એ કેમ મનાયું ? કહો કે એ ગુણનું બનેલું છે. અને ગુણને લીધે બનેલું નામ જગો જગો પર લેવામાં આવ્યું છે. અર્થાત ગુણની પ્રશંસા દ્વારા એ અવિરતિ દેવતાઓએ કરેલ નામ બધાઓએ કબુલ રાખ્યુ.

**वंदे श्री जगद्गुरुम्** નહિ કહેતાં **वंदे श्री ज्ञातनंदन** કેમ કહ્યું ? એ પ્રશ્ન અહિ એટલા જ માટે કહું છું કે તે સ્વતંત્ર શબ્દ છે, જેને માટે ખુદ **હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજ** પણ સ્વરચિત **અભિધાન ચિંતામણિમાં** જણાવે છે કે:

**"महावीरो वर्धमानो देवार्यो ज्ञातनंदनः"**

આ નામ એકલા તેમણે કહ્યું એમ નથી પણ ખુદ તેઓશ્રીની હયાતિમાં ને જન્મથી જ પ્રસિદ્ધ હતું.

**મહાવીર** જૈન સૂત્રોમાં પ્રસિદ્ધ છે. **વર્ધમાન** નામ માતા–પિતાને લીધે છે અને જગતમાં પ્રસિદ્ધિ પામેલ હોય તો **ज्ञातनंदन** એ જ નામ હતું.

### જ્ઞાતપુત્ર શાથી ?

જ્ઞાત નામના કુલમાં ઘણા પુત્રો હતાં તેમાં આપની પુત્ર તરીકેની પ્રસિદ્ધિ હોવાનું શું કારણ ? ઉંડા ઉતરો ! કારણ વિચારો ! બ્રાહ્મણ કુળમાથી દેવે ઉપાડી જ્ઞાતકુળમાં લાવી તીર્થંકરપણામાં ધરેલ પુરુષ કોઈ હોય તો આ એક જ છે. **નંદીવર્ધન** આદિ જ્ઞાતકુલમાં હતા છતાં તીર્થંકરની પ્રસિદ્ધિ પામેલ એક જ છે.

કદાચ કહેશો કે ભગવાનના ગર્ભની વાત કોઇને ખબર નહીં હોવાને લીધે (કારણ કે તે પલટતી વખતે અવસ્વાપિની નિદ્રા આપે છે. તેથી કોઇને ખબર પડતી નથી) ખબર ન પડે તો આવી સ્થિતિમાં પ્રસિદ્ધિ ક્યાંથી પામ્યા ? વિચારો ?

તમે દર વર્ષે કલ્પસૂત્ર સાંભળો છો પણ જરા વિચાર કરો કે જે વખતે **પ્રભુ મહાવીરનો** જીવ દેવાનંદાની કુક્ષિમાં આવે છે.

ત્યારે દેવાનદાને ચૌદ સ્વપ્ન આવે છે ઉઠાવીને દેવ લઈ જાય છે ત્યારે એમ થાય છે કે ત્રિશલારાણી ચૌદે સ્વપ્ન ઉપાડી ગઈ છે અર્થાત્ પુણ્યપ્રભાવક જે ગર્ભ હતો તે ત્રિશલાને ગયો, સવારે છાતી કુટે છે આ વાત જાહેર થાય કે નહિ? બીજી બાજુ તે દિવસે મહાવીરનો ગર્ભ ત્રિશલાની કૂખે આવે ૧૪ સ્વપ્નો દેખે છે ને સવારે સિદ્ધાર્થ રાજાને કહે છે સિદ્ધાર્થ રાજા સ્વપ્ન પાઠક બોલાવે છે સ્વપ્ન પાઠકો કહે છે કે—

ત્રણ મહિનાનો ગર્ભ હતો પણ કાલે એવો ગર્ભ આવ્યો છે કે તે તે જીવ ચક્રવર્તી અગર તીર્થંકર થાય, બૌદ્ધો પણ તીર્થંકર મહાવીરને નાતપુત્ર તરીકે સંબોધે છે

આ બધા ઉપરથી એટલે દેવાનદાનું કલ્પાત–ત્રિશલાનું સ્વપ્ન દર્શન કથન સ્વપ્નપાઠકનુ આવવુ આવું કહેવુ આ વાત જાહેર હોવાથી ને છ મહિને અવતાર થયેલ હોવાથી સર્વને પાકો નિશ્ચય થયો આ જાહેર થવાને લીધે, ને દેવતાઈ મહિમાને લીધે જ્ઞાતનંદન નામ જાહેર હતું–નંદીવર્ધનનું તો નામ જ્ઞાતનંદન સામાન્ય હતું તેથી બૌદ્ધ જેવા જૈનોના કટ્ટર વિરોધીઓને પણ णिग्गंथणायपुत्तेण એ નામ બોલવું પડયુ ભગવાન હેમચંદ્રે શા માટે કહ્યુ? અનાજ લેવા ગામ લેવા દેશ લેવા નહિ પણ મારા આત્માના કલ્યાણ રૂપી વૃક્ષને નવપલ્લવિત રાખવા માટે જો કોઇપણ હોય તો મહાવીર જ્ઞાતનંદન રૂપી બગીચો જ છે બીજે તો સુકાઈ જાય તથા શ્રુતજ્ઞાન રૂપી ગંગાના પ્રવાહને ચલાવનાર હિમાલય જેવા ભગવાન છે અને સમસ્ત જગતના પ્રાણીરૂપી કમળોને વિકસ્વર કરવા સૂર્ય સમાન છે આવા નિરુપમેય હિમાલય, ને રવિની ઉપમા વાળા ભગવાનને હું નમસ્કાર કરુ છું



# ધર્મનું મૂળસ્વરૂપ

૫

[ નોંધઃ-શ્રી પાલીતાણા મુકામે 'શ્રીસિદ્ધક્ષેત્ર જૈન મોટી ટોળી' ના પ્રબલ આગ્રહથી નિમ્ન જાહેર વ્યાખ્યાન પૂજ્યપાદ આગમોદ્ધારક આચાર્યદેવ શ્રીમત્ આનંદસાગરસૂરીશ્વરજી મહારાજે શેઠ મોતી કડીઆની ધર્મશાળામા આષાઢ વદિ ૧૪ ને સોમવારે આપ્યું હતું, જે મનનીય હોઈ પ્રગટ કરાય છે. ]

दुःख पापात्सुखं धर्मात् सर्वशास्त्रेषु संस्थितिः ।
न कर्तव्यमतः पापं कर्तव्यो धर्मसंचयः ॥१॥

## ધર્મના સ્વરૂપની મહત્તા

મહાનુભાવો ! આજનો વિષય 'ધર્મનું મૂળસ્વરૂપ' રાખવામાં આવ્યો છે. ધર્મના મૂળ સ્વરૂપને વિચારવા પહેલાં ધર્મ શી ચીજ છે? ધર્મની જરૂર શી ? ધર્મ શું કાર્ય કરે છે? તે વિગેરે જ્યાં સુધી ન વિચારીએ ત્યા સુધી ધર્મના કારણ અને ધર્મના સ્વરૂપને વિચારવાનું ઓછું જ રહે. અર્થાત્ ધર્મના ફળ વિગેરે ધ્યાનમાં આવે ત્યારે ધર્મને ઇષ્ટ તરીકે ગણીએ, ને જ્યાં સુધી ધર્મના ફળાદિ ધ્યાનમાં ન આવે ત્યાં સુધી ધર્મની પરીક્ષા કરવા તૈયાર ન થઈ શકીએ ધર્મના કાર્યો, ફળો ધ્યાનમાં ન આવે, તેની સુંદરતા, તેની જરૂરીઆત વિચારવામાં ન આવે ત્યાં સુધી તે ધર્મની પરીક્ષા જરૂરી જેવી ન લાગે, અને જ્યારે ધર્મની પરીક્ષા જરૂરી જેવી ન લાગે ત્યાં સુધી ધર્મનું કયુ 'સ્વરૂપ' તે જાણવા પ્રયત્નનો ઉત્સાહ ન થાય, ને આ ઉત્સાહ ન થાય ત્યાં સુધી 'ધર્મનું સાચું સ્વરૂપ' જાણવાની મહેનત લઈએ જ શાના? અર્થાત્ ઇતરને છોડીને મૂળને વળગવાનું ખ્યાલમાં ન આવે.

## ધર્મની પરીક્ષા

આટલા માટે પરમર્ષિઓ ધર્મના કાર્યને તપાસવાનું જણાવે છે. ધર્મ કરે છે શું? એટલું તો નિશ્ચિત છે કે ધર્મની ઇચ્છા વગરનો,

ને અધર્મની ઇચ્છાવાળો આર્ય તો નહિ હોય ધર્મની ઇચ્છાવાળી અને અધર્મથી દૂર રહેવાની ઇચ્છાવાળી હોવા છતા તે આર્ય પ્રજા પરીક્ષા ન કરી શકે તો ધર્મને કરવાને બ્હાને અધર્મ કરવાવાળી થાય. જેમ આપણે બધા એકલા દૂધના નામે જ દોરાતા નથી. આકડાનું દૂધ તે પણ દૂધ કહેવાય, ખરસાણીનું દૂધ તે પણ દૂધ કહેવાય, થોરીઆનું દૂધ એ પણ દૂધ ગણાય, પરતુ તે કોઈ પીતું નથી, અને તેથી તે દૂધના ગુણો ખ્યાલમા લઈ, તે ગુણો જેનામા હોય તેવું દૂધ પીએ છીએ, ને ઇતર દૂધને નથી પીતા તમે કોઇને કહ્યું-પાચ શેર દૂધ લાવો અહીં તમે નથી બોલ્યા કે-અલ્યા! આકડા, થોરીઆનું ન લાવશો શુદ્ધ પદાર્થનુ વિશેષણ કેમ ન જોડ્યુ? ગાયનુ લાવજો કે ભેસનુ લાવજો એમ પણ નથી કહ્યુ કહો ત્યારે સામાન્ય શબ્દ પણ પ્રકરણને અગે વિશેષના અર્થમા જઈ પડે છે પુષ્ટિને માટે પીવાનુ એ પ્રકરણ હોય ત્યા આકડા, થોરીઆ વિગેરેના દૂધનો વ્યવચ્છેદ કરી નાખે, તેવી જ રીતે ધર્મને અગે માત્ર 'ધર્મ' નામ સાભળી દોરાઈ જઈએ, તે પોષક છે કે નાશક છે કે નાશક છે એ ખ્યાલમા ન લઇએ, ને સામાન્ય ધર્મ લઇ લઇએ તો પાછળથી પસ્તાવું પડે છે આટલા કારણથી ધર્મને જાણવો જોઇએ

> सूक्ष्मबुद्धया सदा ज्ञेयो धर्मो धर्मार्थिभिर्नरैः ।
> अन्यथा धर्मबुद्धयैव तद्विघातः प्रसज्यते ॥

અર્થાત્ બારીક બુદ્ધિનો ઉપયોગ કરવો તે દ્વારાએ ધર્મના અર્થીઓએ ધર્મ જાણવો જોઇએ, નહિતર બુદ્ધિ ધર્મની જ હોય, પોતે ધારે કે હુ ધર્મ કરૂ છુ, છતા તેનો નાશ થાય

ધર્મની બુદ્ધિ હોય છતા નાશ કેમ થાય? એ વાત નીચેના દૃષ્ટાતથી સમજાશે

> गृहीत्वा ग्लानभैषज्यप्रदानाभिग्रहं यथा ।
> तदप्राप्तौ तद् तेऽस्य शोक समुपगच्छत ॥

કોઈ એક મહાત્મા ફરતા ફરતા કોઈ ગામ મા ગયા ત્યા મનુષ્યો ઉપદેશ સાભળવા આવ્યા મહાત્માએ ઉપદેશ શરૂ કર્યો કે ધર્મ બ

કિંમત સમજેલો તેજ ગણાય કે જે પોતે ધર્મ કરવા સાથે બીજાને ધર્મ કરાવનારો થાય. જેમ તમો દુનિયાદારીમાં બોલો છો ને કે खानेका स्वाद, तो दुसरेकों खिलाव અર્થાત્ ખાવાનો સ્વાદ, તો બીજાને ખવડાવ તું ખાય ને 'અહા! શું સ્વાદ' એમ બોલે તે કરતાં બીજા ખાય ને 'અહા! શુ સ્વાદ' ત્યારે તેની કિંમત થાય, તેવી જ રીતે 'અહા મારો ધર્મ' એ સાથે બીજાને ધર્મની પ્રાપ્તિ કરાવ ને તે સમજે કે 'હુ અપૂર્વ ધર્મ પામ્યો' ત્યારે ધર્મની કિંમત સમજ્યો ગણાય.

તે ધર્મ બીજાને કેમ પ્રાપ્ત કરાવાય? ચાહે ઉપદેશદ્વારાએ, ચાહે સાધનસામગ્રી મેળવી દેવાદ્વારાએ, અગર તો આવતાં વિઘ્ન ટાળી દેવાદ્વારાએ ધર્મ પમાડવાનું જણાવ્યુ, ને જણાવ્યુ કે ઉપદેશ દ્વારા અને સાધનસામગ્રી મેળવી દેવાદ્વારાએ તો ધર્મ પ્રાપ્તિ કરાવવી સુસાધ્ય છે, પરંતુ આવતાં વિઘ્ન (ધર્મમાં આડે આવતાં) દૂર કરવાદ્વારાએ બીજાને ધર્મની પ્રાપ્તિ તો દુઃસાધ્ય છે, ને તે દુઃસાધ્ય હોવાથી શાસ્ત્રકાર મહર્ષિઓએ वेयावच्चं अपडिवाइ એમ જણાવી વૈયાવચ્ચને ઉંચો નંબર આપ્યો. અર્થાત્ જ્ઞાન, તપ, વિનય બધા કરતાં પણ વૈયાવચ્ચ અગ્રપદે આવ્યુ.

### વૈયાવચ્ચનું મહત્ત્વ

તેનું કારણ એ છે કે–જ્ઞાન, તપ, વિનય આદિનું અજીરણ હોય છે, પરંતુ વૈયાવચ્ચનું અજીરણ નથી હોતું જ્ઞાનનું અજીરણ 'મારા જેવો કોણ?' તપનું અજીરણ 'આજે પારણું છે, ખબર નથી?' વિનયનું અજીરણ ઉચ્છૃંખલતા. આ અજીરણ આવ્યાં એટલે ખલાસ, કામ પતી ગયું, પરંતુ વૈયાવૃત્ય એવી ચીજ છે કે તેનું અજીરણ નહિ. તે પડવાનું નહિ.

શંકા થાય એમ છે કે વૈયાવચ્ચ ખસી ન જાય? હા ખસી જાય. પણ તેથી તેની શાતાવેદનીય પુણ્ય અને સુખોની સાથે શરત થઈ. એ એટલું બધું જબરદસ્ત હોય કે તે બીજા કોઈ કારણથી ખસી જાય નહિ. વળી વૈયાવચ્ચથી નિકાચિત સારાં કર્મો બંધાય છે, તેવી

તેમા તાકાત છે, આથી તે પ્રતિપાતી નથી વળી જ્ઞાનથી આત્મલાભ થાય, વિનય અને તપસ્યાથી આત્મલાભ થાય પણ કરેલી વૈયાવચ્ચથી તો બનેને લાભ થાય છે

પ્રશ્ન –ઉપર જણાવ્યુ કે જ્ઞાનથી આત્મલાભ થાય છે, પરતુ જ્ઞાન તો સ્વપર લાભદાયી છે, તો એકલુ સ્વલાભદાયી કેમ જણાવ્યુ ?

સમાધાન –જ્ઞાન એ જેટલુ અબુઝને કામ લાગે છે, તેટલુ બુઝ વાળાને નકામુ છે ને તે હોવાથી ટીકાકાર પરમર્ષિઓ ઠેર ઠેર बालानाम् ઇત્યાદિ પ્રયોગનો ઉપયોગ કરે છે, એટલા માટે જ કે મુગ્ધ લોકોને સમજાવવાનુ કામ જ્ઞાન કરે છે, અને વૈયાવચ્ચ તો તીવ્ર બુદ્ધિવાળાને પણ ઉપકાર કરે છે ને તેથી જ અપ્રતિપાતી કહ્યુ અરે એટલુ જ નહિ પણ જે મનુષ્ય જ્ઞાનમા રોકાયો હોય, તો વૈયાવચ્ચથી આગળ વધી શકે છે, તપસ્યા, વિનય, દર્શન, ચારિત્રની ઢીલી થએલી પ્રવૃત્તિને અર્થાત્ મૃતપ્રાય થએલી ભાવનાને વૈયાવચ્ચ જ ઉભી કરે છે, આથી વૈયાવચ્ચને સ્વપર લાભદાયી કહ્યુ

આ બધી વાત ચાલતી હતી, ત્યા એક ભોળા માણસે ઉભા થઈ બાધા માગી કે હે મહારાજ 'મારે દરરોજ વૈયાવચ્ચ કરવી' બાધા આપી, બાધા પાળે છે, વૈયાવચ્ચ કરે છે વૈયાવચ્ચ કરતા કરતા કોઈ દિવસ એવો આવ્યો કે તે દિવસે કોઈ માંદો જ નથી તે વિચારે છે કે હવે શુ કરવુ ? આજ કોઈ માંદો જ નથી તે વિચારે છે કે—अहो मेऽधन्यता कष्ट न सिद्धमभिवाछितम् । બધાય સાધુ સારા, કોઇએ માદો નથી ! મારા મનની મનમા રહી ગઈ ! કોઈ માદો પડચો હોય તો વૈયાવચ્ચનો લાભ ઉઠાવત વિચારો ધારણા વૈયાવચ્ચની હતી પણ પરિણામ કયા ગયા ? માટે જ ધર્મને બારીક બુદ્ધિથી જાણવો' એમ કહ્યુ ને સ્થૂળ બુદ્ધિથી વિચારીએ તો બુદ્ધિ ધર્મની પણ પોતાનો જ નાશ થવાનો સમય આવે.

વૈયાવચ્ચનો નિયમ કર્યો છતાં બારીક બુદ્ધિ ન હોવાથી 'માંદાવાળા' ના વિચારવાળો થઈ ગયો. આટલા જ માટે બારીક બુદ્ધિથી ધર્મને જાણવાની જરૂર છે.

### ધર્મની કિંમત જાણવાની જરૂર

હવે નિયમ છે કે જેની જેટલી કિંમત તેટલા પ્રમાણમાં તેના રક્ષણની બુદ્ધિ થાય છે. પૈસો હોય તો પૈસા જેટલી જ રક્ષણબુદ્ધિ, રૂપીઆમાં રૂપીઆ જેટલી રક્ષણબુદ્ધિ, હીરો હોય તો વધારે રક્ષણની બુદ્ધિ. કેમ રક્ષણની બુદ્ધિ વધી? સંખ્યા તો એક જ હતી ને? છતાં રક્ષણબુદ્ધિમા ફરક કેમ? કહો કે રક્ષણબુદ્ધિનો ફરક કિંમત જાણવાથી પડ્યો, તેવી રીતે ધર્મની રક્ષા, તેને ટકાવવાની બુદ્ધિ ત્યારે જ થાય કે જ્યારે ધર્મની કિંમત જણાય.

ધર્મની કિંમત કેવી રીતે જણાય? તે કાંઈ બજારૂ માલ નથી કે જેથી તેની કિંમત તરત જણાય, એક કિંમત ન કહે તો બીજાને પૂછાય, પણ ધર્મની કિંમત શી રીતે કરવી? તેને માટે પરમર્ષિઓ दुःखं पापात् ઇત્યાદિ વાક્યો કહી ગયા.

આ જગતમાં જેટલા જીવ છે, ચાહે તો કેટલાક વનસ્પતિઆદિને શરીર, યાવત જાનવર, પચેંદ્રિયને પાંચ ઇંદ્રિય યાવત્ કેટલાકને મન મળ્યાં છે, છતાં તે બધાનું ધ્યેય તો એ જ છે, ચાહે એકેંદ્રિય હો, ચાહે બેઇદ્રિય હો, ચાહે ચૌરેન્દ્રિય હો, ચાહે પંચેંદ્રિય હો, જાનવર હો, આર્ય હો, અનાર્ય હો, કિન્તુ બધાનું ધ્યેય સુખપ્રાપ્તિનું જ છે. કોઈપણ જીવનું ધ્યેય એ નથી કે 'મને દુઃખ મળે તો ઠીક,' સર્વ જંતુઓ આ એક જ ધ્યેયવાળા છે, કે મને સુખ મળો.

તેથી જ કલિકાલ સર્વજ્ઞ ભગવાન્ હેમચંદ્રસૂરિજીએ આ સામાન્ય શ્લોક પલટાવી દીધો, કયો? आत्मवत् सर्वभूतेषु यः पश्यति स पश्यति । અર્થાત્ પોતાની માફક સર્વ આત્મામા જે દેખે તે દેખનાર છે. તેમને આમાં બહુ જુલમ દેખાયો. કયો? પોતે વિદ્વાન્, રોગી, દુ.ખી સૂર્ખ હોય તો બીજાને વિદ્વાન્, રોગી, દુઃખી. મૂર્ખ માની લેવા પોતે નીરોગી હોય તો બીજાને (રોગીને) ઢાગ

કરનાર માનવો પોતે વિદ્વાન્ હોય તો મૂર્ખને વિદ્વાન્ ધારી ઉપદેશ નહિ આપશો આવુ હોય તો ઉપદેશક અને દાકતરો आत्मवत्‌માથી નીકળી જશેને ? આટલા જ માટે તે પૂજ્યશ્રીએ आत्मवत् सर्वभूतेषु सुखदु खे प्रियाप्रिये । એટલે કે વિદ્વાન્ આદિ ઘટના બીજામા નથી કરવાની, આત્માની માફક સર્વ જીવોને દેખવા,' તેનો અર્થ એ નથી કે જે અવસ્થા મારી છે તે બધાની છે, આવી ઘટના કરવાની ન હોય, પણ અહીં ષષ્ઠીના वत् ને બદલે સપ્તમીના वत् ને વળગો એટલે आत्मनि वत् (इव) આત્મામા રહેવાવાળી ચીજ કઈ ? તે પકડો

આત્મામા રહેવાવાળી ચીજ એ જ છે તે સુખ અને દુ ખ એ બે સિવાય ઘટના કરી શકાય તેવી ત્રીજી ચીજ નથી સકળ જગતના જીવો સુખની તરફ પ્રીતિ અને દુ ખ તરફ અપ્રીતિવાળા છે હવે જ્યારે જગતના સર્વ જીવો સુખની ઇચ્છા કરી રહ્યા છે, અને દુ ખથી ડગી રહ્યા છે, તો પછી તેઓને ખરેખર રસ્તો બતાવવો હોય તો તે જ બતાવવો જોઈએ કે જેથી તેઓ સુખની પ્રાપ્તિ કરી શકે અને દુ ખથી દૂર રહી શકે

બધાય જીવોને આ બે સિવાય ત્રીજુ ધ્યેય નથી, જે બહારના દેખાય છે તે પણ આના પેટા ભેદો છે; ધન, કુટુ બ, ઋદ્ધિ શા માટે ? સુખ માટે, દવા શા માટે ? દુઃખ દૂર કરવા માટે, આથી આ બે સિવાય બીજા ઉપદેશ આપવા નકામા છે, કહ્યું છે કે —

'स वातकी वाऽथ पिशाचकी वा योऽनर्थिने वाचमुदीरयते'

તે વાયડો છે, અથવા ભૂતના વળગાડવાળો છે કે જે અનર્થીને વાણી કહે છે, તેવી રીતે જગત સુખનું અર્થી છે, દુ ખ નિવારણનું અર્થી છે આ મૂકીને ત્રીજો ઉપદેશ આપનારા વાયડા કે ભૂતના વળગાડવાળો ગણાય છે ને ? શાસ્ત્રકાર એવો (ત્રીજો) ઉપદેશ નથી આપતા—

## બાહ્ય માહ્યમીની જડ ધર્મ છે

ઉપદેશની પહેલા ભૂમિકા સાફ કરવાની હોય, ગાયન શીખવવુ હોય તો સ્વર લાયક કરવો પડે તે ન કરતા એકદમ સમજાવે તો

શીખનાર અને શીખવાડનાર બન્નેની મહેનત નિષ્ફળ જાય, તેમ અહીં પણ જગત 'સુખનું અર્થી' જાણ્યુ પણ જમીન સાફ કરવાની છે. ધર્મ સિવાય સુખ થાય છે? જગતના જીવો (બાહ્ય દૃષ્ટિવાળા) ઝાડની ડાળ ઉપરથી ફળ તોડયું ને સમજી ગયા કે 'ડાળ ફળ આપે છે' એની ફૂલ, સ્કંધ પર દૃષ્ટિ નથી ગઇ, એને તો ડાળમાંજ ફળ દેખાય છે; ફળનું કારણ ડાળ એમ કહી ચાલ્યો, જુઓ! ચાલનારો મનુષ્ય દેખીતી રીતિએ તો સાચો જ છે ને? જ્યાં ફળ દેખો ત્યાં ડાળીએજ હોય! કોઈ ફળ થડે હોય છે?

સમજુ મનુષ્ય તો એમ સમજી શકે છે કે–આ ફૂલ, ફળ, ડાળીનો આધાર કોણ? જમીનમાં રહેલુ મૂળ છે. મૂળ દેખાતું નથી ડાળ વિગેરે દૃષ્ટિમા આવે છે, પણ ખરેખર ઝાડની જડને ફળ, ફૂલ, ડાળ આપનાર તરીકે ગુપ્ત રહેલું મૂળ જ છે. મૂળ ગુપ્ત હોય ત્યાં સુધી ફળ વિગેરેનો લાભ હોય છે, પછી ઉખેડો તો! ખલાસ!!! નહિ થડ કે નહિ પાંદડાં, નહિ ફળ, કશાનો લાભ નહિ, આ બધું ન માને, ને 'ડાળી ફળ આપે છે' એમ બોલનારને કહેવું પડે છે કે બિચારાની બુદ્ધિ લાંબી ચાલતી નથી,

જગતમા થડ, પર્ણ વિગેરે કારણ તરીકે દેખાય છે, પણ તે કારણ તરીકે હોતા નથી, કારણ તરીકે તો માત્ર મૂળ જ છે, તેવી જ રીતે બાહ્ય સંયોગોને સુખના કારણ તરીકે ગણી લીધા છે, સારૂં કુટુંબ, સારો દેશ, રિદ્ધિ, સમૃદ્ધિને સુખના કારણ ગણી લીધા છે, ને સર્વને એજ ઇચ્છા છે, છતાં ફળની વિચિત્રતા કેમ? કેટલાક ઇચ્છવા સારી રિદ્ધિ, સારૂં કુટુંબ, સારો દેશ પામે છે, ને કેટલાક ઇચ્છવા છતાં નથી પામતા, તેનું કારણ વિચારો! કહ્યું છે કે.–

'जो तुल्लसाहणाणं फले विसेसो ण सो विणा हेउं'

**ઉદ્યમ કરતાં નશીબ બલવાન્ છે.**

સરખી સામગ્રી છતાં કાર્યમાં ભેદ થાય તો જરૂર બીજું

કારણ હોવુ જોઈએ, આપણે તકદીર કરતા તદબીરને વધારીએ છીએ, પણ ઉંડા ઉતરીએ તો માલમ પડશે કે તકદીર સિવાય કઇ બની શકતું નથી, તમને રિદ્ધિ, સમૃદ્ધિ, કુટુબ, દેશ આદિ મેળવી દેનાર કઈ ચીજ ? એ જે કોઈ ચીજ તેનું નામ ધર્મ, એનુ નામ પુણ્ય

દુઃખ પાપાત્ કહેવાની જરૂર શી ?

કુદરતી બેકમા જેણે પુણ્યનો જમાવ કરેલ છે તેને સર્વ સામગ્રી મળે છે, જેણે જમાવ નથી કર્યો તેને ધારી સામગ્રી નથી મળતી જેણે પાપનો જમાવ કરેલ છે તેને દુખી થવુ પડે છે, માટે દુઃખ પાપાત્ કહેવું પડયું અહિ શકા થાય છે કે બે વાત કહેવી હતી તો પહેલા સુખની વાત કરવી હતી ને ? એટલે ધર્માત્સુખ પહેલા કહેવું હતું પણ જણાવાય છે કે જગતના જીવો એવી સ્થિતિમા છે કે સુખ પ્રાપ્તિ કરતા દુખથી ડરવાવાળા અધિક હોય છે, તેઓની ઇચ્છા પહેલે નબરે દુખથી દૂર થવાની હોય છે માટે દુઃખ પાપાત્ કહ્યુ

દુખ દૂર ન થાય તો સુખ દુખમા ડુબી જાય, દુખ એવી ચીજ છે કે સુખ હોય તો પણ ડુબાવી દે છે ઝેર જેમ એવી જબરુ ચીજ છે કે બીજા ગુણો દબાવી દે છે, તેમ અહિ દુખ એટલી બધી તાકાતવાળુ છે કે સુખના નવાણુએ સાધન ડુબી જાય, આખુ શરીર સારૂ હોય, પણ ચણા જેટલી એક ફોલ્લી થઈ, ગુમડુ થયુ તો શુ થાય ? આખો આત્મા એમા પરોવાઈ જાય, અરે ! ભાઈ ! ચણા જેટલો જ પાકયો છે, બીજુ તો સારૂ છે ને ? ના શુ થાય ? ગુમડાની વેદનાવાળો નવાણુ ટકા સુખ, ને એક જ ટકો દુખ વેદે છે બીજે કોઈ ઠેકાણે અડચણ નથી, છતા તેટલા દુખમા આત્મા પરોવાઇ ગયો, અર્થાત્ સુખની પ્રાપ્તિના સાધનો મેળવે તેના કરતા દુખને દૂર કરવા માટે તે જીવો મથે છે માટે દુઃખ પાપાત્ કહ્યુ

## દુઃખ દેનાર પાપ જ છે.

દુઃખ શાથી થાય ? તેનો નિર્ણય કરો, કોઈને દુઃખ જોઈતું નથી. આટલા માટે તો નૈયાયિકના સિદ્ધાંતનો નિગ્રહ કર્યો. કયો સિદ્ધાન્ત, તે વિચારો, દરેક કાર્યને માટે ઇચ્છા કારણ છે. અર્થાત્ ઇચ્છા સિવાય કોઈ કાર્ય બને જ નહિ' આ સિદ્ધાંત તેઓએ માનેલ હતો છતાં નીતિકારોએ કહી દીધું કે—સારાં કાર્યો બને તેમાં તો ઇચ્છા જોઇએ એ વાત ખરી પણ ખરાબ કાર્યોમાં કઈ ઇચ્છા કારણ ? રોગી થવામા, મરવામાં, મૂર્ખ થવામાં કોણે ઇચ્છા કરી હતી ? માટે કાર્ય માત્રને અંગે ઇચ્છા કારણ ન માની શકાય. સુખ એ ઇચ્છા અને પ્રયત્ન પૂર્વક આવવાવાળી ચીજ છે, જ્યારે દુઃખ એ અનિચ્છાએ, વગર યત્ને ગળે પડવાવાળી ચીજ છે. આથી દુઃખને દૂર કરવાનું મનુષ્યનું પહેલું સાધ્ય રહે છે, દુઃખને દેનાર કોણ ? પાપ જ છે। **આત્મા દુઃખથી દૂર ન થાય ત્યાં સુધી સુખવાળો ન ગણાય**

ચાલો ! આગળ ! દુઃખ ગયુ, પાપનો પરિહાર કરનારો થયો, ત્યારે હવે લાયક થયો, ભીંતે ચિત્રામણ કાઢવું હોય તો ધૂળ દૂર કરવી પડે, પછી સાફ થાય ને ત્યારબાદ ચિત્રામણનું કામ હાથ ધરાય, તેવી રીતે આત્મા દુઃખને નિવારવાવાળો ન થાય ત્યાં સુધી સુખને ભોગવવાવાળો નથી, પાપને નિવાર્યા વગર ધર્મને કરવાવાળો થતો નથી 'પાપથી જ' દુઃખ, પાપથી દુઃખ જ' પાપ સિવાય જગતમાં દુઃખ થતું નથી. પાપથી દુઃખ સિવાય બીજી ચીજ બનતી નથી. દુઃખ બને તો પાપથી બને' આ બન્ને પ્રકારનાં અવધારણ કરી પાપનો પરિહાર કરવો !

હવે વિચારો કે પાપના પરિહાર માત્રથી સુખ થઈ જતું નથી, જો એમ હોય તો આ લાકડાની દાંડી પાપ ક્યાં કરે છે ? દુઃખના અભાવરૂપ સુખ નથી, સુખ એ સ્વતંત્ર ચીજ છે, તેની જ માફક ધર્મ એ સ્વતંત્ર ચીજ છે, પાપના અભાવરૂપ નથી, માટે ધર્મની

વ્યાખ્યા કરવાની જરૂર પડી કે सुख धर्म्मात् અહીં પણ બન્ને પ્રકારના અવધારણ જાણવા કયા કયા? ધર્મથી જ સુખ ને ધર્મથી સુખ જ અસ્તુ

## સર્વ શાસ્ત્રોએ માન્ય કરેલ ધર્મ

શંકાકાર શંકા કરે કે 'આ વાત તો ઘરની છે ને? એટલે તમે જૈન હોવાથી તમારૂ જ કહો છો ને? ભગવાન્ હરિભદ્રસૂરિજી તેનો પ્રત્યુત્તર ફરમાવે છે કે-सर्वशास्त्रेषु संस्थिति જગતના બધા શાસ્ત્રોમાં આ બે વાત કબૂલ કરવામાં આવી છે કે પાપથી દુઃખ ને ધર્મથી સુખ

સુખની પ્રાપ્તિ એ ધર્મનું કાર્ય છે, તો પછી ધર્મનું સ્વરૂપ વિચારવું જોઈએ, જેનું ફળ દેખવામાં આવે તે તરફ મનુષ્ય દોરાય, સુખ એ ધર્મનું ફળ છે, તો પછી ધર્મનું સ્વરૂપ કયું? ધર્મનુ સ્વરૂપ જણાવવા માટે સર્વ શાસ્ત્રને કબુલ એવો રસ્તો ખોળ્યો કયો રસ્તો?

'दान-शील-तपो-भावभेदात्स तु चतुर्विध'

દાન -

કન્જુસાઈ છોડી ઉદારતા કર, લેવું લેવું અનાદિકાળથી છે, તેથી જ હે જીવ! તું રખડ્યો, પાપો કર્યા, હવે દેવાની બુદ્ધિ કર! ને તેમાં દીધુ એટલુ ટકયાણુ, દીધુ એટલુ બચ્યુ ને ઉગર્યું આનું નામ દાન, મનુષ્ય લેવું લેવુ કરે છે પણ તેણે વિચારવું જોઈએ કે 'લેવાનો છેડો કયો! ફળ શું? ચક્રવર્તી છએ ખંડની રિદ્ધિ, સમૃદ્ધિ, રાજ, ચૌદરત્ન, નવનિધાન, મેળવે, પણ સ્વપ્નમાં દેખેલુ આ બધુ કયા સુધીનુ? આંખો નહિ ખુલે ત્યાં સુધીનુ હો! આંખ ખુલી ગયા પછી બધુય ખલાસ! તેવી જ રીતે આપણી રિદ્ધિનો છેડો કયાં સુધી? આંખ ન મીંચાય ત્યાં સુધી, મીંચાયા પછી બધુય ખલાસ! પછી નહિ તમે માલીક, નહિ હકદાર કે નહિ લેણદાર, પછી તેનો માલીક, હકદાર તો કુટુંબ-

ધારો એક શેઠીયાનો છોકરો મરીને કોઈ ગરીબને ત્યા જન્મ્યો, કોઈ જ્ઞાનીથી સિદ્ધ થયું કે 'આ શેઠનો છોકરો હતો' છતાં તમો તેને હક આપો ખરા? અરે! એ તો જવા દો પણ ચાલુ તો જુવો. એક શેઠને ત્રણ છોકરા હોય; એકને ખોળે આપ્યો ને એનો હક ગણો છો? કેમ? નામ પલટ્યું, જ્યારે નામ પલટે એટલામાં નખોદ વળે છે, ત્યારે આણે તો 'ધામ' પલટ્યું છે, બધી માલીકી બધો હક, બધી સત્તા જવાની તો પછી જવાની વસ્તુથી લાભ ન લઇએ તો ખરેખર ઘાટના કુતરા જેવી દશા થાય. ગંજીનો કુતરો તો શેઠનું બચાવી નીમકહલાલ કરે છે, પણ પેલા ઘાટના કુતરાને ભસીને કોઈને પાણી નથી પીવા દેવું, પણ એ નથી સમજતો કે હું પીવા દઉં કે ન પીવા દઉં, પણ પાણી તો વહી જવાનું જ છે, જે રાખ્યુ તે રહેવાનું નથી, છોડીને જવાનું છે, છતા લાભ નથી મેળવાનો, માટે નિર્મમત્વ ભાવ કરી ઉદારતા કરવી.

## શીલ

આ જણાવ્યા છતાં ધ્યાન રાખવું કે જગતમાં શાહુકાર એટલા ઉદાર નથી હોતા કે જેટલા રંડીબાજ, ચોર, જુગારી લુટારા હોય તેઓને એ પૈસા ખરચતાં વાર ન લાગે, તેનો હિસાબ જ નહિ ગણે પણ ત્યાં ધર્મ થશે? ના! વાર છે. એકલી ઉદારતામાં ધર્મની જડ નથી રાખેલી ત્યારે! આચારની પવિત્રતા હોય તેજ દાન શોભાવાળુ છે, આચારની પવિત્રતાને અને વર્તનની પવિત્રતાને આસ્તિક ધર્મ માન્યા વિના નહિ રહે, છતાં એમ ન થવું જોઇએ કે સારી રીતે વર્તવુ પણ અડચણ ન આવે ત્યાં સુધીને? અડચણ આવે તો સદાચારની સાથે લાગતું વળગતું નથી માટે જે પવિત્ર વર્તન રાખો તે જીવને સાટે રાખો, સુખ ચાલ્યુ જાય દુઃખ આવે તો ખેર! પણ આ કરવું છે, સાચી લડાઇમાં તૈયાર થવા વાળા લશ્કરે ખોટી લડાઈમાં તાલીમ લેવી પડશે, ખોટા હલ્લા કરી, બચાવ કરી લડાઈ કરવાથી સાચી લડાઈમાં ઉતરાશે, તેવી જ રીતે જાણી

જોઇને ઉભા કરેલ દુખો વેદવાનુ ને આવેલા સુખો તરછોડવા આ શાથી થાય ? તપસ્યાથી થાય

તપ

તપસ્યા શુ ખાવાનું નહિ મળવાથી કરાય છે ? ના ? ત્યારે ! આ સહન કરવુ છે, ને આવેલા દુખ સહન કરવા છે માટે તપ ધર્મનો ત્રીજો ભેદ જાણવો

અહિ સહેજે શકા થશે કે —

તમે જણાવી ગયા છો કે-જગત દુખથી ભડકી રહ્યું છે, ને અહિ તો દુખ સહન કરવાનું કહો છો તો તમારા કહેવાથી વિરૂદ્ધ જણાય છે ? જ્યા સુધી ઉંડા નહિ ઉતરો ત્યા સુધી વિરૂદ્ધ લાગશે, એક શેઠીયાનો છોકરો હતો, તે વેપાર કરતા ન શીખ્યો, પણ પૈસા ગણતા શીખ્યો હતો, એકદા તેના બાપે માલ ખરીદ્યો, રૂપીઆ આપવા માડયા ! છોકરાએ કહ્યુ કેમ આપો છો ? રડવા માડયુ એ નથી સમજતો કે વેપારમા લાભ છે, તેમ તપસ્યા દ્વારાએ આટલુ દુખ સહન કરે છે, સુખ છોડે છે તે શા માટે ? સર્વકાળના શાશ્વતા સુખ મેળવવાને દુખ દૂર કરવા માટે અર્થાત્ અવ્યાબાધ પદ મેળવવા સર્વ દુખ સહન કરે છે

ભાવ

આવી રીતે ત્રણ ધર્મ થયા છતા એક વાત જરૂરની છે કે ક્રિયાની કોટી ઉંચી કે પરિણામની ? પરિણામની શુદ્ધતા ન હોય તો ચાહે તેટલી ક્રિયાની કોટી હોય તો પણ તે કામ કરનારી નહિ થાય, જો કે ક્રિયાની કોટી કામ કરે છે પણ તે કઈ ? કે જે પરિણામની કોટીના સાથે ભળેલી છે, માટે જે સર્વ ધર્મોને આદરવા લાયક પરિણામની સુન્દરતા તેને માટે ભાવ ભેદ કહ્યો આવી રીતે દાન શીલ, તપ, ભાવ એ ચાર પ્રકારનો ધર્મ છે, ને તેથી જ સુખ થાય છે માટે સર્વેએ ધર્મના સ્વરૂપને વિચારવાની જરૂર છે, તે વિચારી ચાર ભેદને આદરવામા તત્પર થઈ, શાશ્વતા સુખ મેળવો



ચારમાં છે, અને તેથી આ દશવૈકાલિક આદિ ચારને મૂલ કહેવાની કલ્પના અસ્થાને છે.

વળી કેટલાકો મૂલસૂત્રપણાના ખુલાસામાં એવી કલ્પના જણાવે છે કે સાધુજીવનના મૂલરૂપ મહાવ્રતોનું નિરૂપણ આ દશવૈકાલિકાદિ સૂત્રોમાં હોવાને લીધે આ ચારને મૂલસૂત્ર તરીકે ગણવામાં આવ્યાં છે.

આવા પ્રકારની આ ત્રીજી કલ્પના વિદ્વજ્જનોને હાસ્યાસ્પદ ન થાય તોજ બસ છે.

કેમકે સાધુજીવનના મૂલરૂપ મહાવ્રતોનું. સાધુને રક્ષણીય છ જીવનિકાયનું, અને સાધુજીવનમાં વર્જનીય પ્રમાદ અને કપાયનું સ્વરૂપ **શ્રી આચારાંગઆદિ** અંગ, પયન્ના, અને છેદસૂત્ર વિગેરેમાં ઘણું જ વિસ્તારથી આવેલું છે. એટલું જ નહિ પરંતુ **શ્રીશય્યંભવસૂરિજીની** પહેલાં સાધુ આચારની વ્યવસ્થા આચારાંગના પ્રથમ અધ્યયનથી જ થતી હતી તે સુજ્ઞજૈનોને સારી પેઠે ધ્યાનમાં છે જ,

ધ્યાનમાં રાખવું કે આ લખાણ વસ્તુ સ્વરૂપને સ્થાપ્યા વિના માત્ર બીજાએ જણાવેલા કથનને ખંડન કરવા રૂપે વિતંડાવાદરૂપે નથી, પરંતુ **આવશ્યકાદિ** ચારને **મૂલસૂત્રની** સંજ્ઞા કેમ આપવામા આવી છે, તેના યથાર્થ સ્વરૂપને સમજાવવા માટે છે.

નીચે જણાવેલાં કારણો વિચારવાથી **આવશ્યકાદિ** સૂત્રોની આપેલી **મૂલસંજ્ઞા** કેમ છે તે યથાર્થપણે સમજવામાં આવશે.

## મૂળસૂત્રની સાચી પરિભાષા

૧ જૈન જનતાને ખ્યાલ હશે કે **આચારપ્રકલ્પાદિના** અધ્યયનને માટે અને તેના ઉદ્દેશાદિદ્વારાએ યોગ્ય થવા માટે ત્રણ વર્ષ વિગેરે પર્યાયોની જરૂર ગણી છે, જ્યારે **આવશ્યક** વિગેરે મૂલસૂત્રો માટે કોઈ પણ પર્યાયની જરૂર ગણી નથી.

જો કે **ઔપપાતિક** આદિ ઉપાંગોને માટે **વ્યવહારાદિ** શાસ્ત્રકારોએ પર્યાયના વર્ષની સંખ્યા જણાવી નથી, પરંતુ અંગના ઉદ્દેશની

પછી જ ઉપાગનો ઉદ્દેશાદિ અને અધ્યયનાદિકનો અધિકાર હોય છે, તેથી તેને માટે પર્યાયની આવશ્યકતા તેમા પણ સ્પષ્ટ થાય છે

વળી, વ્યવહારાદિક છેદસૂત્રોની ઉદ્દેશાદિક અને અધ્યયનાદિકની યોગ્યતા પર્યાયને હિસાબે જ મળે છે એમ નથી, પરતુ તેમા તો જણાવેલા પર્યાયવાળાને પણ અપરિણતપણું કે અતિપરિણતપણુ ન હોય અને માત્ર પરિણતપણુ જ હોય તોજ તે છેદસૂત્રના ઉદ્દેશાદિક અને અધ્યયનનો અધિકાર મળે છે, એટલે એમા પણ પર્યાયના વર્ષ સખ્યાની આવશ્યકતા સ્પષ્ટપણે સમજાય તેમ છે

ચઉશરણ વિગેરે પ્રકીર્ણક કે જેઓને પયન્ના તરીકે કહેવામા આવે છે, તે કોઈ પણ પ્રકારે નિયમિત અધ્યયનક્રમમા જ રાખવામા આવેલા નથી અને તેથી તેને માટે પર્યાય કે અપર્યાય જોવાનો રહેતો નથી

આ જ રીતે પીસ્તાલીશ આગમોમા શ્રીનદિસૂત્ર અને શ્રીઅનુયોગદ્વાર સૂત્રને પણ સ્થાન છે, છતા તે બન્ને માત્ર પ્રવેશની સુગમતાને માટે જ જુદા રાખવામા આવેલા છે, વસ્તુત શ્રીનદિ અને અનુયોગદ્વાર એ બન્ને દરેક સૂત્રની અતર્ગત જ છે, અને આજ કારણથી સામાન્ય જનસમૂહ શ્રીનદિસૂત્રને સૂત્ર તરીકે બોલે છે, છતા પ્રાચીનવ્યાખ્યાકારો તો શ્રીનદિસૂત્રને અધ્યયન તરીકે જણાવે છે, વાચકોને યાદ હશે કે અધ્યયન એ સમગ્રસૂત્ર રૂપ નથી હોતું પરતુ સૂત્રનો અશ જ હોય છે, એટલે નદિ અને અનુયોગને સર્વસૂત્રવ્યાપકપણાને લીધે ઉદ્દેશાદિક કે અધ્યયનમા લેતા પર્યાયની અપેક્ષા ન હોય તે સ્વાભાવિક છે

પુસ્તકારોહણની વખતે શ્રીઆચારાગ વિગેરે શાસ્ત્રોના જે લખાણો થયા છે, તેમા આવશ્યક વિગેરેની સાક્ષિઓ તથા 'जाव जहा' વિગેરે કહીને અતિદેશો કરવામા આવે છે, પરતુ આવશ્યકાદિ ચાર મૂલસૂત્રોમા કોઈ પણ ઇતર સૂત્રની પરસ્પર સાક્ષી કે जाव આદિથી અતિદેશ કરવામા આવતો નથી, માટે તે સૂત્રો અમલના

સ્વરૂપમાં જ સંકોચ કર્યા વગર પુસ્તકારોહણકાલમાં લખાયેલાં હોઈ તેને મૂલસૂત્ર તરીકે ગણવામાં આવ્યાં હોય તો તે ઘણું જ સંભવિત છે.

૩ **શ્રી આવશ્યકાદિના** ઉદ્દેશાદિક થયા પછી જ **શ્રી આચારાંગઆદિકના** ઉદ્દેશાદિક થઈ શકે છે, પરંતુ તે સિવાય થઈ શકતા નથી, માટે **મૂલ એટલે આદિમાં ઉદ્દેશાદિક અને અધ્યયનાદિકને લાયક એ ચાર સૂત્રો હોવાને લીધે તેને મૂલસૂત્ર કહેવામાં આવે.**

સુજ્ઞગીતાર્થો બીજા પણ કારણો જણાવે તો તે પણ સૂત્રઅવિરોધિ હોવાથી માન્ય જ છે.

इत्यलम्



# सर्वमान्य धर्म

**[परम पूज्य आचार्य महाराज श्रीमान् आनंदसागरसूरीश्वरजी महाराज का सर्वधर्म परिषद् में भेजा हुआ वक्तव्य ।]**

ध्यायामि ज्योतिरर्हन् गतनिधनमलं ज्ञानसच्छर्मयुक्तं,
मायामुक्तं प्रकृत्याभिरहितमनघं कर्मदोषैर्विहीनम् ।
शास्त्रोघं सर्वधर्मप्रचयमनुगतं विश्वजन्तूद्धरं यत्,
भव्यानां मोक्षमार्गप्रणयनरुचिरं शक्रवृन्दोपसेव्यम् ॥ १ ॥

सज्जन गण ! आप लोगों ने अखिल धर्म का रहस्य श्रवण करनेकी प्रणालिका का जो आरम्भ किया है वह आर्य देशकी प्रजा के लिए बडा ही सौभाग्य सूचक है । जो कुछ मैं इस विषय में कहूंगा वह सर्व धर्म की अनुकूलता का ख्याल करके कहुंगा ' इससे इस निबंध में जैनधर्म का पारिभाषिक और रूढ पदार्थों का समावेश न हो उसकी त्रुटी न गिने ।

**सर्व धर्म का ध्येय**— आर्य प्रजा में धर्म के विषय में यद्यपि सैंकडों मतमतांतर है, लेकिन हरेक धर्म का रास्ता अलग अलग होने पर भी सर्व धर्म का परम ध्येय अपवर्ग की प्राप्ति ही है। इस वजह से ही सभी धर्म शास्त्रकारों ने यतोऽभ्युदयनिःश्रेयससिद्धिः यानि जिससे स्वर्गादि सुख और मोक्ष हो उसको धर्म माना है। अभ्युदय धर्म का अनंतर फल है और निःश्रेयस यानि मोक्ष की प्राप्ति होना यह सर्व धर्म के हिसाब से परम्पर फल है। नाज के बोने में जैसे तृणादि की प्राप्ति अनंतर फल है, लेकिन धान्य की प्राप्ति ही परम्पर फल है इसी सबब से मोक्ष ही धर्म का प्रकृष्ट फल है। यह बात सर्व आस्तिकों ने मंजूर की हुई है। यद्यपि निःश्रेयस यानि मोक्ष मुख्य और ध्येय फल है, लेकिन धर्म में अभ्युदय की प्राप्ति ही पेश्तर होती है। इसीसे निःश्रेयस शब्द परतर नहि धरके अभ्युदय पद रखा गया है।

**मोक्ष का रास्ता**—सर्व आस्तिक धर्मशास्त्रकारों ने मोक्ष को ही धर्म का परम फल माना है, तो धर्म एक ऐसी ही वस्तु होनी चाहिए कि जो फौरन या देर से भी मोक्ष को प्राप्त करानेवाली हो। यानि धर्म का आचरण करनेवाले को उसी जन्म में मोक्ष की प्राप्ति करादे या भवांतर में ही मोक्ष की प्राप्ति करादे ऐसा ही धर्म मोक्ष का साधन बन सकता है। यद्यपि मोक्ष के स्वरूप में मतमतांतरोंकी संख्या कम नहीं है तथापि सच्चा मोक्ष का रास्ता मिलजानेपर सच्चा मोक्ष आपोआप ही मिल जाता है। इसी वजह से बहुत से आर्य धर्म के शास्त्रकारों ने मोक्षपदार्थ का आदि में स्फोट न करके मोक्ष के कारणभूत धर्म का ही स्थान स्थान पर स्फोट किया है जैसे जैनशास्त्रकार भगवान् उमास्वाति वाचकजी ने तत्त्वार्थसूत्र के आरम्भ में ही सम्यग्दर्शन-ज्ञान-चारित्राणि मोक्षमार्गः ऐसा सूत्र बना के सच्चा मान्यता, सच्चा बोध और सुंदर वर्तन रूप मोक्ष का रास्ता ही दिखाया। न तो उस मोक्ष का स्वरूप दिखाया न मोक्ष का समझना ही दिखाई। यानि मोक्ष की परम ध्येयता भी दिखाई नहीं। जगत में भी

अपन देख सकते है कि नगर के रास्ते पर चलनेवाला इन्सान उस नगर का सच्चा स्वरूप भी नहीं पहिचानता हो या उलटा ही पहिचानता हो, तब भी वह सच्चे नगर को पाता ही है। इसी तरह से मोक्ष का जो रास्ता है, उसपर चलनेवाला आदमी मोक्ष को पूरी तौर से पहिचाने या नहीं भी पहिचाने तब भी वह अवश्य मोक्ष को पाता है। इसी बात को इधर भी ख्याल रख के मोक्ष के स्वरूप में जो मतमतांतर हैं उनका कुछ भी विवेचन करने में नहीं आयगा।

**क्या स्वर्ग और मोक्ष धर्म का लक्ष्यार्थ नहीं है?**—कितनेक साक्षरगण, आस्तिक शास्त्रों में धर्म के फलरूप से फरमाये हुए स्वर्ग को तथा मोक्ष को सिर्फ वाच्यार्थ में ही ले जाते है, और सांसारिक इहभविक सुखों की सिद्धि को ही धर्म के लक्ष्यार्थ में लेते है; याने हिंसा, झूठ, चोरी, स्त्रीगमन, परिग्रह, गुस्सा, अभिमान, प्रपंच और लोभ को छोडने से शास्त्रकारों ने जो स्वर्ग और मोक्ष की प्राप्ति दिखाई है, वह सिर्फ वाच्यार्थ याने शब्दों का ही अर्थ है, ऐसा मानते है। याने आखिर में न कोई स्वर्ग जैसी चीज हैं, न कोई मोक्ष जैसी चीज है, लेकिन स्वर्ग और मोक्ष शब्द आगे धरने से हिंसादिक का करना रुक जाय तो जगत में बलवान् इन्सान दुर्बल को सताने से दूर रहे, जूठ नहीं बोलके सत्य ही बोलनेवाला होने से प्रामाणिक बन जाय, किसी की कोई भी चीज विना हक्क लेने की चाहना न करे, शरीर की रक्षा अच्छी तरह से करे, संग्रहशील न बनके प्राप्त हुई लक्ष्मी का व्यय दुःखी जीवों के उद्धार के लिए करे और क्रोधादिक विकारों के अधीन बन के निर्विचार दशा या दुर्विचार दशा में न जा पडे। यह धर्म शास्त्रकारों का मतलब है। और जिससे इहभविक किसी भी आपत्ति को वह न पाये, इतना ही नहीं लेकिन अपने कुटुम्ब और सारे संसार को, वह हिंसादिक को नहीं करनेवाला आदमी, इस तरह से परम सुखमय कर सके इसी लक्ष्यार्थ से शास्त्रकारो ने स्वर्ग मोक्ष के कारण के नाम से धर्म दिखाया है"।

यह सब कथन जो इंसान पुनर्जन्म या भवांतर नहीं माननेवाला है वैसे के ही मुख में शोभा दे सकता है।

परंतु जो इंसान अपने को हिंदु जाति में ही दाखल करना चाहता हो वह स्वर्ग–मोक्ष को वाच्यार्थ और लक्ष्यार्थ दोनों तरह से मानने में कभी नहीं हिचकायगा।

हिंदुजाति का मतलब ही यही है कि आत्मा को एक भव से दूसरे भव, दूसरे भव से तीसरे भव, इस तरह से घुमनेवाला ही माने। हिन्दु धातु घुमने के अर्थ में है, और घुमनेवाला ही यह आत्मा होने से शास्त्रकारोंने आत्मा को हिन्दु माना है और इस तरह से हिंदु आत्मा को माननेवाले ही हिन्दु गिने गये हैं।

ख्याल रखने की जरूरत है कि जिस मजहब के नेता ने एक ही पुनर्जन्म मान के बार बार पुनर्जन्म रूप भवांतर नहीं माना उन लोगोंने ही हिंदु जाति को काफर शब्द से पुकारा है।

इस स्थान में सर्व धर्म का विचार होने से विशेष विचार न करके 'वास्तविक रीति से स्वर्ग–मोक्ष को देनेवाला धर्म है', यह बात हिंदु जाति को सभी तरह से मान्य है, ऐसा समज के धर्म के ही विषय में कुछ कहने में आयगा।

**स्वर्ग–मोक्ष सत् है धर्म उसका कारण है।**

सभी हिंदुशास्त्र इस विषय में एक मत को धारण करते हैं कि धर्म का नतीजा स्वर्ग और मोक्ष ही है। याने कोई भी हिन्दु स्वर्ग या मोक्ष को असत् पदार्थ नहीं मानता है कि जिससे स्वर्ग और मोक्ष को सिर्फ वाच्यार्थ में रखके इहलौकिक फल को लक्ष्यार्थ की तौर से गिनले।

सामान्य शास्त्रीय नियम भी आप लोगों के ख्याल में हैं कि वाच्यार्थ का बाध होने से ही वाच्यार्थ को छोड के उससे भिन्न ही लक्ष्यार्थ लेना।

यहां तो स्वर्ग और मोक्ष ये दोनों पदार्थ अनुमान और शास्त्र से सिद्ध है, इससे इश्वर किसी तरह से वाच्यार्थ का बाध नहीं है। ऐसा यथास्थित स्वर्ग और मोक्ष का कारण धर्म ही हो सकता है।

सिवाय धर्म के यदि स्वर्ग और मोक्ष हो जाता हो तो इस जगत में वनस्पति आदि एकेन्द्रिय वगैरह जीवों का अधम जाति में ठहरना और भटकना होता ही नहीं। जैसे अल्प ही संख्या के आदमी पुण्य का कार्य करनेवाले और पुण्य की धारणा रखनेवाले होते हैं, वैसे ही जगत में धन, धान्य, कुटुम्ब, शरीर आदि सब तरह का आनन्दपानेवाले लोक भी अल्प ही होते हैं। इसी नियम से समझ सकते है कि धर्म और पुण्यका फल ही समृद्धि और आनन्द है। और मनुष्य–जन्म में जो कुछ ज्यादा धर्म और पुण्य किया जाय उसके फलरूप आनन्द और समृद्धि भुगतने का स्थान स्वर्ग जरूर ही हेतुवाले को मानना ही होगा। पर्यन्त मे जैसे शान्त आदमी प्रसन्नता से दुनिया के बाह्य पदार्थ का संयोग नहीं होने पर भी असीम आनन्द को भुगतता है उसी तरह से सर्व अदृष्ट या कर्म से रहित हुआ स्व स्वरूप में अवस्थित हुआ आत्मा भी अनिर्वचनीय आनन्द का अनुभव करे उसमें कुछ भी ताजुबी नहीं हैं। और वैसी दशा को ही शास्त्रकारों ने मोक्ष मनाया है। इससे मोक्ष का असम्भव मानना शास्त्रानुसारियों और युक्ति के अनुसारियों के लिए कभी लाजिम नहीं है।

## धर्म का स्वरूप समझने में परीक्षा की जरुर

उपर दिखाया हुआ धर्म स्वर्ग और मोक्ष का कारण है यह बात सभी आस्तिक लोक मंजूर करते हैं। लेकिन धर्म किसको कहना इसमें ही बड़ा विवाद हैं।

कितनेक भद्रिक लोक तो धर्म का अलग अलग रास्ता सुनके ही धर्म के उन भेदों के नाम से ही धर्म से अलग हो जाते हैः लेकिन उन लोगों को सोचना चाहिए कि रजत, सुवर्ण, हीरा, मणि, मोती, पन्ना, वगैरह

जगतभर की जो जो किमती चीजें गिना जाती हैं व सभी परीक्षा की दरकार रखती है, क्योंकि बिना परीक्षा किए कोई भी इन्सान इन चीजों को नहीं ले सकता। तब धर्म जैसी चीज जो इस जिन्दगी को सुखमय बनाने के साथ आइन्दा जिन्दगी का मनोहरता करने के साथ शाश्वत ज्ञान और आनन्दमय ऐसे मयानाव पद को देनेवाला होने से अनमोल है वह परिश्रम और परीक्षा किए बिना कैसे सच्ची तरह से पहिचान सकते और पा सकते हैं।

सुज्ञ महाशय को इस बात पर गौर करने की जरूरत है कि जगत में जिस चीज से जो चीज मिल जाती है उस चीज से वह चीज कम किमत-वाली ही होती है। इसी तरह खान, पान, शरीर, इन्द्रियाँ, वाचा, विचार, कुटुम्ब, धन, धान्य, वगैरह सभी चीजें धर्म याने पुण्य से ही मिलती हैं। इससे स्पष्ट ही कहना चाहिए कि धर्म यह अनमोल चीज है। इस वास्ते उसकी परीक्षा अवश्य होनी ही चाहिए।

ख्याल करने की जरूरत है कि तरकारी लेने में गडबड हो जाय तो आधे आने की नुकसानी होवे, कपडा खरीदने में अकल का उपयोग नहीं करे तो दो चार आने का हरजा होवे, चादी के गहने में दो चार रुपयों का हरजा होवे, सोने के गहने में पचीस पचास का हरजा होवे, हीरा मोती के खरीदने में हजार दो हजार का घाटा होवे लेकिन परीक्षा किये बिना धर्म के लेने में तो इस जिन्दगी और आइन्दा जिन्दगी की बरबादी होने के साथ ससारचक्र में जीव का भटकना ही हो जाय। इससे धर्म की खास परीक्षा करने की जरूरत है। परीक्षा करके ही लिया हुआ धर्म बहुत करके सच्चा मिल सकता है।

**धर्म की परीक्षा** — जगत में जिस पदार्थ को अपन देखते हैं उसकी परीक्षा अपन फौरन कर सकते हैं, क्योंकि जगत के बाह्य पदार्थों की परीक्षा उनके स्पर्श, रस, वर्ण, गंध, संस्थान' आकृति वगैरह से हो सकती है, लेकिन यह धर्म ऐसी चीज है कि जिसकी परीक्षा स्पर्श वगैरह

से कभी नहीं हो सकती। इससे ही धर्म के विषय में ज्यादा मतमतांतर भी है और परीक्षा करना मुश्किल भी है। स्पर्शादिक से जिस वस्तु की परीक्षा हो जाती है उसमें विवाद का स्थान ही नहीं रहता। जैसे मृदु और कर्कश स्पर्श, मीठा और तीखा रस, सुगंध और दुर्गंध, सुरूप और कुरूप वगैरह् में किसी तरह से किसी का भी विवाद होता ही नहीं; लेकिन धर्म ही ऐसी चीज है जो न तो व्यवहार का विषय है और न तो स्पर्शादि से परीक्षा करने के लायक है। इतना होने पर भी धर्म की परीक्षा किसी तरह से नहीं हो सकती है, ऐसा नहीं है। जैसे आत्मा, बुद्धि आदि पदार्थ व्यवहार और स्पर्शादि का विषय नहीं है तब भी उन आत्मादिक पदार्थों को अकलमंद आदमी अनुमान से पहिचान सकता है उसी तरह धर्म की परीक्षा भी अकलमंद आदमी अनुमान से पहिचान सकता है उसी तरह धर्म की परीक्षा भी अकलमंद आदमी दिमाग से कर सकता है।

**व्यापक धर्मकी स्थितिः**— जगत के सभी अकलमंद आदमियों को इस बात का तो पूरा निश्चय ही है कि किसी को भी सताना, झूठ बोलना, किसी की चीज को छीन लेना, औरत पर खराब निगाह करना और सभी तरह से सग्रहशील बनना, ये सब कार्य बुरे माने गये है। याने इन सताना आदि कार्यों को रोकने से ही धर्म हो इस बात में कोई भी आदमी उजर नहीं कर सकता। लेकिन समझदार मनुष्य वर्ताव की जितनी कीमत करे उससे ज्यादा कीमत अच्छे विचार की करते है।

इसीसे ही महर्षि फरमाते है कि हरेक धार्मिक आदमी को चाहिए कि **अपने वर्तन को सुधारने के साथ साथ विचारशीलता को भी उन्नत बनावे।** सामान्य रूप से सभी मनुष्य उन्नत-विचार की ही चाहना करते हैं, लेकिन कितनेक मनुष्यो को उन्नत विचार किसको कहना उसका भी ख्याल नहीं होता है। और कितनेक आदमी ख्याल होने परभी उन्नत विचार का परिशीलन करने में ही मंद रहते है। लेकिन यह बात निश्चित है कि

जिस आदमी को उन्नत विचार का ख्याल होगा वही उन्नत विचार का परिशीलन कर सकेगा। इससे धर्म का असली स्वरूप जो विचार का औन्नत्य है उस पर गौर करने की जरूरत है।

विचार औन्नत्य के भेद —आदमी को धर्म में प्रवृत्त होने के साथ विचार का औन्नत्य आवश्यक है यह बात सभी दर्शनवाले को मंजूर करना ही होगा किसी दर्शनवाले ने यह नहीं कहा है कि विचारकी अधमता के साथ धर्म के अनुष्ठान धर्मरूप में गिने जाय। चाहे तो किसी को दान दें, सद् वर्तन रक्खें, अनेक तरह की तपस्या करके कष्ट उठावें, या संसार की माया से दूर होने का चित्त करें। लेकिन जब तक विचार का औन्नत्य न हो तब तक उन दानादिक को कोई भी दर्शनवाला धर्म नहीं मान सकता है।

यह बात भी ख्याल करने के योग्य है कि जैसे दानादिक की प्रवृत्ति करने पर भी विचार का औन्नत्य नहीं होवे तब सच्चा धर्म नहीं हो सकता है, उसी तरह से विचार का औन्नत्य होने पर अवश्य दानादिक की प्रवृत्ति न भी हो, तब भी विचार औन्नत्य को धारण करनेवाला अवश्य ही धर्मवाला होता है। यदि ऐसा नहीं मानने में आवे तो एक भी दफे आदमी निर्धन हो गया तो उस जन्म में या अन्य जन्म में उसको दानादि धर्म होने का सम्भव ही नहीं है। ऐसा मानने से नतीजा यह आ गया कि निर्धन को दानादि नहीं होने से (सर्वथा) स्वतः धर्म नहीं होगा, और धनवान के धन का दुरुपयोग और अनुपयोग ज्यादा होने से धर्म का सम्भव बहुत कम होगा। इससे आहिस्ते आहिस्ते धर्म का अभाव ही हो जायगा।

इन बातों का विचार करने से सज्जनगण सहज ही समझ सकेंगे कि धर्म की असली जड़ विचार का औन्नत्य ही है। इस विचार औन्नत्य को चार भाग में अपन विभक्त कर सकेंगे—

१ जगत् भरके सब जन्तु चाहें तो स्थावर हो चाहे तो चल हों, चाहे तो समझदार हों, चाहे तो बिन समझदार हों, स्वदेशी हों, या विदेशी

या दुःख के कारण में ही मस्त हो जाय। वैसे प्रसंग में किसी तरह से भी उस हित करनेवाले आदमी को उस जन्तु पर द्वेष नहीं करना, लेकिन कर्म और उनके फलो को सोचके उदासीन वृत्ति में रहना।

यह विचार-औन्नत्य का चौथा भेद है।

**उपसंहारः**—इन चारो ही तरह से विचार के औन्नत्य को धारण करनेवाला प्राणी धर्मनिष्ठ या धर्मपरायण हो सकता है। इससे हरेक आदमी को दानादि धर्मपरायणता ग्रहण करने के साथ इस **विचार–औन्नत्य** को धारण करना चाहिए।

आप सज्जन गण का ज्यादह समय न लेके मेरे वक्तव्य को समाप्त करते हुए इतना ही कहूंगा कि सच्चिदानन्द आत्मा को खोजने के लिए कटिबद्ध होनेवाले सज्जनों को उपर्युक्त मैत्रीआदि चार तरहके विचार औन्नत्य के मार्ग में आना ही चाहिये।



## પરમપવિત્ર પરમેષ્ઠિપદોનો અનુક્રમ

જગતમાં ગણિતના હિસાબે સંખ્યા એક સરખી હોય છતાં તેના અનુક્રમ ઉપર જ ગણિતનો આધાર રહે છે. શરૂઆતમાં જેમ બાર અને એકવીશમાં બન્ને અંક એક સરખા છતા જો અનુક્રમમાં ફેર પડે છે તો નવનો ફરક પડી જાય છે. યાવત્ સોની અંદરની સંખ્યામાં ઓગણીશ અને એકાણુંની સંખ્યાના આંકડા સરખા છતાં સંખ્યામાં કેવો મ્હોટો ફરક પડે છે? એ હકીકત કોઈ પણ સુજ્ઞની જાણ બહાર નથી. એવી રીતે ૧૯૯ અને ૯૯૧, ૧૯૯૯ અને ૯૧૯૯ વગેરેની સંખ્યામા પણ અનુક્રમ જાળવવામાં અને નહિ જાળવવામા કેટલો બધો ફેર પડે છે તે સ્હેજ સમજી શકાય તેમ છે.

આવી રીતે અકમા જેમ અનુક્રમની નિયમિતતા છે તેવી રીતે પરમપવિત્ર પચપરમેષ્ટિમા પણ અનુક્રમની નિયમિતતા અનાવશ્યક નથી પણ અત્યત ઉપયોગી છે

જો કે અનાનુપૂર્વીમા ક્રમની અનિયમિતતા થાય છે પણ જો ક્રમનુ નિયમિતપણું ન હોય તો પૂર્વાનુપૂર્વી અને પશ્ચાનુપૂર્વી બને જ નહિ અને જો પૂર્વાનુપૂર્વી અને પશ્ચાનુપૂર્વી ન બને તો પછી અનાનુપૂર્વી હોય જ કયાથી ? ધ્યાન રાખવાની જરૂર છે કે શાસ્ત્રકારમહારાજાઓ જ્યા પૂર્વાનુપૂર્વી હોય ત્યા જ પશ્ચાનુપૂર્વી પણ માને છે અને જ્યા પૂર્વાનુપૂર્વી અને પશ્ચાનુપૂર્વી હોય ત્યા જ અનાનુપૂર્વીની હયાતી માને છે જ્યા અનાનુપૂર્વી હોય ત્યા પૂર્વાનુપૂર્વી અને પશ્ચાનુપૂર્વી હોવી જ જોઈએ અને પૂર્વાનુપૂર્વી તથા પશ્ચાનુપૂર્વી ન હોય તેને શાસ્ત્રકારો અનાનુપૂર્વી કહેતા નથી પણ અવક્તવ્ય જ કહે છે એ ઉપરથી સ્પષ્ટ થયું છે કે પચપરમેષ્ઠિને અનાનુપૂર્વીથી ગણાય છે, છતા તેમા આધારરૂપ તો પૂર્વાનુપૂર્વી જ છે અને પૂર્વાનુપૂર્વી ત્યા જ હોય કે જ્યા અનુક્રમનુ નિયમિતપણું હોય

જૈનજનતામાં પાચ પરમેષ્ઠિનો ક્રમ જાહેર જ છે પરતુ તે અરિહત સિદ્ધ આચાર્ય ઉપાધ્યાય અને સાધુને નમસ્કારનો જે ક્રમ છે તે જેવો મોક્ષમાર્ગની સાધ્યતાને અગે ઉપયોગી છે તેવો જ આગલ આગલપદોમા પાછલ પાછલના પદોની અનુવૃત્તિ માટે પણ ઉપયોગી છે

અરિહતમહારાજા મોક્ષમાર્ગના ઉત્પાદક છે તેથી મોક્ષના અર્થી જીવોને આધમા નમસ્કાર કરવા યોગ્ય હોય તેમા આશ્ચર્ય નથી ઋદ્ધિ સમૃદ્ધિ અને કુટુંબકબીલા જગતમા ઇષ્ટપદાર્થો છે, પણ પ્રથમ નબરે તે ઋદ્ધિ સમૃદ્ધિ આદિને અર્પણ કરનાર દેવ આદિની આરાધના થાય છે, એવી રીતે મોક્ષમાર્ગ અને મોક્ષની ઇષ્ટતા છતા ભગવાન અરિહતની જ પ્રથમ આરાધના થાય એ સ્વાભાવિક છે

આ કારણથી સિદ્ધમહારાજ જો કે સર્વ ગુણે સપૂર્ણ છે, છતા તે સિદ્ધોનો જીવ પણ અરિહત ભગવાનો છે, અરિહત ભગ

વાને નિરૂપણ કરેલા મોક્ષમાર્ગને આધારે જ સિદ્ધોને સિદ્ધિની પ્રાપ્તિ થઈ છે, માટે સિદ્ધભગવાનને અરિહંત મહારાજશ્રી પછી પંચપરમેષ્ઠિમાં દાખલ કરેલા છે.

એ અરિહંત અને સિદ્ધમહારાજ શિવાયના આચાર્ય, ઉપાધ્યાય અને સાધુમહાત્માઓનો ક્રમ પાછલ અને ક્રમસર આવે તેમાં આશ્ચર્ય નથી.

ભગવંત અરિહંત મહારાજે દેખાડેલા મોક્ષમાર્ગના નાયક તરીકે આચાર્ય મહારાજા પંચાચાર દેખાડનારા છે. ભગવાન્ જિનેશ્વરોના કથન શિવાય સ્વતંત્ર રીતે આચાર્યો બોલે નહિ અને જો કોઈ પણ ભગવાન્ જિનેશ્વરમહારાજાના વચનને અનુસર્યા શિવાય કે વિરૂદ્ધ પણે બોલે તો તેને જૈનશાસનને માનનારાઓ અધમ પુરૂષ તરીકે જ માને.

એમ શંકા ન કરવી કે આચાર્ય ભગવાનનું કાર્ય તો અર્થ કહેવાનું જ છે અને અહીં આચારના દેશક કેમ કહ્યા ? એવી શંકા નહી કરવાનું કારણ કે આચાર્ય ભગવંતો અર્થ થકી તીર્થંકર મહારાજે અને સૂત્ર થકી ગણધર મહારાજે ફરમાવેલ પ્રવચનના અર્થોનું કથન કરે, પણ તે કથનમાં આચાર્ય ભગવંતનું ધ્યેય જ્ઞાનાચારઆદિક પાંચ આચારોની પ્રવૃત્તિનું જ હોય.

આ વાતને બરોબર સમજવાથી એ પણ સ્પષ્ટ સમજાશે કે આચાર્ય મહારાજાઓ સામાન્ય રીતે દરેક સૂત્રના ઉદ્દેશ અને સમુદ્દેશ અને અનુજ્ઞા થયા પછી જ અનુયોગરૂપ અર્થને કેમ આપે છે. તથા પ્રવ્રજ્યાને અંગીકાર પછી મહાવ્રતોનું ઉપસ્થાપન થયા છતાં પણ આચાર પ્રકલ્પઆદિ માટે કેમ પર્યાયો જોવા પડે છે ? તેનો ખુલાસો સ્પષ્ટ થશે, વળી બૃહત્કલ્પઆદિ છેદગ્રન્થોને વંચાવવામાં તો શું ? પણ સંભળાવવામા પણ પરિણામકપણું જોવાની કેમ જરૂર પડે છે ? તેમાં શું કારણ છે ? એ સમજાશે.

કારણ કે આચાર્ય મહારાજ અનુયોગ એટલે અર્થની જે વ્યા-

ખ્યા કરે છે તે જ્ઞાનાચારાદિક પંચાચારના ઉદ્દેશથી કરે છે જો કે શ્રી ઉપાધ્યાયજી મહારાજ સૂત્રોની વાચના આપે છે તે પણ પાત્ર અને પ્રાપ્તને જ આપે છે, અને સૂત્રનું દાન પણ પંચાચારને ઉદ્દેશીને જ હોય છે પણ અવ્યાખ્યાત એવું સૂત્ર સુતેલા મનુષ્ય જેવું ગણેલું હોવાથી તે સૂત્રમાત્રના દાનથી આચારોનું પ્રકાશન ન માન્યું

આચાર્ય અને ઉપાધ્યાય મહારાજ પ્રવજ્યા અને ઉપસ્થાપના કરે ત્યારે તે દીક્ષિત થયેલાને સહાયકારી વર્ગની જરૂર પડે તો તેથી મોક્ષમાર્ગમાં પ્રવર્ત્તનારા ભવ્ય જીવોને સહાય કરનારો સાધુ વર્ગ પંચપરમેષ્ઠિમાં છેલ્લે પદે ગણવામાં આવ્યો છે

આ ઉપરથી એક વાત સ્પષ્ટ થાય છે કે સાધુ મહાત્માઓ મોક્ષની પ્રાપ્તિ માટે સમ્યગ્દર્શનાદિનું પાલન કરે તે યોગ્ય જ છે, પણ શ્રી જૈનશાસનમાં સાધુઓની નમનીયતાનું સ્થાન એ મોક્ષ માર્ગની મદદ કરવાથી જ છે એ અવશ્ય ધ્યાન રાખવા જેવું છે



## પરમેશ્વર એટલે ?

આત્મા જેવી ચીજ ઓળખાવનાર જો કોઈ જગતમાં હોય તો ફક્ત **પરમેશ્વર,**

આત્મા એ સ્પર્શ રસ ગંધ રૂપ અને શબ્દ વિનાનો હોઈ તેનું સૌ પ્રથમ જ્ઞાન ધરાવનાર **પરમેશ્વર**

આત્મા જ્ઞાન દર્શન અને ચારિત્ર સ્વરૂપ છે એમ જોનાર અને સમજાવનાર **પરમેશ્વર**

આત્મામાં સ્વાભાવિક અનાબાધ સુખ છે એવું આદ્ય જાણનાર અને જણાવનાર **પરમેશ્વર**

આત્માને આવરીને તેના ગુણોનો પ્રકાશ રોકનાર એવી ચીજને ચોકખી જોનાર **પરમેશ્વર**

તે આત્માના ગુણનાં આવરણો જેનાથી ઉત્પન્ન થાય, જેનાથી વધે, જેનાથી અનુબંધવાળાં થાય, તે બધું જોનાર **પરમેશ્વર.**

આત્માના આવરણોનું રોકાણ કેમ થાય તે રોકાણ ટકે છે કેમ? અને પરંપર ફલને આપે છે કેમ? એ જાણનાર **પરમેશ્વર.**

આત્માના આવરણોને ટાળવા માટે કયા સાધનોની જરૂર છે? તે જાણનાર **પરમેશ્વર.**

આવરણોને ટાળનાર અને રોકનાર એવો આખો વર્ગ ઉભો કરી આવરણોને રોકવાનો પ્રવાહ ઉભો કરનાર **પરમેશ્વર.**

આવરણોને રોકનાર અને ટાળનાર વર્ગના સાધનોની સામગ્રી ગોઠવનાર અને ખીલવનાર **પરમેશ્વર.**

જીવ અજીવ પુણ્ય પાપ આશ્રવ સંવર નિર્જરા બંધ અને મોક્ષ એ તત્ત્વોને જણાવનાર શાસન સ્થાપનાર **પરમેશ્વર.**

જીવ અજીવના ભેદો પૃથ્વી પહાડ પાણી વાયુ વનસ્પતિ ઢોર મનુષ્ય નારક અને દેવ એ બધા કેમ કેમ કયા કયા કર્મોથી ઉત્પન્ન થાય છે? એ બધું જણાવનાર **પરમેશ્વર.**

અજ્ઞાનઅંધકારથી વ્યાપ્ત જગતમાં જ્ઞાનઉદ્યોત કરનાર **પરમેશ્વર.**

મોહમદિરાથી મત્ત થયેલ જગતમાં મદિરાના છાકને મટાડનાર આદ્યપુરુષ તે **પરમેશ્વર.**

કર્મની કઠિન કારમી જુલમગારીને જાણીને જીવાત્માને શિવાત્મા બનાવનાર પરમપુરુષ **પરમેશ્વર.**

આત્માના જ્ઞાનાદિ ગુણરૂપ રત્નના અખૂટ ખજાનાને નહિં પામવા દેનાર કર્મકંટકોને બાળીને ભસ્મ કરવા તપ તપનાર **પરમેશ્વર.**

દીવાથી અનેક દીવા પ્રગટે તેમ ઉદ્ધૃત એવા પોતાના આત્માથી અનેક આત્માઓનો ઉદ્ધાર કરનાર **પરમેશ્વર.**

જેના ત્રણ જ પદથી ભાગ્યશાળી પુરુષો સકલ શાસ્ત્રોને રચવાની શક્તિ મેળવે છે તે **પરમેશ્વર.**

જેના ગર્ભ જન્મ દીક્ષા કૈવલ્ય અને નિર્વાણુની વખતે સચરા ચર જગત્ નારકી સુધા પણ આનદ પામે છે તે **પરમેશ્વર**

જેના જન્મ આદિ વખતે ત્રણે ભુવનમા ઉદ્યોત થાય છે તે **પરમેશ્વર**

જેના મરણ વખતે આખા જગતમા અધારૂ થાય છે તે **પરમેશ્વર.**

જેની માતા ચઉદ ગજવૃષભાદિ સ્વપ્નો ગર્ભ વખતે દેખે છે તે **પરમેશ્વર.**



दु खाना साधुता सहे । ६१ ।

દુ ખોનું સહન કરવું તેમા જ સાધુતા–સજ્જનતા છે (૬૧)

धर्मे धैर्यं महाफलम् । ६५ ।

ધર્મમા ધૈર્ય રાખવું તે મહાફલવાળુ થાય છે (૬૫)

तीव्रे ह्यसाते न हि किञ्चिदिष्टम् । ८० ।

જ્યારે તીવ્ર અસાતા ઉદયમા આવે છે, ત્યારે કોઈ પણ વસ્તુ ઇષ્ટ લાગતી નથી (૮૦)

पापे प्रचण्डे विषये विपर्ययः । ८१ ।

પ્રચડ પાપ ઉદયમા આવે છતે શબ્દાદિ વિષયો પણ ઉલટા થઈ જાય છે (૮૧)

(પૂ. આગમોદ્ધારકશ્રી કૃત સુવાક્ય સંગ્રહમાથી)



પૂ૦ આગમોદ્ધારક આચાર્યદેવશ્રી વિરચિત-

## વીતરાગ પ્રભુના ગુણોને વર્ણવતુ સાધારણ જિનસ્તવન

( રાગ-ઝેર ગયા ને વેર ગયાં વળી કાળા કેર ગયા કરનાર )

નમો નમો એ દેવ જિનેશ્વર ભવિજનને ભવ તારણહાર. એ આંકણી.

કાલ અનાદિ ભવમાં ભટક્યો નવી મળિયો એ દેવ જિનેશ;
પુદ્ગલભાવ રમણતા કરતો અથડાયો લઈ નાના વેશ
વાનર જાતિ વળી મદિરાના પાન થકી હોય જિમ મસ્તાન;
ઇન્દ્રિય રસ રાચ્યો આ જંતુ ઉપદેશક પણ પુદ્ગલ ભાન. નમો૦ ૧

પર વનિતા નિજ લલના વિષયે માચ્યો જે મોહે સુર મૂઢ;
પુદ્ગલભાવ પરાયણ થઈને રાગ રોષ ભરિયો અતિગૂઢ
પરના પ્રાણ વિનાશન હેતે ધરતા નિજ હાથે હથિયાર;
જપ માલા વળી બોધ અભાવે અડસય સંખ્યાના એ ધાર નમો૦ ૨

મોહ સકળનો નાશ કરીને આત્મ ભાવ રમણ લહી પૂર્ણ;
આતમરૂપ લહી જે કેવળ લોકાલોક વિલોકી તૂર્ણ
જન્મ જરા મરણે રૂલતો આ અશરણ જગને દેખી ભાણ;
નિજ પર ભાવ પ્રગટ સવિ કરતો ભાખે તત્ત્વમયી ગિર જાણ. નમો૦ ૩

વર્તન શુદ્ધિ તણાં ભંડારી કેવળનાણ તણા એ સ્થાન;
જાણી વાણી સુધારસ પીને ભવિજન લાભે નિજ નિત ભાન
વચન ક્ષમા ને વચન ક્રિયા વળી યોગશાસ્ત્રનો ધરતો જાણ;
ધર્મક્ષમા નિસંગક્રિયાથી સમરથ યોગ ધરે ગુણ ખાણ. નમો૦ ૪

ગુણમય પરમ ગુરુની આણી આરાધે તરીએ સંસાર;
આલંબન આગમનું તજતો ભવ ભવ ભટકે જીવ ગમાર
અહનિશ જિનઆણા આરાધી અવિરત પણ લેશે ભવપાર;
આણા વિણ અઘ સત્તર ત્યજતો, ન લહે નિજ આનન્દ લગાર. નમો૦ ૫

આ પુસ્તક શ્રી આગમોદ્ધારક ગ્રંથમાળા, કપડવંજ માટે
શ્રી વસંત પ્રિન્ટીંગ પ્રેસ-ઘીકાંટા રોડ, અમદાવાદે છાપ્યુ

વર્ષ ૧ પુસ્તક ૪






જગવત્સલ શ્રીતીર્થંકર પ્રભુનો
સર્વહિતકર ઉપદેશ

" अत्थि मे आया उववाइए णत्थि मे आया उववाइए '

—શ્રી આચારાંગ સૂત્ર

ભાવાર્થ " મ્હારો આત્મા (પર્યાયાર્થિકનયથી) ઔપપાતિક (પરભવથી આવીને ઉપજનારો) છે મ્હારો આત્મા દ્રવ્યાર્થિકનયથી) ઔપપાતિક નથી "

આ ઉપદેશમા અસ્તિતા અને નાસ્તિતા બન્ને પરસ્પર વિરુદ્ધ દેખાતા ધર્મો એક જ આત્મામા છે, એમ જણાવી અર્થથી વિરુદ્ધ ધર્મોનો સદ્ભાવ પ્રથમ ભાગથી સૂચવ્યા છતા શબ્દથી સ્પષ્ટ વિરુદ્ધ ભાવ સૂચવે છે

અન્યથા 'મારો આત્મા ઔપપાતિક છે' એમ માનનારો મનુષ્ય 'મ્હારો આત્મા ઔપપાતિક નથી' એમ કેમ માની શકે ? અને આ વિરોધને માનનારા આત્માને જ જ્ઞાનસંજ્ઞાવાળો માનવો તથા

આવું વિરોધવાળું નહિ માનનારાને જ્ઞાનસંજ્ઞા વગરનો માનવો એ કથન શું કત્તું, અકત્તું અને અન્યથાકત્તું જેવું સામર્થ્ય ગણધર-મહારાજાનું જણાવે છે!

ખરેખર આ વાત સૂક્ષ્મ વિચાર માંગે છે.

પણ આ શાબ્દિક વિરોધનો પરિહાર ઘણો સહેલો હોઈ તે પરિહાર ઘણા પારમાર્થિક માર્ગને મોકળો કરે છે.

પ્રથમ અસ્તિ સાથેનો ઔપપાતિક શબ્દ આત્માની જન્મયુક્ત-દશાને જણાવે છે જ્યારે નાસ્તિ સાથેનો ઔપપાતિક શબ્દ અસદ્ વસ્તુની ઉત્પત્તિરૂપ ઔપપાતિકતાને અંગે વપરાયેલ છે.

અર્થાત્ મારો આત્મા નવો ઉત્પન્ન થનારો નથી, કેમકે શાશ્વત છે. પણ નવા નવા ભવોમા નવા નવા કર્મો કરવાથી નવા નવા જન્મોને મ્હારો આત્મા ધારણ કરે છે.

આવી રીતે કથંચિત્ ઉત્પત્તિની અસ્તિતા અને કથંચિત ઉત્પત્તિની નાસ્તિતાને મ્હારો આત્મા ધારણ કરે છે એમ માનનારો જ કથંચિત્ નિત્યાનિત્ય, સદસદ્ અને ભિન્નાભિન્ન સ્વરૂપવાળા આત્માને માનનારો હોઈ સમ્યક્ત્વવાળો કહી શકાય, અને તે આત્માના જન્માદિને ટાળવા માટે આત્માના સ્વરૂપભૂત વિરતિ અને નિષ્કષાય ધર્મમાં વર્તવા તૈયાર થાય, યાવત્ જન્મના આંટા ન મટે ત્યાં સુધી અવ્યાહતપણે આત્મદશાને લક્ષ્યમાં રાખનારો બને.

**આ ઉપદેશથી** પૃથક્–પૃથક્ પરસ્પર સ્વરૂપ–ભિન્ન એવા સાત અને અનુભવ અથવા હેયોપાદેયની દૃષ્ટિથી ઉપયોગી એવા નવ તત્ત્વોને જણાવનાર અને જાણનારાઓએ તેમ જ મનાવનાર તથા માનનારા-ઓએ શરૂમાં જ્ઞાન અને તેના અનંતરફલ તરીકે તેમજ બન્નેના ફલ તરીકે તથા પરમ ફલ તરીકે મોક્ષનું ધ્યેય સિદ્ધ કરવા માટે આત્માનું ભાન મેળવવાની આવશ્યકતા છે, એમ સ્પષ્ટ કર્યું છે.

**આ ઉપદેશથી** એ પણ સ્પષ્ટ કર્યું કે આત્માના અવ્યાબાધ સ્વરૂપને સમજનારે સર્વ આશ્રવના મૂલસ્થાનરૂપ જન્મ દેનારા

એટલે સાપરાયિકના આશ્રવથી પ્રથમ સાવચેત થવાની જરૂર છે

આ ઉપદેશ એ પણ સ્પષ્ટ કરે છે કે જેઓ પોતાના આત્માને જન્મની જ જીરમા જકડાયેલો ગણી તે જ જીરને તોડી નાખવા માટે જીવનને ઝપવાવવા તૈયાર થાય તેજ ખરેખર જ્ઞાનગર્ભિત વૈરાગ્યવાળો છે

અર્થાત્ જે મનુષ્ય આત્માનું નિત્યાનિત્યત્વ વિગેરે સમજે કે માને નહિ, અને જન્માદિને ટાળવાની બુદ્ધિથી વૈરાગ્યને વરે નહિ તે જીવો દુ ખગર્ભિત કે મોહગર્ભિત વૈરાગ્યમા જ જકડાયા છે

આવી રીતે અનેક પ્રકારે, અનેક અપેક્ષાએ વિચાર કરનારાઓ સ્પષ્ટપણે સમજી શકશે કે ગમ-નગ અને ભગના ભેદોથી થતી સૂત્રની અનન્તાર્થતા ભવ્ય-જીવોને હિત કરનારી થાય છે

આ રીતે આ ઉપદેશ સર્વ જાતના જીવોને હિત-કલ્યાણની સાધનાની પ્રાથમિક ભૂમિકાને સૂચવનાર છે તેથી કલ્યાણકામી-મુમુક્ષુ ઓએ આ ઉપદેશનું રહસ્ય યોગ્ય રીતે સમજવુ જરૂરી છે

अणुसोओ संसारो
पडिसोओ तस्स उत्तारो

ઇન્દ્રિયો-વિષયોને અનુકૂળ રહેવું તે સસાર-

તેને કબજે કરી પ્રતિકૂળ ચાલવુ તે તેમાથી છૂટવાનો ઉપાય છે

—શ્રી દશવૈ૦ સૂત્ર

# પૂ. આગમોદ્ધારકશ્રીની

## મંગળવાણી

* અનેક ભવ વિના અરિહંતપણું સાંપડતું નથી.

* જૈનશાસનનો સિદ્ધાન્ત જ એ છે કે ઉદયને કાપવો. જ્યાં ન કપાય તેવો ઉદય હોય તો ત્યાં સમભાવે સહન કરવાની વાત સાચી !

* જૈનેતરનું ધ્યેય પરમેશ્વર કે ગુરૂની પ્રસન્નતા–રાજીપા વગેરેનું છે, તેમ જૈનનું ધ્યેય તે નથી.

* આત્માની પોતાની ઋદ્ધિ–સમૃદ્ધિમાં લેશ પણ ન્યૂનતા ન હોય, પોતાનું સામર્થ્ય ફોરવવામાં કોઈ પણ આડે ન આવે તો તે સ્થિતિમાં આત્મા આબાદ ગણાય.

* આત્માની આઝાદી તથા આબાદી માટે દુનિયાને જૈનધર્મ પરમ આવશ્યક છે.

* જૈન ધર્મની દરેક ક્રિયા મોક્ષ માટે જ છે.

* એકસરખી બે ઘડી જો આત્મા તન્મય બને તો બેડો પાર થઈ જાય.

* મોક્ષ મેળવવા માટે બે ઘડીની તન્મયતા પર્યાપ્ત છે.

* વડીલોના ઉપાલંભાદિ આનંદપૂર્વક સહન કરવા એ જ સજ્જનોનું–ઉત્તમ પુરૂષોનું કામ છે.

* જૈન દર્શનમાં મોક્ષ વિના બીજું ધ્યેય જ નથી. જન્મ અને કર્મની પરંપરા તોડવી–મોક્ષ મેળવવો એ જ ધ્યેય.






[ આગમમર્મજ્ઞ આગમવાચનાદાતા આગમસમ્રાટ્ ધ્યાનસ્થ સ્વર્ગત પૂ૦ આ. શ્રી આનંદસાગરસૂરીશ્વર ભગવંતે શાસનના અનેકવિધ ભગીરથ કાર્યો અને શ્રુતોપાસનાની વિવિધ પ્રવૃત્તિઓના ભારણ વચ્ચે પણ સમયે સમયે બાળજીવોને ઉપયોગી શૈલિથી ખૂબ જ માર્મિક છતા સુંદર–પ્રાસાદિક પદ્ધતિએ નાની મોટી રચનાઓ, અને નાના મોટા ગ્રંથોનુ સર્જન કર્યું છે

જીવનદીપને બુઝવી નાખવા તૈયાર થયેલી વિષમ રોગશય્યામા પણ પોઢેલા પૂજ્ય આગમોદ્ધારકશ્રીએ હજારો શ્લોક પ્રમાણ સાહિત્યનુ સર્જન કર્યું છે

તેમાથી ચુંટી ને ચતુર્વિધ શ્રીસંઘને સ્વાધ્યાય ચિંતન–મનનમા ઉપયોગી થાય તેવી સામગ્રીનો રસથાળ આ વિભાગમા રજુ કરવાની મંગળ ભાવના છે સં ]

ધ્યાનસ્થ–સ્વર્ગત પૂજ્ય આગમોદ્ધારક આચાર્ય દેવ આગમસમ્રાટ્
શ્રી આનંદસાગરસૂરીશ્વરજી રચિત
માર્મિક પદ્યરચનાઓ

## પરમાત્માનો આદર્શ ઉપકાર

(રાગ–હરિગીત)

ભવિકા ભજો ભગવંતને જે તારતા ભવસિંધુથી (આંકણી)
નહિ આત્મજ્ઞાન રને ચઢયો મિથ્યાત્વમોહે રાચિયો,
મનો વાચા કાય મળિયો ઈંદ્રિય રમ રાચિયો

ગંધ રૂપ રસે સ્પર્શે શબ્દ ગુણમાં ગાળિયો;
સ્વપર ભાન ન સ્વપ્નમાં હતું કેવલ લોહે રાચિઓ. ભવિકા૦ ૧

દેહ દારા બાલકોને, પિતા કાકા ભ્રાતમાં;
માત સાસૂ સસરાને મૂઢ માસી જાતમાં.
મેલવ્યા એ મ્હેલવાના નથી સાથ ભવાંતરે,
ભગવતની જે રત્નરાશિ તે સદા રહે અંતરે. ભવિકા૦ ૨

શૈશવે નહિ ભાન છે વસ્તુ વૃંદનું જિમ લેશથી;
બાલકોને શાન નહિ હત? આબરૂના કલેશથી.
પુદ્ગલાનંદે રમતા લહે નહિ નિજ–ભાવને;
જિનરાજ–વચન વિવેક પામી લહો નિજપર ભાવને. ભવિકા૦ ૩

ભાવથી વ્રત–તત્ત્વને સમજો ભવિ? નિજ ભાવમાં;
હિંસાદિ ભાવ વિચિત્રતા છે કઠિન કર્મ સ્વભાવમાં.
ક્રોધાદિ કશ્મલ–ભાવના નિજ કર્મની છે કાલિમા;
સાધુ–ધર્મ જ લઇ હણો રહી આત્મગુણની આલિમા. ભવિકા૦ ૪

સકલ ગુણની શ્રેણિને જો ઇહો આત્મ–નિવાસમાં;
સકલ ગુણથી પૂર્ણ પ્રભુને ધરો તો નિજ–ભાસમાં.
ગુણવંત શરણે પામિયે ગુણ શ્રેણિને શુભ ચિત્તથી;
ભવિકા! સદા તદ્રૂપ રહીને ભજો યોગ પવિત્તથી. ભવિકા૦ ૫

જિનરાજ આણ અભ્યાસ કરતાં દહો કર્મની કાલિમા;
પ્રગટ વધતો આતમા લહે સદ્ય શુભની શાલિમા.
યોગ ઇચ્છા તે શાસ્ત્રનો કરતો વહે સામર્થ્ય ને;
પ્રતિપત્તિ રૂપે પામિયો આનન્દ પામે સત્યને. ભવિકા૦ ૬

## ચેતનને શિખામણ

સમજ લે ચેતન દિલ અપને, સભી યહ જિંદગી ફાની.
મનુજ ભવ દોહિલા પાયા, જિનેશ્વર શાસ્ત્રમેં ગાયા,
સ્વપ્નકા ચાંદ બતલાયા, સમજ૦ ૧

નિજ આદતમે રોકે, લોભ મદ માન દીયે ધોકે,
ઔર જો તૃષ્ણાપુર રોકે, દે દાન સુજત લોકે સમજ૦ ૨
ગુરુકા યોગ મિલા ભારી, વાણી હૈ જિનપતિકી સારી,
સુણી ભવભય સ કટ વારી, નહિ હૈ તબભી યહ ચારી સમજ૦ ૩
અનાદિ કાલસે લીના, નિગોદ અવ્યવહારે કીના,
વાસ નહિ ઉન્નત પથ ભીના, અગ તુ પાયો સુખ લીના સમજ૦ ૪
હૃદયમે જિનવર-પથ ધારો, સદા નિજ રૂપ લખો સારો,
તન મનમે વિષય વારો, લહો શુભ સજમ શિવકારો સમજ૦ ૫
ભવી ભવભીતિ સબ ડાની, રહો વ્રત ચરણ દશા પાઠી,
સદા સવર નિર્જર ભાની, લહો નિજ આનન્દ અજવાત્રી સમજ૦ ૬

## આશ્રવના અ શો

આજ જિનરાજ તુજ શાસને આવિયો, મેગશ્રુ જ્ઞાન અજ્ઞાન વારી,
આશ્રવો હેતુ છે ભવતણા કારમા, શાસને તુજ કહ્યા તો કટુ નિવારી
આજ૦ ૧
હોય અધિકરણ એ જાણી જીવેતરો, જીવના અડસય વિધી નિવાર્યા,
કલ્પના પીડને વધ તજે ત તથી, કરણકારણ સહિત અનુમતિ અનાર્યા
આજ૦ ૨
ક્રોધ માને વળી દભને લોભથી, દાખીયા યોગ ચિત્ત તનુ વાચો,
તિગ તિગ ચારને ત્રણ ગુણા સાધતા, ભેદ સય આઠ એ શુદ્ધ જિન વાચો
આજ૦ ૩
ભેદ અડસય કહ્યા એમ જિન આગમે, જીવના આશ્રવો સુજન સમજો,
રાખજો પગ પગે કર્મ બળ વારવા, જાણીને શાસનાનન્દ રમજો
આજ૦ ૪
નિર્વર્ત નિમેપને યોગનિસ્સર્જના, આશ્રવે ચાર એ અજીવ ભેદે,
સાભળી મન ધરી વારિયે વીયથી, શાસ્ત્ર ભાખ્યા સદાનન્દ વેદે
આજ૦ ૫

ધ્યાનસ્થ સ્વર્ગત

પૂ૦ આગમોદ્ધારક આચાર્યદેવશ્રીએ છેલ્લી ભયંકર માંદગીના બિછાને પણ રચેલ તાત્ત્વિક—અર્થપૂર્ણ ગંભીર

## સુંદર—સુભાષિતો

(૧) यथोदयं यथाभावि, कर्म जीवेन वेद्यते ॥
परिपक्वदशं कर्म, कथं न वेदिता नरः ? ॥ १४ ॥

જેવો ઉદય તથા જેવું ભાવી હોય તે પ્રમાણે જીવ કર્મને વેદે છે. પરિપકવ દશાને પામેલું કર્મ મનુષ્ય કેમ ન વેદે ? અર્થાત્ અવશ્ય વેદે. (૧૪)

(૨) मरणं नाऽगतायुषः, जीवनं न निरायुषः ॥ २४ ॥
આયુષ્ય પૂરું થયુ નથી તેનું મરણ નથી, તેમજ આયુષ્ય વગરનાનું જીવન નથી. (૨૪)

(૩) शान्तिरशान्तिः कर्मोत्था ॥ ३२ ॥
શાતા કે અશાતા જીવે કરેલા કર્મથી ઉત્પન્ન થયેલી છે. (૩૨)

(૪) भावानुसारी कर्मैति ॥ ३५ ॥
આત્મ–પરિણામને અનુસાર કર્મ આવે છે. (૩૫)

(૫) व्याधीनां कारणं कर्म, निर्जरायै व्यथासहः ॥ ४१ ॥
વ્યાધિઓનું કારણ કર્મ છે. અને પીડાનું સહન કરવું તે નિર્જરા માટે થાય છે (૪૧)

(૬) न ते जगत्, न तस्य त्वम् ॥ ४५ ॥
જગત તારું નથી અને તું જગતનો નથી. (૪૫)

(૭) ये यथा भाविना भावास्तथा ते न विपर्यय ॥ ४९ ॥
જે ભાવો જે પ્રમાણે થવાના છે તે પ્રમાણે તે ભાવો થવાના છે, પણ પલટાવાના નથી (૪૯)

(૮) शास्त्राणा सूत्य सुधा ॥ ५१ ॥
શાસ્ત્રોના વચનો અમૃત સરખા છે (૫૧)

(૯) आगमोक्तेर्मृतहृतिः ॥ ५३ ॥
મોતનું હરણ આગમના વચનથી થાય છે અર્થાત્ આગમમા કહેલા વચન પ્રમાણ વતવાથી મૃત્યુ અટકે છે (૫૩)

(૧૦) मृत्योर्नित्यागमान्न भी ॥ ५४ ॥
નિશ્ચિત આવવાવાળા મૃત્યુથી ભય ન રાખવો (૫૪)

(૧૧) व्याधया निर्जरायै ते ॥ ५६ ॥
શાન્તિથી જો તું વ્યાધિને ગહન કરીશ તો હે ચેતન! વ્યાધિઓ તને નિર્જરા માટે વશે (૫૬)

(૧૨) दु खाभ्योरो दृढद धीर ॥ ५९ ॥
દુ ખને છાતી આપનાર ધીર ગણાય અર્થાત્ ધીર પુરુષ દુ ખની સામે થાય છે પણ પીઠ દેખાડતો નથી (૫૯)

(૧૩) दु खे प्रौढैर निर्जरा ॥ ६० ॥
દુ ખને મર્દન કરવામા જ અત્યન્ત નિર્જરા થાય છે (૬૦)

(૧૪) दु खाना साधुता सहे ॥ ६१ ॥
દુ ખોનું સહન કરવું તેમા જ સાધુતા–સજ્જનતા છે (૬૧)

(૧૫) मृत्यन्त्याराधना धर्म्या ॥ ६२ ॥
મૃત્યુ આવે ત્યા સુધીનો જે આરાધના રહે તે જ આરાધના ધર્મમય ગણાય (૬૨)

(૧૬) नाशायो धर्म उत्तमः ॥ ६४ ॥
કરુણાળો ધર્મ ઉત્તમ ગણાય છે (૬૪)

(૧૭) धर्मे धैर्य महाफलम् ॥ ६५ ॥
ધર્મમા ધૈર્ય રાખવું તે મહાફળવાળુ થાય છે (૬૫)

(१८) आराधना सा मृत्यन्ता ॥ ६६ ॥
તે જ આરાધના છે કે જે મરણના છેડા સુધી રહે. (૬૬)

(१९) न क्रिया फलिनी किन्तु, मरणान्ता क्रिया वृषे ॥ ६७ ॥
ક્રિયા ફળવાળી નથી પરન્તુ મરણના છેડા સુધી રહેવાવાળી ધર્મ-વિષયક ક્રિયા ફળવાળી છે. (૬૭)

(२०) यियासोः सुगतिं वेद्यं, घनं पापं न तत्र तत् ॥ ६९ ॥
સુગતિમાં જનારને અહીંયા જ ઘણું પાપ વેદી-ભોગવી લેવાનું હોય છે. કેમ કે ત્યાં તે નથી. (૬૯)

(२१) यथोदयं कर्मततेर्हि भोगः ॥ ७० ॥
ઉદયને અનુસરીને કર્મની શ્રેણિનો ભોગ હોય છે. (૭૦)

(२२) अक्षीणं तपसा नियमाद्, भोक्तव्यं सुधियाऽप्यघम् ॥ ७४ ॥
તપસ્યાથી ક્ષીણ નહિ થયેલું કર્મ પંડિત પુરુષોને પણ નિયમ ભોગવવું પડે છે. (૭૪)

(२३) तीव्रे ह्यसाते न हि किञ्चिदिष्टम् ॥ ८० ॥
જ્યારે તીવ્ર અશાતા ઉદયમાં આવે છે. ત્યારે કોઇ પણ વસ્તુ ઇષ્ટ લાગતી નથી. (૮૦)

(२४) पापे प्रचण्डे विषये विपर्ययः ॥ ८१ ॥
પ્રચંડ પાપ ઉદયમાં આવે છતે શબ્દાદિ વિષયો પણ અશુભ થઈ જાય છે. (૮૧)

(२५) व्यत्येति नो कर्म मनो हि रोगिणाम् ॥ ८३ ॥
રોગીઓનું મન કર્મને ઓળંગી શકતું નથી. (૮૩)

(२६) भाविभावं निरीक्ष्यात्मन्, स्वस्वरूपे स्थिरो भव ॥ ८५ ॥
હે આત્મન્! ભાવિ ભાવનો વિચાર કરીને પોતાના સ્વરૂપમાં આત્મસ્વરૂપમાંસ્થિર થા. (૮૫)

(२७) कर्मबन्धाय चाञ्चल्यं, स्थैर्यं कर्मक्षयावहम् ॥ ८६ ॥
મનનું ચંચળપણું કર્મના બંધને માટે થાય છે. તેવી જ રીતે મનની સ્થિરતા કર્મના ક્ષયને માટે થાય છે. (૮૬)

(२८) उदय कर्मणो ध्यायन्, दु:खी रूप सुधीः श्रयेत् ॥ ९१ ॥
કર્મના ઉદયને વિચારનાર દુખી એવો બુદ્ધિમાન્ પોતાના સ્વરૂપને પામે છે અર્થાત્ આત્મસ્વરૂપમા સ્થિર થાય છે (૯૧)

(२९) शान्त्यै सर्वत्र निःस्पृहता ॥ ९२ ॥
નિસ્પૃહપણું દરેક જગ્યા પર શાન્તિ માટે થાય છે (૯૨)

(३०) न बाधा ममता विना ॥ ९३ ॥
મમતા સિવાય પીડા નથી (૯૩)

(३१) कथं कल्पद्रुमो धर्मो? यदचिन्तितसौख्यदः ॥ ११२ ॥
ધર્મ કલ્પવૃક્ષ સરખો કેમ કહેવાય? કારણ કે તે અચિન્ત્ય સુખને આપનાર છે (૧૧૨)

(३२) मृत्योर्बिभेति न च कोऽपि विनाशयेत् तम् ॥ ११४ ॥
જગત મરણથી ભય પામે છે પણ તેનો-મરણનો નાશ કોઇ કરી શકે તેમ નથી (૧૧૪)

(३३) सकृद् भवेत् सुमरणं मरणादिभेदि ॥ ११८ ॥
એક વખત થયેલું સમાધિ-મરણ મરણ આદિને ભેદનાર થાય છે (૧૧૮)

(३४) मृतेरेवौषधं मृतिः (मृत्यूना मृत्युरौषधं) ॥ १२० ॥
મૃત્યુ નિવારવાનું ઔષધ મૃત્યુ છે એટલે સમાધિમરણ છે અર્થાત્ સમાધિ મરણથી મરણોનો નાશ થાય છે (૧૨૦)

(३५) फलत्येव ध्रुवं धर्मः, प्रेत्य उप्तकणादिवत् ॥ १४६ ॥
વાવેલું અનાજ આદિ, જેમ ફળ આપે છે તેમ કરેલો ધર્મ પરભવમા અવશ્ય ફળ આપે જ છે (૧૪૬)

(३६) कर्मणमुक्तो भव चेत् सुखेप्सु ॥ १४९ ॥
જો તને સુખની ઇચ્છા હોય તો તું કર્મરૂપી દેવાથી મુક્ત થા (૧૪૯)

(३७) विधेः स्वभावोऽयमलङ्घनीयो,
दुःखं हि पापात् सुखमेव धर्मात् ॥ १५६ ॥

પાપથી દુઃખ અને ધર્મથી સુખ થાય છે એ વિધિનો સ્વભાવ ન ઓળગી શકાય તેવો છે. (૧૫૬)

(૩૮) न प्रार्थयामि जिन ते पदभक्तितोऽन्यत् ॥ १६८ ॥

હે જિનેશ્વર ભગવન્! તારા ચરણ કમળની ભક્તિ સિવાય હું બીજી કંઈ પ્રાર્થના કરતો નથી. (૧૬૮)

(૩૯) लब्धे मार्गे भवति भविनां नो भवेभ्योऽपि भीतिः ॥१७०॥

માર્ગ પામ્યા પછી ભવ્ય આત્માઓને ભવનો પણ ભય હોતો નથી. (૧૭૦)

(૪૦) अज्ञाते स्वे किं ज्ञः ॥ १७४ ॥

પોતાનું-આત્માનું સ્વરૂપ ન જાણ્યું તો પછી જ્ઞાની જાણકાર થયો શા કામનો? (૧૭૪)

(૪૧) ज्ञाते स्वे स्वयं किं परेण ते ? ॥ १७५ ॥

પોતાના આત્માને જાણ્યો તો પછી બીજાની તારે શી જરૂર છે? (૧૭૫)

(૪૨) विद्ध्यात्मानं यतो नात्माऽवेदि ज्ञानं मतं जिनैः ॥ १७६ ॥

તું પોતાના આત્માને ઓળખ કેમ કે આત્માને ન ઓળખવા-વાળું જ્ઞાન જિનેશ્વરોએ જ્ઞાનરૂપ માન્યુ નથી. (૧૭૬)

(૪૩) सदा मनसि संस्थाप्यं, पञ्चकं परमेष्ठिनाम् ॥ १८५ ॥

હે જીવ? હંમેશાં હૃદયમાં પંચ પરમેષ્ઠીને ધારણ કરવા જોઇએ. (૧૮૫)

(૪૪) लोकोत्तरगुणा· पञ्च, नान्ये सावद्यसाधनाः ॥ १८६ ॥

આ પંચ પરમેષ્ઠી જ લોકોત્તર ગુણવાળા છે. બીજા કોઈ લોકોત્તર ગુણવાળા નથી. કારણ કે બીજાઓ તો સાવદ્ય સાધન-વાળા છે. (૧૮૬)

(૪૫) धर्मः कल्पः कथं यो हि, कल्पद्रुभाग्यसर्जकः ॥ १८७ ॥

ધર્મ કલ્પવૃક્ષ કેવી રીતે? કારણ કે જે ધર્મ કલ્પવૃક્ષને પેદા કરનાર એવા ભાગ્યને ઉત્પન્ન કરે છે. (૧૮૭)

# સજ્જનો કેવા હોય ?

(પૂ૦ ધ્યાનસ્થ સ્વર્ગત આગમોદ્ધારક આ૦ શ્રી આનંદસાગર-સૂરીશ્વરશ્રીએ નાનાવિધ શાસન-હિતકારી અનેક પ્રવૃત્તિઓમા વ્યગ્ર હોવા છતા બાલજીવોને ઉપયોગી અનેક નાની મોટી કૃતિઓ રચી છે, જે કે શ્રી आगमोद्धारककृतिसंदोह નામે સાત ભાગમા પ્રકાશિત થઇ ચુકી છે, જેમાની "सल्लक्षणानि" નામની એક કૃતિ ગુજરાતી ભાવાર્થ સાથે અહીં આપી છે

આ કૃતિ વિ સ ૨૦૧૫ મા श्रीआगमोद्धारकग्रंथमाला ૮ તરીકે પ્રકાશિત श्री आगमोद्धारककृतिसंदोह (પત્રાકારે) ભા ૧ (કૃતિ સખ્યા ૩૨ પાનું ૨૧૧) મા પૂ૦ શાસ્ત્રૈદમ્પર્યબોધક ગચ્છાધિપતિ શ્રીના સપાદન તલે છપાયેલ છે)

सल्लक्षणानि

સજ્જન પુરૂષોના સ્વાભાવિક લક્ષણો જણાવાય છે –

सुशिक्षपरिवारोऽर्च्यो १ विपदुच्चो २ महापद ३ ।
न्यायवृत्ति ४ रयाच्ञो ५ स्वमित्रोद्धर्ता ६ सदोद्यतः ७ ॥१॥

ભાવાર્થ–સારી (ધર્મની) શિક્ષાવાળા પરિવારવાળો (અને તેથી જ) લોકમાન્ય ૧, (ગમે તેવી વિષમ) વિપત્તિ (દુ ખ–આફત)મા (માનસિક ધીરતાના બળે) ઉચ્ચ (દીનતા–વિનાની વૃત્તિવાળો) ૨, મોટા પુરૂષોના આચરેલા માર્ગમા પગલું માડનાર ૩, ન્યાય (ધર્મા વિરોધી જીવન પદ્ધતિ)થી જીવનારો ૪, (કોઇની પાસે) યાચ્ચા (દીનતાભરી પ્રાર્થના) નહીં કરનારો ૫ પોતાના મિત્રોને (આપત્તિ પ્રસગોમાથી) ઉદ્ધરનારો ૬ સ મેશા (સત્કાર્યોમા નિષ્ઠાપૂર્વક) પ્રવર્તનારો ૭ ॥૧॥

न्यायद्रताप्रदाक्षिण्य ८ द्युतादिव्यसनोज्झित ९ ।
स्वयशप्रातिविख्यात १० आदृतो नीतिपमयो ११ ॥ २ ॥

ભાવાર્થ—વ્યવહારમાં (ખોટું) દાક્ષિણ્ય (શરમે-ભરમે ખેંચાવાની ટેવ) ન રાખનારો ૮, દ્યૂત (જુગાર) આદિ વ્યસનોથી રહિત ૯. પોતાના વંશ (પૈતૃક કુળ) જાતિ (માતૃક કુલ)માં (સત્કર્મોના બલે) પ્રખ્યાત ૧૦, નીતિ (ધર્માવિરોધી શિષ્ટ માન્ય વ્યાવહારિક જીવનચર્યા) અને ધર્મ (શાસ્ત્રાનુસારી આત્મકલ્યાણકારી પ્રવૃત્તિઓ)માં (હાર્દિક) આદર (વૃત્તિ) વાળો ૧૧. ॥ ૨ ॥

अनिन्द्यजीवी १२ निस्तृंशोऽरातौ १३ स्वाश्रितवर्धकः १४ ।
अतिथेः पूजको १५ गुह्यगोप्ता १६ योषावशो न यः १७ ॥३॥

ભાવાર્થ—(ધર્મ દષ્ટિએ અને લૌકિક રીતિએ) નિંદાપાત્ર ન બનાય તે રીતે જીવનારો ૧૨. *શત્રુ-દુશ્મન પર દયા નહીં દાખવનારો ૧૩ પોતાના આશ્રયે રહેનારાને (ધર્મ-વ્યવહાર દરેક રીતે) વધારનાર ૧૪, (દ્રવ્યથી કોઇપણ ઘરના આંગણે આવેલ મહેમાન અને ભાવથી જેઓ સદા ધર્મની આરાધનામાં હોઇ તિથિરહિત છે એવા ત્યાગી નિર્ગ્રંથ-સાધુઓ-બંને જાતના) અતિથિની સેવા-ભક્તિ કરનાર ૧૫, (કોઇની પણ) ગુહ્યવાતને ગોપવી જાણનાર ૧૬. જે (વિકારી જીવનની પ્રધાનતાને લઇ) સ્ત્રીને આધીન (બૈરી મુખો) ન હોય ૧૭ ॥ ૩ ॥

वचोरक्ष्य १८ र्हविश्वासः १९ प्रार्थनाभङ्गभीलुकः २० ।
सत्त्ववान् २१ स्वीकृतारक्षी २२ द्रव्याद्यक्षेत्रभाववित् २३ ॥४॥

ભાવાર્થ—(ધર્માનુકૂળ) વચન-પ્રતિજ્ઞાને (ગમે તે ભોગે પણ) નભાવનાર ૧૮, (યોગ્ય વ્યક્તિઓ પર) વિશ્વાસ ધરાવનાર ૧૯, (ગમે તેવી વ્યાજબી) પ્રાર્થનાનો ભંગ ન થાય તેવા ડરવાળો (પોતાના

* સામાન્યથી આ ગુણ સ્થૂલબુદ્ધિવાળા જીવોને અટપટો લાગે, પણ સર્વવિરતિના પથે જવાનુ ધ્યેય છતા અવિરતિના ઉદયે લાચારીથી સંસારમાં રહેવું પડતુ હોય તેને "સીધી આંગળીએ ઘી ન નિકળે" ની જેમ ક્યારેક વ્યવહારમા હૈયાની કોમળતા છતા દેખાવના કઠોર થવુ જરૂરી થઈ પડે છે, નહીં તો 'ધર્મી એટલે કાયર' એવી ખોટી છાપ પડી જાય, તેથી ધર્માનુસારી ગૃહસ્થજીવનને લક્ષ્યમા રાખી લૌકિક નીતિની દૃષ્ટિએ "દુશ્મન પર દયા નહીં બતાવવા" નો ગુણ દર્શાવ્યો હોય એમ લાગે છે.

સ્વાર્થને જતો કરીને પણ પ્રાર્થના પૂર્ણ કરવાની તૈયારી વાળો) ૨૦, સત્ત્વ (ધર્મારાધના અને વિશુદ્ધ વ્યવહાર જીવન માટે જરૂરી ઉચ્ચ મનો બળ) વાળો ૨૧, સ્વીકૃત (શરણાગત કે પોતે જેને પોતાનો માન્યો તે) નું સર્વથી રક્ષણ કરનાર ૨૨, (ધર્મ અને વ્યવહારનું ડોળાણ ન થાય તેવા) દ્રવ્ય-ક્ષેત્ર, કાળ અને ભાવને જાણનાર ૨૩ ॥ ૪ ॥

नात्मशंसी २४ गतशोची २५ प्रियपथ्योक्तिधारकः २६ ।
सोत्साह २७ स्वार्थसंरक्षी २८ दानी २९ चित्यज्ञ ३०
ऊर्जयुक् ३१ ॥ ५ ॥

ભાવાર્થ-આત્મશ્લાઘા નહી કરનાર ૨૪, (બગડી ગયેલા) ભૂતકાળનો (નિરર્થક) વિચાર ન કરનાર ૨૫, પ્રિય (નગ્નસત્ય, અર્ધ સત્ય કે કઠોર ન હોય) અને પથ્ય (સ્વપર હિતકારી) ભાષાવાળો ૨૬, (સારા કાર્યમા) ઉત્સાહવાળો ૨૭, (વિવેક વગરના પરોપકારના નામે) સ્વાર્થને ન ચૂકનાર ૨૮, દાનગુણવાળો ૨૯, (ધર્મ, વ્યવહાર અને સમયના) ઔચિત્યને જાણનાર ૩૦, પ્રભાવશાળી ૩૧ ॥ ૫ ॥

धर्मे धने ऋणच्छेदे रोगेऽग्नौ शत्रुघातने ॥
अविलम्बो ३२ विशेषज्ञो ३३ स्वाधीनो ३४ नान्यभालदृक् ३५ ॥६॥

ભાવાર્થ-ધર્મમા, ધનોપાર્જનમા, દેવું ચુકવવામા, રોગના પ્રતિ કારમા, અગ્નિને બુઝવવામા અને શત્રુને મારવામા (જરા પણ) વિલંબ (ઉપેક્ષા) ન કરનારો ૩૨, (સારાસાર, હિતાહિતના) વિશેષ (તફાવત) ને જાણનાર ૩૩, (દરેક બાબતમા) સ્વાધીન (સ્વાશ્રયી-પરાવલંબી નહી) રહેનારો ૩૪, (વ્યવહારથી કોઈની આબાદી કે ઐશ્વર્યને જોઈ અદેખાઇ કરવારૂપે) બીજાના કપાલ-(ભાગ્ય) ને (તીણી નજરથી) ન જોનારો ૩૫ ॥ ૬ ॥

धर्मिष्ठोद्धारक ३६ सर्वहितैषी ३७ लोभरोधक ३८ ।
स्निग्धे नानुचितो ३९ नात्युत्सुक ४० परोपकारक ४१ ॥७॥

ભાવાર્થ-ધર્મિષ્ઠ આત્માઓને (યોગ્ય સેવા ભક્તિ આદિથી) ઉદ્ધરનાર ૩૬, સર્વ (જગતના જીવો) નું હિત (ભલું) ચાહનારો ૩૭,

(પૌદ્ગલિક પદાર્થના) લોભને રોકનાર ૩૮, (પોતાના ઉપર) રાગ-ભક્તિ-સ્નેહ ધરાવનાર સાથે અનુચિત વર્ત્તન ન દાખવનાર ૩૯, (કોઈ પણ કાર્યમાં કે તેના ફળની પ્રાપ્તિમાં) અત્યંત ઉત્સુકતા (ચંચલતા) ન ધરાવનાર ૪૦, (બનતા પ્રયત્ને) બીજાનું ભલું કરી છૂટનાર ૪૧. ॥ ૭ ॥

रोषतोषफलः ४२ सर्वकलाविज्ञो ४३ गुणादृतः ४४ ।
आपदं शरणं प्राप्तं रक्षन् ४५ खलेऽनतस्तथा ४६ ॥ ८ ॥

ભાવાર્થ-(ભીમ-કાંત બને દૃષ્ટિના બળે) ક્રોધ અને પ્રસન્નતાને ભજનાર (અનુચિત ક્ષમા કે ક્રોધથી જગતમાં અળખામણો ન બનનાર) ૪૨, દરેક કલાને જાણનાર ૪૩, ગુણ (અને ગુણી પુરૂષો)નો આદર કરનાર ૪૪, આપત્તિકાળે (બચવાની આશાએ) શરણે આવેલાને (જાનના જોખમે પણ) બચાવનાર ૪૫, (ગમે તેવા વિષમ પ્રસંગે કે વ્યાવહારિક લાભની લાલચે પણ) ખલ (દુષ્ટ-સ્વભાવવાળા, હલકી વૃત્તિવાળા) પુરૂષની ખુશામદ ન કરનાર ૪૬. ॥ ૮ ॥

स्वात्मकुलज्ञातीयदेशसर्वेनराङ्गिनां ।
त्राता शक्त्यनुरूपं स्यात् ४७ कृतकरणो ४८ दृढस्मृतिः ४९ ॥९॥

ભાવાર્થ-પોતાની જાતની, કુળની, જ્ઞાતિબંધુની, દેશની, બધાય મનુષ્યોની યાવત્ સઘળા પ્રાણીની (ઉત્તરોત્તર) શક્તિઅનુસારે રક્ષા કરનારો ૪૭, (દરેક સારા કાર્યની) કુશળતા ધરાવનાર ૪૮, સારી યાદશક્તિ ધરાવનાર ૪૯. ॥ ૯ ॥

दम्भज्ञाता ५० विमृश्योक्ता ५१ ऽऽलोच्यकारी ५२ जितेन्द्रियः ५३ ।
अद्रोहो ५४ दोषविच्छेदी ५५ सद्भावो ५६ नाप्तबुद्धिदः ५७ ॥१०॥

ભાવાર્થ-(પારકાના) દંભ (પ્રપંચ-વિશ્વાસઘાતી રીતિ) ને જાણનાર ૫૦, વિચારીને બોલનાર ૫૧, (દરેક કામ) વિચારીને કરનાર ૫૨, જિતેન્દ્રિય ૫૩, દ્રોહ (થોડી ભૂલ પર વધુ બગાડવાની વૃત્તિ) વિનાનો ૫૪, (પોતાના) દોષોને (દૂર કરવાની મથામણ સાથે) ઉચ્છેદનાર ૫૫,

સારા ભાવ (અતરગ ઉદાત્ત વિચારધારા) વાળો ૫૬, (કોઇને પણ) ખોટી સલાહ ન આપનાર ૫૭ ॥ ૧૦ ॥

**धीरो ५८ दृढाशय ५९ श्राद्धो ६० व्यायामी ६१ स्पष्टवाग्गृजु ६२-६३ ॥**
**शक्तिमान्नापवादेक्षी ६४ नष्टचर्य परीक्षणे ६५ ॥ ११ ॥**

ભાવાર્થ-(કોઈ પણ અણધારી વિષમ સ્થિતિમા પણ) ધીરજ ધરનાર ૫૮, (શુભકાર્ય વિગેરે) દૃઢ સકલ્પવાળો ૫૯, શ્રદ્ધા-સપન્ન ૬૦, ઉદ્યમી (આલસ્યરહિત) ૬૧, (કોઈની શેહમા તણાયા વિના) સ્પષ્ટ કહેનાર ૬૨, ઋજુ (સરલ પરિણામી) ૬૩, શક્તિ છતા પણ (કોઈના) છિદ્ર ન જોનારો ૬૪, (કોઈની પણ ખોટી) પરીક્ષા માટે પ્રવૃત્તિ શૂન્ય ૬૫, ॥ ૧૧ ॥

**न भीरुभयमम्प्राप्तो ६६ स्तोकद्र योऽपि दायक ६७ ॥**
**नात्यन्तरोष ६८ स्थानास्थो ६९ नाभियोक्ता ७० नयादर ७१ ॥१२॥**

ભાવાર્થ-(ગમે તેવો) ભય આવી પડે (તો પણ) ડરપોક-બીકણ વૃત્તિવાળો ન હોય ૬૬, થોડુ દ્રવ્ય પોતાની પાસે હોય તો પણ દેવાની વૃત્તિ ધરાવનાર ૬૭, અત્યન્ત (તીવ્ર) ક્રોધ વિનાનો ૬૮, યોગ્ય (વ્યક્તિપર) આસ્થા ધરાવનાર ૬૯, (કોઈના ઉપર) (ખોટા) આરોપ ન મુકનાર ૭૦, ન્યાયનો આદર કરનાર ૭૧ ॥ ૧૨ ॥

**श्रेष्ठवृत्तो ७२ न गृण्हीयात् श्रुतमात्र ७३ सुसङ्गति ७४ ॥**
**लज्जाबुद्धियुतो ७५ युक्तप्रेक्षी ७६ ना यमुख क्वचित् ७७ ॥ १३ ॥**

ભાવાથ-શ્રેષ્ઠ (પ્રશસનીય) આચરણવાળો ૭૨ (અદ્ધરથી) સાભળેલા પર પકડ ન કરનાર (તપાસીને નિર્ણય કરનાર) ૭૩, સારી સોબત કરનાર ૭૪, લજ્જા-બુદ્ધિવાળો (જેથી લાજે શરમે અકાર્યમાથી પાછો ફરી શકે) (દરેક વાતમા) વ્યાજબી શુ છે ? એ જોનાર ૭૬, ક્યારે ય (પણ) પારકા વિચાર કે નિર્ણય પર મદાર ન બાધનાર ૭૭ ॥૧૩॥

ઉપરના સદ્ગુણોને યથાયોગ્ય રીતે વિકસિત કરવા મથનાર સજ્જન કહેવાય છે

## ॥ તાત્ત્વિક વિચારણા ॥

[ પરમપૂજ્ય ધ્યાનસ્થ સ્વ. આગમોદ્ધારકશ્રીએ બાળજીવોના હિતાર્થે અનેક નાની મોટી કૃતિઓ રચી છે, તેમાં તાત્ત્વિકવિમર્શ નામે બહુ મહત્ત્વની કૃતિ બનાવી છે. જે કે શ્રી आगमोद्धारककृति संदोह (ભા. ૧) મા પ્રારંભમાં જ પ્રથમ કૃતિ તરીકે પ્રકાશિત છે.

જેમાં કે આગમોમાં, પ્રકરણ ગ્રંથોમાં આવતી અનેક માર્મિક બાબતોના ઝીણવટભર્યા ખુલાસા શાસ્ત્રાનુસારી સૂક્ષ્મ પ્રતિભા બળે સુસંગત રીતે કર્યા છે.

તત્ત્વ રુચિ જિજ્ઞાસુ જીવોના હિતાર્થે તે કૃતિ ગુજરાતી અનુવાદ સાથે અહીં આપવામાં આવે છે.

### ॥ तात्त्विकविमर्श ॥

આ કૃતિના પ્રારંભમાં પૂ. આગમોદ્ધારકશ્રીએ શ્રી તત્ત્વાર્થસૂત્ર ની સ્વોપજ્ઞ–ભાષ્યની સંબંધ કારિકા ઉપર સૂક્ષ્મ વિચારણા નીચે મુજબ કરી છે.

१ "जात्यायुर्भोगा विपाक" इतिजातेर्हीनत्वं 'जन्म दुक्ख'मित्याद्युक्तेर्जन्मनो दुःखहेतुत्वमाशंक्याह–सम्यग्दर्शनेत्यादि ।

(૧) ભાવાર્થ–જાતિ (જન્મ) આયુ અને (શુભાશુભ કર્મના) ભોગને વિપાક તરીકે (અન્ય દર્શનકારોએ પણ) માનેલ છે તેથી જન્મ હલકી ચીજ છે,

વળી "जन्मदुःखं जरादुःखं मृत्युदुःखं पुनःपुनः ।
संसारसागरे घोरे, तस्माज्जाग्रत जाग्रत"

કહેવત પ્રમાણે જન્મ દુઃખનું કારણ છે એ વાતને રજુ કરતાં જણાવે છે કે सम्यग्दर्शनशुद्धं० ॥

(२) यद्यपि मोक्षस्वरूपज्ञानमावश्यकं तथापि तत्स्वरूपे पुरुषज्ञानकृतो विशेषः, मोक्षस्य मार्गे तु तज्ज्ञानादेव तत्स्वीकारः, तस्मादेव मोक्षस्याधिगतिरिति युक्तोऽस्य मार्गस्योपदेशः.

(૨) ભાવાર્થ-યદ્યપિ મોક્ષનુ સ્વરૂપ જાણવુ જરૂરી છે તેમ છતા મોક્ષના સ્વરુપની જાણકારીમા જ્ઞાતાના ક્ષયોપશમની તરતમતાએ ફેરફાર રહે છે

પણ મોક્ષના માર્ગ બાબતનુ જ્ઞાન થવાની સાથે જ મોક્ષનો પણ (સ્વાભાવિક રીતે) સ્વીકાર થઈ જાય છે

આ રીતે મોક્ષના જ્ઞાન વડે મોક્ષની પણ પ્રાપ્તિ થાય છે, તેથી મોક્ષમાર્ગનો ઉપદેશ વ્યાજબી છે

पद च मोक्षतत्त्वस्याप्यन्ते उक्तिः सङ्गच्छते, "सम्यग्दर्शने" त्याद्यकारिकोक्तिरपि योग्याऽत । यायुतेजसो तु श्रद्धानत्वाद् यद्वा यथाऽन्त्ये आख्यान तथा मोक्षस्य त मार्गापेक्षया आश्रवाद्यपेक्षया वा तथात्वात् पश्चादाख्यानमत्र तत्त्वोद्देशे च ॥

આ રીતે (વિચારતા) મોક્ષ તત્ત્વ (આદર્શ-લક્ષ્ય-ધ્યેયરૂપ છતા)નું નિરૂપણ સૌથી છેલ્લુ કર્યું છે તે પણ સગત થાય છે

આ ઉપરથી સ્વોપજ્ઞભાષ્યની સબધકારિકાઓમા સૌથી પહેલી "सम्यग्दर्शनशुद्ध०" કારિકામા જન્મની દુખરૂપતાનો નિર્દેશ પણ સગત થાય છે

અથવા જે રીતે આ તત્ત્વાર્થસૂત્રમા (બીજા અધ્યાયમા) તેઉકાય વાયુકાયનું સજીવત્વ શ્રદ્ધાગમ્ય હોઈ તર્ક-યુક્તિથી અગમ્ય હોવાના કારણે પાછળથી પ્રરૂપાયા છે, તે રીતે મોક્ષમાર્ગ કે આશ્રવ-બધ આદિની અપેક્ષાએ મોક્ષ દુશ્રદ્ધેય હોઈ સૌ પ્રથમ મોક્ષની વ્યાખ્યા ન જણાવતા અહીં મોક્ષમાર્ગનું પ્રથમ સ્વરૂપ જણાવાયુ છે

આ રીતે જ સાત તત્ત્વોના સૂત્રમા પણ મોક્ષને સૌ પછી જણાવ્યો છે

આ બધુ સગત થઈ જાય છે

(३) सम्यक्त्वस्य तत्त्वार्थश्रद्धानकार्यकर-शुभात्मपरिणामरूप त्वाद् व्रतात्पार्थक्य, अतः सिद्धेषु व्रताभावेऽपि सम्यक्त्वस्या-वस्थितिः ।

यथा हि सम्यक्त्वमिथ्यात्वान्यतरस्यावस्थाने नियमो, न तथा व्रताऽव्रतयोः, सिद्धेषूभयाभावात् ॥

(૩) યદ્યપિ યસમ્યકત્વના અનેક રીતે થતા ભેદ-પ્રભેદોમાં ત્રિવિધ સમ્યક્ત્વના પ્રકારોમાં કારકસમ્યક્ત્વમાં વ્રતો-વિરતિ આવે છે, તેથી સમ્યકત્વ-વ્રતનો અભેદ ઘટી શકે છે, છતાં મૌલિક રીતે સમ્યક્ત્વ તત્ત્વાર્થશ્રદ્ધારૂપ કાર્યને કરનાર શુભ આત્મપરિણામસ્વરૂપ હોઈ વ્રતથી ભિન્ન છે

તેથી જ સિદ્ધોમા વ્રત-વિરતિ ન હોવા છતાં વિશુદ્ધ સમ્યક્ત્વ હોય છે

વળી જેમ સમ્યક્ત્વ-મિથ્યાત્વ બેમાંથી એક ગમે તે અવશ્ય હોવાનો નિયમ છે, તે રીતે વિરતિ-અવિરતિ બેમાંથી એક દરેક જીવમાં હોય જ એવો નિયમ નથી, સિદ્ધોમાં વ્રત કે અવ્રત બેમાંથી એકેય નથી હોતું.

(૪) अन्यद्विहाय मोक्षमार्गस्य यदुपदेशनं तत्र हेतुर्वाच्यः उक्तेऽपि तन्मार्गे तत्प्रामाण्यदर्शनाय जिनवाक्यानुसारिता दर्शनीया, तत्रापि वर्त्तमानतीर्थाधिपस्य दर्शनीयोत्तमोत्तमता तत्तीर्थप्रवर्त्तकत्वात्तस्य, सोऽपि च समुदायस्याङ्गमित्युत्तमोत्तमान् तत्प्रसङ्गेन च शेषपुरुषपञ्चकस्याख्यानाय पद्द्वुरुपो । 'मोक्षमार्ग उपदेष्टव्य' इति नरजन्मसाफल्यस्योपदेश उपक्रमे, आद्यायां 'जन्म'-शब्देन मनुष्यजन्म, यतस्तत्रैव परमार्थसाधनसम्यग्दर्शनादित्रयस्य लाभसंभवः, द्वितीयायां तु 'जन्म'शब्देन चातुर्गतिको भवो ग्राह्यः ।

(૪) ભાવાર્થ-બીજો ઉપદેશ ન આપતાં મોક્ષમાર્ગનો ઉપદેશ કેમ? તેનુ કારણ કહેવું જોઈએ વળી મોક્ષમાર્ગ કહ્યા પછી પણ મોક્ષમાર્ગનુ પ્રામાણ્ય જણાવવા તેનું જિનવાક્યાનુસારીપણું જણાવવું જોઈએ.

તેમાં પણ વર્તમાન શાસનાધિપતિની ઉત્તમોતમતા જણાવવી રહે, કેમકે તેઓ શાસનના પ્રવર્તક છે. તેઓ પણ સમુદાયના અંગભૂત છે, તેથી ઉત્તમોતમની વ્યાખ્યા જણાવી. અને પ્રાસંગિક બાકીના પાચ પુરુષોનું પણ સ્વરૂપ જણાવ્યું.

આ રીતે ભાષ્યકારિકામા જણાવેલ પદ પુરવની વ્યાખ્યાનું પ્રયોજન જણાવ્યુ

પ્રથમ કારિકામા જણાવેલ મનુષ્ય જન્મની સફલતાનો નિર્દેશ મોક્ષમાર્ગના ઉપદેશ દ્વારા સફળ થાય છે

પ્રથમ કારિકામા 'जन्म' પદથી મનુષ્ય જન્મ જાણવો કેમકે મનુષ્ય ભવમા જ પરમાર્થ (મોક્ષ)ની પ્રાપ્તિના કારણભૂત સમ્યગ્ દર્શનાદિ રત્નત્રયની પ્રાપ્તિનો સભવ છે

બીજી કારિકામા जन्मनि પદથી ચાર ગતિરૂપ સસાર જાણવો

यत सः समम्रोऽपि कर्मक्लशानुविद्ध इति तद्वानाय यत्न, न हि शास्त्रकृता केवलस्य नरभवस्य हेयत्व संमत, न च स एव कर्मक्लेशानुबद्धो वेति, अत एव च दु खनिमित्तमित्युक्तेऽपि कर्म फलैरनुबद्ध इति, किञ्च-दु खनिमित्तमित्यनेनापायकृत्ता कर्मेत्यादिना विपाकृत्ता च अपायावद्यदर्शनवद् ध्येयमतत् अपायविपाकविचयवद्वेति ॥

કેમકે કર્મકલેશોની પરપરા ચતુગતિરૂપ સસારમા જ સભવે છે

અને તે સસારના જ નાશ માટે પ્રયત્ન કરવાનું બીજી કારિકામા "तथा प्रयतितव्य" શબ્દોથી કહ્યુ છે શાસ્ત્રકારોએ કઈ એકલા મનુષ્ય ભવને જ હેય નથી જણાવ્યો તેમ જ કર્મકલેશોની પરપરાવાળો એકલો મનુષ્ય ભવ જ નથી માટે બીજી કારિકામા जन्म પદથી ચતુર્ગતિરૂપ સસાર જાણવો

આ કારણથી જ પ્રથમ કારિકામા "दु खनिमित्त" એમ કહેવા છતા બીજી કારિકામા "कर्मफलैरनुबद्ध" કહ્યું છે

વળી "दु खनिमित्त' પદથી તાત્કાલિક અપાયો અનર્થોનુ સૂચન જાણવું અને "कर्मफलैरनुबद्ध" પદથી દુખોની પરપરા જાણવી

આ વાત અપાય અને અવદ્યના વિચારની માફક અથવા ધર્મ ધ્યાનના અપાયવિચય અને વિપાકવિચયની માફક વિચારવી

# चतुरशरण–महिमा

(ધ્યાનસ્થ સ્વ. પૂ. આગમોદ્ધારકશ્રીએ બાલ જીવોના હિતાર્થે ચિરંતનાચાર્યરચિત શ્રી પંચસૂત્રના "શરણુ ચતુષ્ટય"ને વર્ણવતા શરૂના ભાગ ઉપરથી બાર શ્લોકની લઘુ કૃતિ "शरण–चतुष्कं" નામે બનાવી છે, તે કૃતિ જિજ્ઞાસુ જીવોના હિતાર્થે ગુજરાતી અનુવાદ સાથે રજુ કરાય છે.

આ કૃતિ "श्री आगमोद्धारक कृति संदोह (ભા. ૪ કૃતિ સં. ૧૨ પાનું ૧૯)માં છપાએલી છે.

नमो विराग ? सर्वज्ञ ?, शक्रपूज्य ? यथार्थवाक् ? ।
भगवन् ? लोकगुरोऽर्हंस्तुभ्यं, य एवमुक्तवान् ॥ १ ॥

जीवोऽनादि र्भवोऽप्यस्य, कर्मसंयोगजस्त्वयं ।
दुःखरूपफलोद्‌बन्ध–श्छेदोऽस्य शुद्धधर्मतः ॥ २ ॥

स पापविलयात् सोऽपि, भव्यत्वादिविपाकतः ।
चतुश्शरणगमनं, गर्हणं दुष्कृतावलेः ॥ ३ ॥

स्तुतिः सुकृतसन्तत्या, अस्य हेतुत्रयं त्विदम् ।
तत् कार्यमेतद् भवितु–कामेनैवाञ्च्यमन्वहम् ॥ ४ ॥

मुहुः क्लेशेऽन्यथा सन्ध्या–त्रितये जीवनावधिः ।
भगवन्तोऽप्यपुण्याढ्या, गुरवो ये जगत्त्रये ॥ ५ ॥

क्षीणरागद्वेषमोहा, अचिन्त्यसुररत्नभाः ।
भवोदधिप्रवहणाः, शरण्याः शरणं मम ॥ ६ ॥

ભાવાર્થ–હે વીતરાગ ? સર્વજ્ઞ ? ઇંદ્ર પૂજ્ય ? યથાર્થ વાણીવાલા ? પ્રાણી માત્રના ગુરૂ ? હે અરિહંત પ્રભુ ? તમને નમસ્કાર થાઓ !

જે ભગવન્તે આ પ્રમાણે કહ્યું છે.—॥ ૧ ॥

"—જીવ અનાદિ છે તેનો સંસાર પણ અનાદિ છે, તે સંસાર કર્મના સંયોગથી ઉપજેલ છે, વળી તે સંસાર

દુઃખ સ્વરૂપ છે, દુઃખ ફળક છે, દુઃખની પરંપરા વાળો છે, એનો નાશ શુદ્ધ ધર્મથી થાય છે ॥ ૨ ॥

તે શુદ્ધ ધર્મ પાપ (મોહ) કર્મના અપગમ (ક્ષયોપશમ)થી પ્રાપ્ત થાય છે, અને પાપ (મોહનીય)નો અપગમ તથાભવ્યત્વ આદિના વિપાકથી થાય છે,

ચતુઃશરણ સ્વીકાર, દુષ્કૃતની ગર્હા અને સુકૃતની અનુમોદના આ ત્રણ તથાભવ્યત્વાદિના વિપાકનું કારણ છે

કલ્યાણકામી આત્માએ રોજ શ્રેષ્ઠ ચતુઃશરણાદિનો સ્વીકાર સંક્લેશ (ચિત્તની વ્યાકુલતા) વખતે વારંવાર અને સામાન્યથી યાવજ્જીવ ત્રણ સંધ્યાએ કરવો જોઈએ

ઉત્તમ પુણ્યશાળી, ત્રણ જગતના ગુરૂ, રાગદ્વેષ મોહ જેમના ક્ષીણ થઈ ગયા છે, અચિન્ત્ય ચિંતામણિ જેવા, ભવસમુદ્રમાં વહાણ સમા, શરણ લેવા લાયક શ્રી અરિહંતભગવંત મારા શરણરૂપ થાઓ ॥ ૩, ૪, ૫, ૬ ॥

प्रक्षीणजन्म-मरणाः, कर्मकलङ्कविवर्जिताः ॥
नष्टबाधाः समस्तार्थ-ज्ञान-दर्शनसंयुताः ॥ ७ ॥
सिद्धिस्थिता निरुपम-सुखयुक्ताः कृतार्थकाः ॥
सर्वथा शरणं सिद्धाः, भवन्त्वेते तथा सदा ॥ ८ ॥
शान्तगम्भीरमानसाः, सावद्ययोगवर्जकाः ॥
पञ्चधाऽऽचारनिपुणाः, परोपकृतितत्पराः ॥ ९ ॥
पद्माद्युदाहरणस्थानाः, ध्यानाध्ययनसङ्गताः ॥
शुद्धाशया साधवो मे, शरणं सन्तु सर्वदा ॥ १० ॥

ભાવાર્થ-જન્મ-મરણ જેમના ક્ષીણ થઇ ગયા છે, કર્મના કલંકથી રહિત, પીડા રહિત, સમસ્ત પદાર્થના જ્ઞાન-દર્શનથી સહિત, મુક્તિમાં બિરાજમાન, નિરૂપમ સુખવાળા, કૃતકૃત્ય અને સર્વ રીતે શરણ લેવા લાયક શ્રી સિદ્ધ ભગવંતો સદા શરણરૂપ થાઓ, ॥ ૭-૮ ॥

શાંત અને ગંભીર મનવાળા, સાવદ્ય યોગનો ત્યાગ કરનારા,

પંચાચારના પાલનમાં નિપુણ, પરોપકારમાં તત્પર, પદ્મ આદિના ઉદાહરણોને યોગ્ય, ધ્યાન અને અધ્યયનથી શોભતા, નિર્મળ અધ્યવસાય વાળા સાધુઓ મને સદા શરણરૂપ થાઓ. ॥ ૯–૧૦ ॥

सुरी सुरनरेशा-मोहध्वान्त नभोमणिः ॥
रागद्वेषविषे मन्त्रो, हेतुः सर्वशुभागतेः ॥ ११ ॥

कर्मकक्षाऽनलः सिद्धेः, साधकः केवलिस्मृतः ॥
धर्मो [मे] भगवन् शरणं, सर्वदा सर्वथा भवे ॥ १२ ॥

॥ इति शरण चतुष्कम् ॥

ભાવાર્થ–દેવેન્દ્ર, અસુરેન્દ્ર અને નરેન્દ્રોથી પૂજનીય, મોહરૂપ અંધકાર માટે સૂર્ય સમાન, રાગ–દ્વેષ રૂપ ઝેરને ઉતારવા મહામંત્ર સમાન, કર્મરૂપ ઘાસ માટે અગ્નિ સમાન, સિદ્ધિનો સાધક કેવલી ભાષિત ધર્મ મને સદા સર્વથા ભવોભવ શરણરૂપ થાઓ. ॥ ૧૧–૧૨



## ઉપયોગી સુભાષિત

अल्पाः स्वदोषमीक्षन्ते, प्रतिकुर्वन्ति चाल्पकाः ।
केचिदेव हि सम्पूर्णं गुणत्वमभियान्ति तु ॥

પોતાના દોષને જોનારા થોડા હોય છે, ઉપકારનો બદલો વાળનારા તો તેથી પણ થોડા હોય છે. સંપૂર્ણ ગુણવાન્‌પણુ તો કો'ક જ પુણ્યાત્મા પ્રાપ્ત કરી શકે છે

પૂ૦ આગમો૦ રચિત સૂક્તસંગ્રહમાંથી



( આ વિભાગમાં ધ્યાનસ્થસ્વ૦ આગમ સમ્રાટ્ પૂ૦ આગમોદ્ધારક શ્રીના તત્ત્વાનુસારી ઐદમ્પર્યસ્પર્શી આગમિક ચિંતન-મનનનો લાભ જિનાજ્ઞાબુદ્ધિથી તે તે અવસરે પૃચ્છા-પરિપૃચ્છાદ્વારા ભાવુક મુમુક્ષુ આત્માઓએ લીધેલો અને તે તે પુણ્યશાળી વ્યક્તિઓએ નોંધી લીધેલ તેવા સુસ્પષ્ટ પ્રશ્નોત્તરોનો સુરમ્ય સંગ્રહ આપવાનો વિચાર છે

આ વખતે ધ્યાનસ્થ સ્વ પૂ૦ આગમોદ્ધારક શ્રી શિષ્યરત્ન શાસનદીપક શ્રી સિદ્ધચક્રઆરાધન તીર્થોદ્ધારક સ્વ પૂ૦ આ૦ શ્રી ચન્દ્રસાગરસૂરીશ્વરના ઉજ્જૈનના વિશાલ સંગ્રહમાંથી જ્ઞાનમંદિરના કાર્યવાહક ધર્મપ્રેમી શ્રી કુંદનમલજી એ મોકલેલ વ્યાખ્યાનોના સંગ્રહમાંથી પેન્સીલથી લખેલ છૂટક પ્રશ્નોત્તરોના વેરવિખેર પાના મળી આવેલા તેમાંથી વ્યવસ્થિત કરી કેટલાક પ્રશ્નોત્તરો આપવામાં આવે છે

પ્રશ્નોના પ્રારંભે કવરપેજ રૂપે રખાયેલ કોરા કાગળ ઉપર "શ્રી પંચાશકના પ્રશ્નોત્તર ઉપા. દેવેન્દ્રસા. લે-દૌલત" આવું લખાયેલ છે, તે ઉપરથી આ પ્રશ્નોત્તરોનું સંકલન પૂ૦ ગણીવર્ય શ્રીદૌલતસાગરજીએ કર્યું હોય તેમ લાગે છે, અને શ્રી પંચાશક-ગ્રંથ સંબંધી પ્રશ્નોત્તરો જણાય છે )

પ્રશ્ન-૧ ત્રિકાલ જિનપૂજા કરવી એમ ઉત્સર્ગથી વિધાન કર્યા છતાં અપવાદ માત્રથી પોતાની આજીવિકાને બાધ ન થાય તેવો ને તેટલો સમય બને તો પણ ત્રિકાલ સંધ્યાએ જ પૂજા કરવી એમ વિધાન ન કર્યું

આ બાબદ વાદી શંકા કરે છે કે શા માટે આપવાદિક કાલની અરૂપણા કરી ?

**ઉત્તર**–**બુદ્ધિમાન** તે જ કહેવાય કે જે **ઔચિત્ય પૂર્વક વર્તે.** એવો બુદ્ધિમાન પુરૂષ કે જે પરમાર્થથી પુણ્યની પુષ્ટિ કે સુખની વૃદ્ધિને ઈચ્છતો જે રીતે કલ્યાણની પરંપરા વધે તેવી રીતે આદર-પૂર્વક પ્રયત્ન કરે એટલે ત્રિકાળપૂજા કરતાં જો આજીવિકાનો ઉચ્છેદનો પ્રસંગ આવતો હોય તો પૂજામાં આપવાદિક કાલનો આશ્રય કરે.

**પ્રશ્ન–૨** આપવાદિક કાલનો આશ્રય ન કરે તો શુભ પરંપરાનો નાશ થાય છે એ શી રીતે ?

**ઉત્તર**–જો શ્રાવક આજીવિકાના ઉચ્છેદ પ્રસંગે પણ આપવાદિક કાલનો આશ્રય ન કરે તો આજીવિકા નાશ પામે ને આજીવિકાથી પીડાતા ગૃહસ્થને ધર્મસંબંધી કે લોકસંબંધી સર્વ ક્રિયાઓમાં મુંઝવણ થાય ને તેથી શુભપરંપરાનો નાશ થવા પૂર્વક આર્તધ્યાનનો પ્રસંગ આવે,

કદાચ કોઈ સર્વથા લોક–વ્યવહાર નિરપેક્ષ થવા માંગતો હોય તો તેવા આત્માએ સર્વ વિરતિરૂપ સંપૂર્ણ સંયમ એટલે સાધુપણું જ સ્વીકારવું ઉચિત છે. નહિતર તેનુ સર્વથા નિરપેક્ષપણું ઉચિત નહિ, પણ ભૂમિકાભેદે અનુચિત જ ગણાય.

**પ્રશ્ન–૩** પ્રભુ પૂજા કરનારે સ્નાન કરવું જોઇએ એમ વિધાન કર્યું છે, પરંતુ સ્નાનાદિક જીવનિકાયના વધમાં હેતુભૂત છે, માટે સ્નાન કરવું જોઇએ કે કેમ ?

**ઉત્તર**–શકય જીવ રક્ષા કરવા રૂપ યતના વડે કરાતી સ્નાનાદિક ક્રિયા ગુણને માટે થાય છે, માટે પ્રભુ પૂજા માટે કરાતું સ્નાન ગૃહસ્થો માટે ઉચિત–સંગત છે. પણ આ ઉપરથી એમ ન સમજવું કે આ રીતે યતના પૂર્વક સ્નાનાદિ જો પાપ હેતુ ન બને તો સાધુ પણ યતનાવાળી પૂજા કરે તો શો વાધો ? કારણ કે દ્રવ્ય પૂજાના અધિકારી આરંભવાલા ગૃહસ્થો જ હોય છે. પણ સાધુ નહિ, કારણ કે સાધુ

ભગવતો ભાવસ્તવમા મગ્ન છે ને આરભાદિ સર્વ સાવદ્યનો ત્યાગ કરેલો છે, માટે સાધુ ભગવતો દ્રવ્યસ્તવભૂત સ્નાનાદિ કરે નહિ

પ્રશ્ન-૪ સ્વરૂપથી દોષવાળી એવી પણ સ્નાન પૂર્વકની પ્રભુ પૂજા આરભવાળા ગૃહસ્થોને ગુણવાળી છે એમ શાથી ?

ઉત્તર- જયણા (જ્ઞાનીઓની આજ્ઞાની સાપેક્ષતા) ને મુખ્ય રાખીને સ્નાન પૂર્વક કરાતી પ્રભુપૂજા શુભભાવની પરપરાએ કર્મનિર્જરાનું ના હેતુભૂત છે, જેમ કૂવો ખોદતા થાક લાગવો, તૃષા વધવી, ને કપડા આદિ મલિન થવા છતા પાણીની પ્રાપ્તિ સ્વ-પર ઉપકારક નિવડે છે એવી રીતે પ્રભુપૂજા પણ અજયણાથી થતા આરભાદિક દોષોને પણ દૂર કરીને ઉત્પન્ન થયેલા શુભ અધ્યવસાય વડે વિશિષ્ટ પ્રકારના અશુભ કર્મના નાશની સાથે પુણ્યબધમા કારણભૂત થાય છે, માટે ગૃહસ્થોને સ્નાનપૂર્વકની પ્રભુપૂજા ગુણકારી છે અહિં કેટલાકો પ્રભુપૂજામા એકાન્ત નિર્જરા માને છે, જ્યારે કેટલાકો અલ્પ બધને બહુ નિર્જરા માને છે

પ્રશ્ન-૫ આરભવાલા ગૃહસ્થોથી યતના (આજ્ઞાસાપેક્ષતા) પૂર્વક કરાતા સ્નાન આદિક ગુણને માટે થાય છે એમ કહ્યુ, છતા આરભ વાળો પણ જો અધિક પાપથી ગભરાયેલો હોય ને તે ધર્મને માટે પણ સ્નાનાદિક ન કરે તો શું ખોટુ ?

ઉત્તર-આરભ સમારભમા પડેલા ગૃહસ્થને શરીર, ઘર, કુટુબ આદિના કાર્યોમા થતું પાપ ખટકતું નથી ફક્ત ધર્મનું કાર્ય હોય ત્યા પાપથી ગભરાઇ ધર્મ ક્રિયાને છોડવાની તત્પરતા તે અજ્ઞાન દશાનો નમૂનો છે, કારણ કે 'શાસ્ત્રે વિહિત કરેલા માર્ગમાં પણ પાપને બ્હાને અનાદરપણુ' એજ શાસ્રનુ અજ્ઞાનપણું સૂચવે છે

☆

# 卐 તાત્ત્વિક પ્રશ્નોત્તરો 卐

[ ગુજરાતી રૂપાંતર ]

(પરમારાધ્ય બહુશ્રુતશિરોમણિ ધ્યાનસ્થ સ્વર્ગત પૂ૦ આગમોદ્ધારકશ્રી ભગવંતે પોતાની પ્રૌઢ પ્રતિભાદ્વારા શાસ્ત્રસમુદ્રનું મથન કરી અનેક તાત્ત્વિક બાબતોના જે સંવાદી ઉકેલો શોધી કાઢી આગમાનુસારી પુણ્યાત્માઓની આગમભક્તિ ખૂબ જ જાગૃત કરેલી, તેવા ૧૪૪૬ સંસ્કૃત પ્રશ્નોત્તરોના સંગ્રહ સ્વરૂપ "તાત્ત્વિક પ્રશ્નોત્તરાણિ" નામે પ્રતાકારે ગ્રંથ શ્રી આગમોદ્ધારક ગ્રંથ સંગ્રહ-૧૨ રૂપે સુરતથી પ્રકાશિત થયેલ છે.

પૂ૦ આગમતલસ્પર્શી આગમદિવાકર આચાર્ય ભગવંતની બહુમુખી પ્રતિભાના સુમધુર દર્શન સંસ્કૃત ભાષાથી અપરિચિત આબાલ ગોપાલ તમામ ધર્મપ્રેમી જિજ્ઞાસુઓને થાય તે શુભઆશયથી તે પ્રશ્નોત્તરો અક્ષરશઃ ગુજરાતી ભાવાનુવાદ સાથે આપવાનો નમ્ર પ્રયાસ છે)

**પ્રશ્ન-૧** 'ન્યાયાવતાર' વિગેરે શાસ્ત્રોમાં "अपरोक्षतयाऽर्थस्य" એ પ્રમાણનયતત્ત્વાલોકાલંકાર આદિના વચનથી 'પ્રત્યક્ષથી ભિન્નરૂપે પ્રત્યક્ષ' એમ સમજાય છે, તો પરોક્ષથી ભિન્નરૂપે પ્રત્યક્ષ જાણવું કે પ્રત્યક્ષથી ભિન્નરૂપે પરોક્ષ જાણવું ?

**ઉત્તર**-જેઓ ઇંદ્રિઓ અને મનથી થતું જ્ઞાન વિષયથી પ્રત્યક્ષપણે થતું હોવાથી વ્યાવહારિક પ્રત્યક્ષપણે સ્વીકારે છે, તેઓ તે બે જ્ઞાનની વ્યવહાર્યતાને અપેક્ષીને તે બે જ્ઞાનથી જુદા એવા અવધિ વિગેરે જ્ઞાનોનું પારમાર્થિક પ્રત્યક્ષપણું છે એમ જણાવવાની ખાતર પ્રત્યક્ષથી ભિન્નરૂપે પરોક્ષ કહે છે, અને તે સ્મરણાદિરૂપ જ સમજવું,

વળી જેઓ સીધાં આત્માને જ થતાં હોવાથી અવધિ આદિ જ્ઞાનોનું જ પ્રત્યક્ષપણુ માને છે, તેઓ મતિ વિગેરે જ્ઞાનોને તે જ્ઞાનો

વ્યવહારને યોગ્ય હોવાથી પરોક્ષથી ભિન્નરૂપ પ્રત્યક્ષ જણાવે છે, એ અભિપ્રાયે 'अस्पष्टं परोक्षम्' એમ તત્ત્વાર્થકાર કહે છે

આ પ્રમાણે તે કથનો સુસગત છે

**પ્રશ્ન-૨** શ્રી નદીસૂત્રમા અવગ્રહ આદિના નિરૂપણના અધિકારમાનો ઇન્દ્રિય-અર્થાવગ્રહ વિગેરેને આભિનિબોધિકપણું કહીને પરોક્ષપણું જણાવ્યુ છે, ફરીથી તેજ સૂત્રમા પ્રત્યક્ષના વિભાગના અવસરે અવધિ વિગેરેને નોઇન્દ્રિયજન્ય હોવાથી પ્રત્યક્ષપણું કહ્યુ છે, તે કેવી રીતે ઘટે ?

ઉત્તર-આભિનિબોધના પ્રકરણમા 'નો' શબ્દ દેશનિષેધ અર્થમા લેવા યોગ્ય છે, અને અવધિઆદિ પ્રત્યક્ષ જ્ઞાનના પ્રકરણમા તે જ ('નો' શબ્દ) સર્વ નિષેધ અર્થમા છે, એ પ્રકારે 'નો' શબ્દનુ સર્વ અને દેશનિષેધવાચીપણું પ્રસિદ્ધ જ છે

**પ્રશ્ન-૩** મતિજ્ઞાન અને આભિનિબોધિક જ્ઞાનમા કોઈ તફાવત છે કે તે બને માત્ર પર્યાયાન્તર છે ?

ઉત્તર-જ્ઞાનના પાચ ભેદના વિભાગ (ભેદ) ની અપેક્ષાએ તે બને પર્યાયરૂપ છે, પરતુ સૂક્ષ્મ દૃષ્ટિથી વિચારતા સશય, અધ્યારોપ આદિથી રહિત, બધાને માન્ય, ઇન્દ્રિય અને મનથી થતું એવું તે પ્રમાણરૂપ છે, તેથી આભિનિબોધિક કહીએ છીએ, અને સામાન્યથી ઇન્દ્રિય અને મનથી થતું જે જ્ઞાન તે મતિ કહેવાય છે, એ પ્રમાણે મોટો ફરક છે

એ વાત જણાવવા માટે **આવશ્યકચૂર્ણિ** (પૃ ૭) મા સમ્યગ્ દૃષ્ટિને આભિનિબોધિક અને મિથ્યાદૃષ્ટિને મતિ-અજ્ઞાન એમ જણાવ્યુ અને એથી જ તત્ત્વાર્થની જેમ અહીં 'विपर्यय' સૂત્ર કહેવુ ન પડયુ

**પ્રશ્ન-૪** સમ્યગ્ દૃષ્ટિઓનું સશય આદિરૂપ જ્ઞાન તે સમ્યગ્જ્ઞાન કે મિથ્યાજ્ઞાન છે ?

ઉત્તર-સશયાદિરૂપ સમ્યગ્દૃષ્ટિઓનુ જે જ્ઞાન છે, તે સદ્,

અસદાદિ અનન્તધર્મસ્વરૂપ અર્થને બાધ કર્યા સિવાય જ ઉત્પન્ન થાય છે, એ માટે તે મિથ્યાજ્ઞાન નથી, પરંતુ સમ્યગ્જ્ઞાન જ છે નિશ્ચય કરવામાં અસમર્થ હોવાથી તે પ્રમાણરૂપ ભલે ન હોય.

આજ કારણથી પ્રમાણના લક્ષણને રચનાર આચાર્યોએ નિશ્ચય સહિત જ્ઞાનને પ્રમાણરૂપે માન્યુ છે. જ્યાં (તત્ત્વાર્થસૂત્રની અંદર) 'તત્ પ્રમાણે' વિગેરે સૂત્રોમાં (સંશયાદિનો) તફાવત કર્યો નથી. ત્યાં સંશયાદિનું પણ જ્ઞાનપણું છે. એમ જણાવી પાંચ જ્ઞાનમાં પણ સંશયાદિનું જ્ઞાનપણુ જણાવે છે.

**પ્રશ્ન–૫** સંશય આદિની જેમ મતિ–અજ્ઞાન આદિનું વિપરીતપણુ હોવાથી એ બનેમાં શું તફાવત છે? (કારણ કે સંશયાદિને સમ્યગ્જ્ઞાન તરીકે સ્વીકારેલ છે.)

**ઉત્તર**–પંડિતોની જેમ સમ્યગ્ દૃષ્ટિઓને પણ સંશયાદિ જ્ઞાન નિર્વિશેષ નથી. અર્થાત્ વિશેષવાળું છે, માટે (સમ્યગ્ દૃષ્ટિનું જ્ઞાન સંશયાદિવાળું હોવા છતાં) સમ્યગ્જ્ઞાન જ છે, અને બીજાઓનું તો ઉન્મત્ત અને મુંઝાયેલા વિગેરેના સંશયાદિની માફક મિથ્યાજ્ઞાનરૂપ જ છે

**પ્રશ્ન–૬** જો પહેલા અને છેલ્લા તીર્થંકરના તીર્થો પ્રતિક્રમણવાળા છે, તો બાવીસ તીર્થંકર વિગેરેના શાસનમાં શું આવશ્યકો નથી?

**ઉત્તર**–પહેલાં અને છેલ્લા તીર્થંકરના તીર્થમાં નિયમથી દૈવસિક, રાત્રિક ઉભય સંધ્યાએ પ્રતિક્રમણ કરવાના છે, અને પક્ખી, ચોમાસી, સંવત્સરી પ્રતિક્રમણો પણ પક્ષાદિની અંદર અવશ્ય કરવાના છે. આ પ્રમાણે નિયમિત પ્રતિક્રમણ કરવાનાં હોવાથી પહેલા, છેલ્લા તીર્થંકરોનું શાસન સપ્રતિક્રમણ છે, એમ કહ્યું છે.

બાવીશ તીર્થંકરોના શાસનમાં પણ પ્રતિક્રમણ સૂત્ર, અર્થ અને તદુભયથી નિયમિત છે. અર્થાત્ આવશ્યક તેને માટે પણ નિયમિત છે, પરંતુ ક્રિયાની અપેક્ષાએ અનિયમિત છે. એટલે કે તેઓને પ્રતિક્રમણ માટે ઉભયકાળ અને પક્ખી આદિની અપેક્ષા જ નથી.

કારણુ કે તેઓને દોષના પ્રસગે જ દૈવસિક કે રાત્રિક પ્રતિક્રમણુ કરવાના છે અને પહેલા અને છેલ્લા તીર્થંકરના શાસનમા ઉભય સધ્યાના કાલે પ્રતિક્રમણુ છે

આ ઉભય સધ્યાકાળના ઉભય પ્રતિક્રમણુ આચારરૂપ હોવાથી નિર્દોષને પ્રાયશ્ચિત્ત આપવા રૂપ નથી જેમ ગ્રન્થના આરભમા શિષ્ટાચારથી મગળ કરે છે તેમા વિઘ્ન હોય તો તેનો નાશ થાય અને વિઘ્ન ન હોય તો દર્શનશુદ્ધિ વિગેરે ગુણો તો થાય જ, એવી રીતે અહીં પણુ દોષ હોય તો-પ્રતિક્રમણુથી શુદ્ધિ થાય અને તે ન હોય તો જ્ઞાનાચાર આદિ પચાચારનું આરાધન થાય છે (એટલે આવશ્યક કરવું નિરર્થક નથી )

આ જ કારણુથી દશ કલ્પપાલનમા દેવાતું ત્રીજા ઔષધનું દૃષ્ટાત ખરેખર રીતિએ (પ્રતિક્રમણુ માટે) ચરિતાર્થ છે અપ્રાયશ્ચિત્તને પ્રાયશ્ચિત્ત દેવાથી મિથ્યાત્વ આવે એવું જે વચન છે તે ભિન્ન પ્રાયશ્ચિત્ત દેવાના પ્રસગમા છે નિયમિત રીતે પ્રતિદિવસે કરાતા પ્રતિક્રમણુના વિષયવાળુ નથી

પ્રશ્ન-૭ શાસ્ત્રોમા આદિ, મધ્ય અને અતમા મગળ કરવામા આવે છે અને તે ત્રણુ મગળો, અનુક્રમે નિર્વિઘ્નપૂર્વક શાસ્ત્રના અર્થોને પાર પામવા, તે અર્થોને સ્થિર કરવા અને શિષ્ય, પ્રશિષ્ય આદિ પરપરામા અવ્યવચ્છેદ રાખવા એ ફળ તરીકે માનવામા આવ્યા છે, તો આ બાબતમા કઇ ઘટના છે કે પરપરાથી જ જેમ તેમ ચાલતી આવેલી તે પ્રવૃત્તિ છે ?

ઉત્તર-જૈન શાસનમા શરૂઆતમા ભણુવા યોગ્ય-વ્યાખ્યાન કરવા યોગ્ય અને આદરવા યોગ્ય આવશ્યક સૂત્ર છે તેથી તે આવશ્યક સૂત્રના વિષયને આશ્રીને ત્રણુ મગળની યોજના ફળવાળી છે

મગળ તે જ કહેવાય છે કે જે અનિષ્ટનું નિવારણુ કરીને ઇષ્ટ ફળની સિદ્ધિને કરે તે ઉદ્દેશથી આ પ્રમાણે યોજના છે

(૧) તેમાં પ્રથમ મંગળ તરીકે આવશ્યક સૂત્રનું પહેલું અધ્યયન **સામાયિક** છે. અને તેમાં તીર્થંકર ભગવાન અને ગણધરદેવોના ચરિત્રો છે. તેઓના ચરિત્રોનું શ્રવણ વગેરેથી બોધિબીજની પ્રાપ્તિ વગેરે થાય છે. અને તેનાથી જરૂર સમસ્ત કર્મનો નાશ વગેરે થાય છે. અને તેથી અનિષ્ટનું નિવારણ અને ઇષ્ટની પ્રાપ્તિ દ્વારા શાસ્ત્રમાં કહેલ પરમાર્થરૂપ જે મોક્ષ, તે પુદ્ગલપરાવર્તની અંદર પ્રાપ્ત થાય છે જ.

તેમ જ સામાન્યથી પણ સામાયિકનો વાચ્યાર્થ રાગદ્વેષ રહિતપણારૂપ સમતાનુ સેવન કરવાથી જીવો મોક્ષના લાભથી વંચિત રહેતા નથી.

(૨) **મધ્યમંગળ નિર્યુક્તિના પ્રમાણની અપેક્ષાએ ચતુર્વિંશતિ (લોગસ્સ) સ્તવની નિર્યુક્તિ** છે. તેમાં જિનેશ્વર ભગવાનનું દ્રવ્ય–ભાવરૂપ સ્તવનનુ નિરૂપણ છે. અને તે દ્રવ્ય–ભાવરૂપ સ્તવના આચારવડે કરીને મોક્ષમાર્ગના ગમનમાં પ્રવર્તેલાઓને સ્થિરપણું થાય છે. આથી જ આ પ્રભાવના ગણાય છે.

અધ્યયનની સંખ્યાની અપેક્ષાએ તો મધ્ય મંગળ તરીકે **વંદન અધ્યયન** ગણાય છે. તેમાં અસાધારણપણે ગુરૂઓની ભક્તિ અને મહિમા વર્ણવવામાં આવ્યા છે. અને ગુરૂઓની ભક્તિ અને મહિમા વાળો પુરૂષ ગુરૂના ઉપદેશ શ્રવણ આદિથી આરંભેલા મોક્ષમાર્ગના ગમનમાં જરૂર સ્થિર થાય છે.

સૂત્રને અનુસરીને પણ '**इच्छामि खमासमणो वंदिउं**' એ સૂત્ર વડે વંદનમાં પણ ગુરૂઆજ્ઞાની અપેક્ષા સ્પષ્ટપણે કહેલી છે.

તેથી આવા પ્રકારની ગુરૂની આજ્ઞાને વશવર્તી શિષ્ય, મોક્ષમાર્ગમાં સ્થિર થાય જ તેમાં કંઈ આશ્ચર્ય નથી ?

(૩) **અંત્ય મંગળ** તે **પ્રત્યાખ્યાન અધ્યયન** છે. અને તેમાં મૂળગુણ સહિત ઉત્તરગુણનો સ્વીકાર અને તે રૂપ આચારની પ્રવૃત્તિથી

તીર્થની પરપરા જળવાય છે અને તેથી તીર્થની પરપરાની પ્રવૃત્તિ સતતિમા અવિચ્છિન્નપણે થાય જ

'उग्गए सूरे नमुक्कारसहियं' એ વડે સૂર્ય ઉગ્યા પછી પ્રત્યાખ્યાનની આચરણાએ ધાર્મિક જનની પરપરાએ કરીને શાસનનું જરૂર અવિચ્છિન્નપણું જ થાય છે અને તે સઘના અનુકરણમા પ્રવર્તેલો શિષ્ટાચાર છે

જે ગ્રથના આરભમા નિર્વિઘ્ન શાસ્ત્રની સમાપ્તિ માટે શબ્દથી કે અર્થથી આશીર્વાદ, નમન અને નિર્દેશ એમાથી કોઈ એક રૂપે અથવા પર ગુરૂ અને અપર ગુરૂના સ્મરણાદિરૂપે મગળ કરવું જ જોઇએ એમ માનીને એ માટે અનુકરણમા-ઉદ્દેશ અનુકરણીય ઉદ્દેશના સરખો હોય છે પણ તેમા અનુકરણીય સ્વરૂપનું પામવું હોતું નથી

માટે ઉપર કહ્યા પ્રમાણે ત્રણ મગળની ત્રણ ફળની સાથે અન્વય વ્યતિરેકિતામા કોઈથી પણ આપત્તિ પમાડવા શક્તિમાન થવાતું નથી

**પ્રશ્ન-૮** સમ્યગ્દૃષ્ટિના મતિજ્ઞાનનુ બીજુ નામ છે કે મિથ્યા દૃષ્ટિના મતિજ્ઞાન સરખુ નામ છે?

ઉત્તર-'નામાતર છે' એમ આવશ્યકચૂર્ણિકાર કહે છે કારણ કે તેઓએ આ પ્રમાણે કહ્યુ છે-'अविसेसिया०' જે સામાન્ય મતિજ્ઞાન કહેવાય છે, તે સમ્યગ્દૃષ્ટિને આભિનિબોધિક જ્ઞાન છે, ને મિથ્યાદૃષ્ટિ તે મતિ-અજ્ઞાન છે

આ હેતુથી (સમ્યગ્દૃષ્ટિને) જિન વચનના શ્રવણથી થયેલા ઊહા વગેરે, સશયાદિ અધ્યારોપ (મિથ્યાજ્ઞાન)થી રહિત જ હોય છે

આ કારણથી સશયાદિ અધ્યારોપ રહિત જ આભિનિબોધિક જ્ઞાન છે

**પ્રશ્ન-૯** આભિનિબોધિક જ્ઞાન અને શ્રુતજ્ઞાન માંહોમાંહે સમવ્યાપ્તિ છે કે કોઈ તફાવત છે?

ઉત્તર-તફાવત છે, જ્યાં આભિનિબોધિક જ્ઞાન છે, ત્યાં જ શ્રુત છે. અને જ્યાં શ્રુત છે ત્યાં આભિનિબોધિક જ છે, એ હેતુથી ખરી રીતિએ આભિનિબોધિક વ્યાપક છે.

આચારાંગ આદિ શ્રુત આભિનિબોધિકવાળાને જ હોય છે, અને આચારાંગાદિ શ્રુતવાળાને આભિનિનોધિક છે જ. એ રીતે સમ્યગ્મતિ અરે સમ્યક્શ્રુત આ અપેક્ષાએ સંગત જ છે.



મા ર્મિ ક વ્યા ખ્યા

रागत्यागी भवेद्देवः
सङ्गत्यागी गुरुर्मतः ।
सक्तित्यागी सुदृष्टिः स्याद्,
देहत्याग्यव्यये पदे ॥

ભાવાર્થ—રાગનો ત્યાગી હોય તે દેવ, સંગ(પરિગ્રહ)ના ત્યાગી હોય તે ગુરૂ, આસક્તિ-મમતાનો ત્યાગ કરે તે સમ્યક્ત્વી, અને શરીરનો ત્યાગ કરે તે શાશ્વત પદ-મોક્ષમાં પહોંચે છે.

પૂ. આગમોદ્ધારકશ્રી રચિત-શ્રીયતિધર્મોપદેશ ગા. ૭૩૯

## શ્રી કપડવંજ નગરે

તારકવર્ય બહુશ્રુત આગમજ્યોતિર્ધર પૂ૦ આગમોદ્ધારક
આચાર્યદેવશ્રીની પવિત્ર નિશ્રામાં
**શ્રી દેશવિરતિધર્મઆરાધક સમાજના** સાતમા અધિવેશન
પ્રસંગે ચતુર્વિધ શ્રીસંઘે પૂછેલા અનેક તાત્ત્વિક પ્રશ્નોના
પૂ આગમાવતાર ધ્યાનસ્થ સ્વ **શ્રી આનંદસાગરસૂરીશ્વરશ્રીએ**
જણાવેલ

# સમાધાનો

પ્રશ્ન ૧–જન્માંધને કેવળજ્ઞાન થાય ?

સમાધાન–જન્માંધપણું ચક્ષુ દર્શનાવરણી કર્મના ઉદયે અને નિર્માણ નામકર્મની વિષમતાએ થાય, કેવલનાન થાય ત્યારે ચક્ષુ દર્શનાવરણી કર્મનો ક્ષય થયો પણ નિર્માણ નામકર્મની વિષમતા ખસે નહિ તેથી ચક્ષુથી દેખે નહિ, પણ કેવળજ્ઞાનાવરણી સાથે કેવળ દર્શનાવરણીનો ક્ષય છે, તેથી જેમ નાનો બાળક ૫+૫ કેટલા થાય એમ પુછવાથી પાંચ ને એક છ, સાત, આઠ, નવ, દસ એમ ગણતરી કરી જવાબ આપે, અગર ૫×૨=૧૦ કહે આપણે વગર વિચાર્યે તરત ૧૦ જવાબ દઈએ

આપણને આંકનો, ગણતરીનો મહાવરો હોવાથી ગણતરી તરત કરી જલદી જવાબ આપી શકીએ બાળકને જવાબ આપતા વિલંબ થાય. તેમ કેવળજ્ઞાની ઇંદ્રિયની મદદ વગર દેખી શકે કેવળજ્ઞાનીઓ પાસે ઇંદ્રિયો છે, પણ તેઓ ઇંદ્રિયોનો ઉપયોગ ન કરે આપણે આંકમાં લાંબી ગણતરી નથી કરતા તેમ કેવળજ્ઞાનીઓ ઇંદ્રિયોનો ઉપયોગ જાણવામાં ન કરે કેવળજ્ઞાનથી જ જાણી લે કેવળજ્ઞાનીઓ અતીંદ્રિય જ્ઞાની છે

પ્રશ્ન ૨–મોક્ષને પાંચમી ગતિ કેમ કહી ?

સમાધાન–નારકી, તિર્યંચ, મનુષ્ય ને દેવતા એ ચાર ગતિ અને પાંચમી મોક્ષ ગતિ એ રીતે પાંચમી ગતિ ગતિ એટલે ગમન કરવું

તે. તે તો પુદ્ગલને પણ છે. પણ તેથી પુદ્ગલને ગતિ નામકર્મનો ઉદય નથી તેમ સિદ્ધ મહારાજને ગમનરૂપ ગતિ તો ખરી જ પણ ગતિ નામકર્મનો ઉદય નથી.

પ્રશ્ન ૩–બોધિબીજ (સમ્યક્ત્વ) નાશ થવાના કેટલા કારણો ?

સમાધાન–દેવદ્રવ્યનો નાશ કે ભક્ષણ કરે, મુનિહત્યા કરે, શાસનની ઉડ્ડાહના કરવાના નિમિત્તભૂત થાય, સાધ્વીનું ચોથુ વ્રત ભંગ કરે; આટલા કારણોથી સમ્યક્ત્વના બીજનો નાશ કરનાર થાય, અર્થાત્ અત્યારે તો સમ્યક્ત્વ જાય પણ ભવાંતરમાં ફરી મળવું પણ અતિશય મુશ્કેલ બને છે, કેમકે–બીજ હોય તો ક્યારેક પણ સામગ્રી મળ્યે અંકુર થાય. પણ અહીં તો બીજ જડમૂળથી બળી જાય છે. જેથી સામગ્રી હોય તો પણ અંકુર ઉત્પન્ન ન થાય.

આવા જ કોઈ કારણથી કેટલીક વખત જીવો સમકિત મેળવવાની તીવ્ર ઇચ્છા રાખે છે, છતા પણ પ્રાપ્ત કરી શકતા નથી.

**દેવર્દ્ધિગણી ક્ષમાશ્રમણજી** જેમણે સમગ્ર સિદ્ધાંતને પુસ્તકારૂઢ કરેલ છે, તેઓ પૂર્વભવમાં ઇન્દ્રમહારાજના હરિણૈગમેષી નામના સેનાપતિ દેવ છે, તે ભગવાનને પ્રશ્ન કરે છે કે––હે ભગવન્! હું સુલભબોધિ કે દુર્લભબોધિ ? જવાબ મળ્યો કે–છે સુલભબોધિ છતાં ધર્મ પ્રાપ્ત કરવામાં મહેનત તો પડશે ?

હવે ઇન્દ્રમહારાજાને વિનતિ કરે છે, કે હે સ્વામિન્! મેં આપની આટલા વર્ષો સુધી સેવા કરી, હુ માગું તે મને ન આપો ? તારી કઈ માગણી છે તે તો જણાવ. ત્યારે કહ્યુ કે–મારી એક જ માંગણી છે, તે એક જ કે મારા ચ્યવન પછી મારી જગાએ જે દેવતા ઉત્પન્ન થાય તેને આપે હુકમ કરવો કે–'હું જ્યાં હોઉં ત્યાં આવી મને પ્રતિબોધ કરવો.'

ઇન્દ્ર મહારાજે કહ્યું કે–પરંતુ તારે તારા સ્થાનમાં તેમ લખી જવું કે–અત્રે આ સ્થાન ઉપર જે દેવતા ઉત્પન્ન થાય તેણે મને

પ્રતિબોધ કરવો કે-જે દેખી નવીન ઉત્પન્ન થનાર દેવતાને તરત તે વાત માલમ પડે

હવે હરિણૈગમેષી દેવતા ઇન્દ્ર મહારાજની આજ્ઞાથી વજ્રરત્નથી એ હકીકત પોતાની સભામા લખે છે કે, ઇન્દ્ર મહારાજાનો હુકમ છે કે 'અહિં ઉપજનારાએ મને પ્રતિબોધ કરવો " હરિણૈગમેષી દેવતા ત્યાથી ચ્યવી ગયા

નવીન દેવતા આ હકીકત વાચે છે હકીકત વાચી પ્રતિબોધ કરવા આવે છે, સ્વપ્ન આપે છે, નરકગતિ, પુણ્ય-પાપના ફળ દેખાડે છે દેવતા સ્વપ્ન આપે છે ત્યારે આમને આળ જાળ લાગે છે દેવતા આવી કહે છે કે, આમ તમે દેવસભામા લખેલ છે તેથી સાક્ષાત્ ઇન્દ્ર મહારાજની આજ્ઞાથી પ્રતિબોધ કરવા આવેલ છુ માટે હવે સમજો છતા પણ હજુ ઇન્દ્રજાળ સરખુ જ માને છે પ્રતિબોધ પામતા નથી

પછી તે કોઈક વખત બહાર ફરવા જાય છે ત્યારે દેવતા એક બાજુ ખાઈ બીજી બાજુ અગ્નિ નિકુર્વે છે ત્યા દેવતા હાજર થાય છે અને કહે છે કે, હુ તને સ્વપ્નમા સાક્ષાત્ કહું છુ તો પણ ધ્યાનમા નથી લેતો, તારૂ મગજ ફર્યું છે કે શુ ! ત્યારે તે પૂછે છે કે-શું આ ખાઈ તથા અગ્નિ તે કર્યા છે? હા તારા લખવાથી તથા ઇન્દ્ર મહારાજ પાસે તે માગેલુ છે માટે તને પ્રતિબોધ માટે અમારો પ્રયત્ન છે અને કહે છે કે આ જગતનો દાવાનળ તો ઓલવાય તેવો છે, પણ સસારનો દાવાનળ ઓલવાય તેવો નથી તેમ આ સસારની ભોગતૃષ્ણારૂપી ખાઇ કોઇ રીતે પણ પુરાય તેવી નથી

આથી શાસ્ત્રકાર મહારાજા કહે છે કે જે આત્માને સમ્યક્ત્વ પામવાની પૂર્વભવમા આટલી તીવ્ર લેશ્યા હતી તેવાને પણ અહિં સમક્ત્વ પામવાની આટલી મુશ્કેલી છે કારણ કે પહેલા દર્શનમોહની બાધેલુ છે તે આ ભવમા ઉદયમા આવ્યુ

દૃષ્ટાંત તરીકે -એક માણસ એક શ્લોક ગોખવાની પુષ્કળ મહેનત

કરે છે છતાં એક શ્લોક ચડતાં ચડતાં મુશ્કેલી પડે છે, તે તીવ્ર જ્ઞાનાવરણીય કર્મના ઉદયથી એક શ્લોકની પ્રાપ્તિ મુશ્કેલથી થાય છે. તેથી જ જય વીયરાયમાં તથા 'सम्मदिट्ठी देवा०'માં ભગવાન પાસે તેમ જ દેવતા પાસે માંગણી કરાય છે કે તમારા પ્રભાવથી 'ભવનો નિર્વેદ માર્ગાનુસારીપણું મને મળો' અને 'સમકિત દૃષ્ટિ દેવતાઓ મને બોધિલાભ આપો.'

અત્રે દુર્લભબોધિ થવાનું શાસ્ત્રમાં એક દૃષ્ટાંત છે તે વિચારવા જેવું છે:-

બે ચોરો ચોરી કરવા નિકળતા હતા. સામે એક મુનિ મહાત્મા મળ્યા, ત્યારે એમાંથી એકના મનમાં એમ થયુ કે ક્યાં આ મુંડિઓ અપમંગળ સામે મળ્યો. હવે આપણું કાર્ય થાય કે નહિ થાય. જ્યારે આવા મગલભૂત સાધુને દેખી બીજાને એમ થયુ જે ભલે આપણું કાર્ય થાય કે ન થાય. પરંતુ આ સાધુ તો ઉત્તમ છે. એમ બન્નેને જુદા જુદા પરિણામો થયાં.

હવે કોઈક ભવમાં બંને ભાઇઓ થયેલા છે તે પણ જે વિચાર એકને આવે તે જ વિચાર બીજાને આવે તેથી લોકોએ એકચિત્તિઆ એવું બન્નેનુ નામ પાડયુ. એમ કરતાં કરતાં કોઈ વખત તીર્થ-કરના સમવસરણમાં બન્ને જણ ધર્મ સાંભળે છે ત્યાં આગળ એકને ભગવાનનું વચન રૂચ્યુ. બીજાને ન રૂચ્યુ. અહિં વિચાર કરે છે કે- આખી જિંદગીમાં કોઈ દિવસ આપણા બન્નેના વિચારમાં ભેદ પડતો ન હતો આજે કેમ પડયો ? આપણા ચિત્તમાં આજે ભેદ થયો છે તેનું કારણ શું હશે ? ભગવાનને કારણ પૂછ્યું-ત્યારે ભગવતે પૂર્વ ભવમાં સાધુને દેખી થયેલ અનુમોદના તથા નિંદાના કારણથી ભેદ પડયો હોવાનું જણાવ્યુ.

આથી કરીને અનુમોદના કરનાર ચોરના આત્માને સમ્યક્ત્વની પ્રાપ્તિ થાય છે અને અપમંગળ ચિંતવનાર ચોરના આત્માને સમ્ય-ક્ત્વ નતું નથી; અને ઘણો સંસાર રખડે છે.

આટલી સામાન્ય સાધુની અરૂચિ થવા માત્રથી બોધિદુર્લભતા થાય છે એવી રીતે શાસનનો વરઘોડો દેખી કોઈ આત્માને અનુમોદનાથી પણ બોધિબીજ થાય છે તેમ જ કોઈક ભાગ્યશાળીને સત્પુરૂષની પ્રશંસારૂપ ગુણાનુરાગથી જે બોધિબીજ થાય તેનાથી કાળાંતરે કે ભવાંતરે પણ બીજાંકુરની જેમ ઉત્તરોત્તર વૃદ્ધિ થાય છે

પ્રશ્ન ૪—પાંચ જ્ઞાન, વીશસ્થાનક વિગેરે આરાધનાના કાઉસગ્ગમાં लोगस्स० सागरवरगंभीरा સુધી, चंदेसु निम्मलयरा સુધી કે સંપૂર્ણ ગણવા ?

સમાધાન—આરાધનાના કાઉસગ્ગમાં પ્રાયશ્ચિત્ત સ્થાન ન હોવાથી સંપૂર્ણ लोगस्स० ગણવા

પ્રશ્ન ૫—આરાધનાના કાઉસગ્ગોમાં वंदणवत्तियाए० કહેવું કે નહિ ?

સમાધાન—આરાધનાના કાઉસગ્ગોમાં वंदणवत्तियाए० કહેવું

પ્રશ્ન ૬—પ્રતિક્રમણ કરતાં विशाललोचन० સુધીમાં સામાયિક પુરૂં થાય તો બીજું સામાયિક તે વખતે લઈ શકાય ?

સમાધાન—લઈ શકાય

પ્રશ્ન ૭—આરાધનાના કાઉસગ્ગ कुसुमिण दुसुमिण० ના કાઉસ્સગ્ગ પછી તરત કરી શકાય કે નહિ ?

સમાધાન—જાગવાની સાથે કુસુમિણ દુસુમિણ૦નો કાઉસગ્ગ તથા જગચિંતામણિ૦નું પ્રતિબોધ ચૈત્યવંદન કરવું સારૂં છે, કારણ કે પ્રતિબોધ ચૈત્યવંદન પછી મહાપુરૂષના વર્તનો, જીંદગીઓ ચરિત્રો વિચારે પછી ભરહેસરની સજ્ઝાય યાવત્ ૧૪ પૂર્વો સુધી ગણે પછી પ્રતિક્રમણનો વખત થાય ત્યારે પ્રતિક્રમણ શરૂ કરે

પ્રશ્ન ૮—સકલતીર્થ બોલતાં પહેલાં કે પછી બીજું વધારાનું બોલાય તે ઠીક છે ?

સમાધાન—કેટલીક જગો પર અધિક કરવામાં દેખીતો ગેરફાયદો

નથી પણ વિધિભેદ થાય છે. વિધિની નિયમિતતા જાળવવી ટકાવવી જ જોઇએ, કારણ કે-**સકલતીર્થ**ના કર્તા **જીવવિજયજી** મહારાજથી-એટલે સ્હેજ ૨૫૦-૩૦૦ વર્ષથી આચરાએલી વિધિ આચરણીય છે. કોટિધ્વજની છોકરી માંડવામા ચુદડી પહેરીને બેસે, વરરાજા જામો પહેરે. નાતનો રીવાજ બધાને પાલવે તેવો હોવો જોઈએ. તેમ સામુદાયિક પ્રતિક્રમણમાં સમુદાય વિધિએ થાય તે જ ઠીક છે. જે શાસ્ત્રકારોએ વિધિ કહી તે કર્યા પછી બાકીનું થાય તો શી હરકત ? વિધિની મર્યાદાનુ પાલન ચુસ્તપણે થવું જોઇએ.

પ્રશ્ન—**ભગવાન શ્રી ગૌતમસ્વામીજી** મહારાજ શ્રુતકેવલી હોવાથી શ્રુતજ્ઞાનથી ભગવાનનો નિર્વાણ સમય કેમ ન જાણી શકયા ?

સમાધાન—શ્રુતજ્ઞાનથી જાણતા હોય તો પણ શ્રુતથી ઉપયોગ મુકે તો ખ્યાલ આવે ? જેમ ચોપડામાં જાતે લખેલ હોય છતા ઉપયોગ મુકે તો જ તે ખ્યાલમા આવે છે, તેમ વિનયવાળો વિવેકને આગળ કરે તેથી હુકમ થયો એટલે ખલાસ. એ કારણથી એ વિષય તરફ તેમનું લક્ષ્ય જ નથી. વિવેકના અવસરે વિનયની મુખ્યતા ન થાય.

પ્રશ્ન ૧૦—પ્રભુને **ગૌતસ્વામીને** ત્યા મોકલવાની શી જરૂર ?

સમાધાન—મુખ્યતાએ બોધિની પ્રાપ્તિ કરાવવા માટે મોકલેલ છે. કારણ કે ભગવાન પોતે કર્મબંધથી બચતા રહે છે ને બીજાને બચાવતા રહે અને તેથી જ **શ્રી મુનિસુવ્રતસ્વામી ભરૂચમાં** અશ્વને પ્રતિબોધ કરવા માટે યજ્ઞમાં ગયા છે, અને એ નિમિત્તે ઘણાને બોધિલાભ પણ થયો છે.

પ્રશ્ન ૧૧—ક્રિયા વગર અવિરતિ માત્રથી કર્મબંધ શી રીતે થાય ?

સમાધાન—કર્મના વિકારથી અવિરતિપણું છે. તે વિકારો આત્મામાં હોવાથી કર્મ બંધાયા જ કરે છે. જેમ શરીરમા વિકાર સ્વરૂપ રસોળી થઈ હોય તો તે રસોળીને વધારવાની આપણને લગીર પણ ઇચ્છા નથી, છતાં પણ બીજા અવયવો જેમ જેમ વધે છે, તેમ તેમ

તેના પુદ્ગલો વધ્યા જ કરે છે, તેમ જે કર્મો બધાય છે તેમા કારણ તરીકે-અવિરતિનો હિસ્સો મુખ્ય છે

પ્રશ્ન ૧૨—પ્રતિક્રમણાદિક બાહ્ય ક્રિયા ન કરે માત્ર કષાય ત્યાગ ઉપર ધ્યેય રાખે તો તરત તરી શકાય ?

સમાધાન—ધર્મની ક્રિયાઓ આવતા કર્મને રોકનારી છે, અને તેથી જો ધર્મ ક્રિયાઓ નહિ કરે તો સવર ક્યાથી આવશે જો 'હુ પાપ નહીં કરૂ' એ પ્રતિજ્ઞામા આવશે તો અનુષ્ઠાન ક્રિયામા આવવુ જ પડશે અને તેથી જો કષાયના અવગુણો-ગેરફાયદા કે તેના વિપાક સમજી '**કષાયો ભવાતરમા આત્માની ખરાબી કરનાર છે**' આટલુ સમજશે તો ક્રિયા આવશે કષાય ત્યાગને જ તે આત્મા ધર્મ કહે છે, પરતુ કષાય રોકવા તે અનુષ્ઠાનોનું જ ફળ છે તેમ છતા અનુષ્ઠાન નથી માનવા તેમ કહેવુ એ પણ ગુન્હો છે

અનુષ્ઠાનની બીનજરૂરીયાત ગણવી તે પણ યોગ્ય નથી, ધર્મ-ક્રિયા અને મદ કષાય તે જુદી જ ચીજ છે

યુગલીઆ અને એકેન્દ્રિયપણામા કષાયો ખૂબજ મદ હોય છે છતા ત્યા ધર્મ નથી ધર્મ અનુષ્ઠાન કરનારને કષાયની મદતા હોય ત્યારે તેનો ધર્મ કષાયની મદતાથી ઓછા કર્મ બધાવશે ને ત્યારે જ ધર્મક્રિયાઓ કર્મ તોડશે

પ્રશ્ન ૧૩—પૂજાના નિયમવાળો પોસહ ઉચ્ચરી પડિક્રમણું કરે ને પૂજા ન કરે તો પૂજાનો નિયમ ભગ થાય ?

સમાધાન—સામાચારી જાણનારા પોસહ ઉચ્ચરી પડિક્રમણું કરે ને તેથી જ કુસુમિણ દુસુમિણનો કાઉસગ્ગ પણ પોસહ લીધા પછી જ કરે

પ્રશ્ન ૧૪—નવકારશી પચ્ચખાણથી ઉપવાસ આબિલ એકાસણું થઈ શકે ?

સમાધાન—સામાચારી એવી નથી કે પોરસી સિવાય ઉપવાસ આબિલ એકાસણા કરાય નવકારશીથી માત્ર બેસણુ થાય છે

પ્રશ્ન ૧૫—શ્રી ભગવતીસૂત્રમાં દ્વીપ-સમુદ્રને સમુદ્ર દ્વીપને ફરસે છે તે કહેવાનો પરમાર્થ શો ?

સમાધાન—બન્ને આંગળી પરસ્પર સ્પર્શેલી હોય તેમ દ્વીપ-સમુદ્ર પરસ્પર (સ્પર્શેલા જ) છે. અન્યમતવાળા જુદી રીતે માને છે. તેનો નિરાસ કરવા માટે આ વાત જણાવેલી છે.

પ્રશ્ન ૧૬--પૂજાના નિયમવાળો ઘેર સૂતક હોય તો પૂજા કરી શકે?

સમાધાન—નિયમો કહ્યા છે તે શાસ્ત્રકારોએ મર્યાદાથી કહ્યા છે. જો કોઇ શ્રાવિકા નિયમ ગ્રહણુ કરે કે આઠમ વિગેરે તિથિએ પૂજા કરવી ને તેજ જો આઠમને દહાડે શ્રાવિકા અંતરાયવાળી થાય તો આઠમે પૂજા કરી શકે ખરી ? અર્થાત્ નિયમ છતાં પણુ તે શ્રાવિકા પૂજા ન કરી શકે, તેવી જ રીતે જન્મસૂતક વખતે તેના માટે જુદું મકાન, જુદી રસોઇ રાખે તેમજ અવરજવર ન હોય તો પૂજા કરી શકે અને તેથી સુવાવડની તમામ વસ્તુઓ અલગ રાખે તો વાંધો નથી.

પ્રશ્ન ૧૭—પૂજા માટે પહેલાં સ્નાન કેમ જરૂરી ?

સમાધાન—અપવિત્રતા ટાળવા માટે. તો પછી અપવિત્રતા ટાળવી જ જોઈએ, તેથી જે કારણો જન્મ મરણનું સૂતક અપવિત્રતાનું સ્થાન છે ને તેથી તે ટાળવાનું આવશ્યક છે ને તેથી સામાન્ય મર્યાદા એવી છે કે-મોભ અડકતા હોય તો તે ઘરવાળાથી પૂજા ન કરી શકાય. હોસ્પીટલમાં સુવાવડ હોય પરંતુ ત્યાં જવુંઆવવું હોય તો પૂજા ન કરી શકે ને તેજ નિયમને સાચવવા માટે મુંબઈ જેવા શહેરમાં અડખે પડખેના બે તથા ઉપરના નીચેના ઓરડાઓ વર્જ્ય છે ત્યાં મોભ જેવી ગણતરી નથી, કારણ કે મુંબઈ જેવા ચુનાબંધી મકાન થયા છે તેથી મુંબઈ ને અંગે તે સુવાવડનું વધારે નથી ગણતા.

સૂતકની વાતને જણાવવા મુનિ મહારાજાઓ માટે પણુ જન્મ-મરણના સૂતકવાળા ઘરથી (જે કે પ્રતિકુષ્ટ કહેવાય છે ત્યાંથી) ગોચરી ન લેવી તેમ **શ્રી દશવૈકાલિકમા पडिकुट्ठकुलं०** (અ૦ પઉ. ૧ ગા૦ ૧૭) શબ્દોથી સ્પષ્ટ કહેલ છે.

કલ્પસૂત્રમા પણ સાભળો છો કે—મહાવીર ભગવાનના જન્મ પછી બારમે દિવસે અશુચિ નિવૃત્ત થયું નિવ્વત્તિए असुइजम्मकरणे તેથી કરીને ભગવાનને અગે પણ સૂતક જણાવેલ છે તો પછી બીજાની શી વાત ?

સૂતકના દિવસ માટે કેટલુંક ધોરણ વ્યવહાર ઉપર રહે છે પાડોશમા રહેતા હોઇએ ને વ્યવહાર ઉપર ધોરણ ન રાખીએ તો શું જેટલા એના ઘરમા પેઠા તે બધા સાથે લડવુ ? અને તેથી તેઓ બધ કરે પછી પકડી ન રાખવું, નહિતર ક્લેશમા ઉતરવું પડે માટે કેટલીક વખત તે દેશમા ચાલતો વ્યવહાર રાખ્યો છે

જ્યાં આપણુ ચાલી ન શકે, જ્યા આપણો ઉપાય નથી ત્યા શું કરવું ! ને તેથી જ જ્યારે કરકડુએ ચડાળોને બ્રાહ્મણ કર્યા ત્યારે તેમ કરવું જ પડયુ, નહિતર આખા સઘને બહાર નીકળવુ પડત

પ્રશ્ન ૧૮—હોસ્પીટલમા આપણો દરદી હોય, જોડે સુવાવડનો ખાટલો હોય તે વખતે તેની ખબર લેવા જાય તો પૂજા કરી શકે ?

સમાધાન—વ્યવહારથી જે સ્થાન ન હોય તેના સબધવાળાને સૂતક લાગે, કારણ કે વ્યવહાર પ્રબળ છે, અને વ્યવહાર કેવળીઓને પણ સાચવવો પડે છે

પ્રશ્ન ૧૯—શાસ્ત્રકારો એમ જણાવે છે કે શ્રાવકના દરેક ઘેર દેરાસર જોઇએ, તો સુવાવડ વખતે શું કરવુ ?

સમાધાન—વિવેકી તેના રસ્તા કરી લે, એ માટે એક ઘર અલાયદુ રાખી મૂકે

પ્રશ્ન ૨૦—નવગ્રૈવેયક અને પાચ અનુત્તર વિમાનના દેવતાઓ કલ્પાતીત હોવાથી ત્યા રહેલા શાશ્વતા બિબોની પૂજા કોણ કરે ?

સમાધાન—કોઇક ક્ષેત્રમા વિચરતા વિચરતા સાધુ મહારાજ ગયા, જ્યા પ્રતિમાઓ અપૂજ છે તો શુ ત્યા સાધુ મહારાજ પૂજા કરશે ?

ના, કારણ કે સાધુ પૂજા કરે તેવો આચાર નથી, તેમ તે દેવતાઓનો જવા આવવાનો સ્વભાવ નથી તેથી પૂજા ન થાય.

પ્રશ્ન ૨૧—જો તેમ છે તો ત્યાં બિંબોનો ઉપયોગ શો ?

સમાધાન—સિદ્ધાચલજીની ગુફામાં છઠ્ઠા આરામાં પણ બિંબો રહે તો શી અડચણ ? કંઇ નહિ, તેવી રીતે ત્યાં રહે તેમાં શું અડચણ ?

પ્રશ્ન ૨૨—નવગ્રૈવેયક તથા અનુત્તર દેવોને કયા કયા ધ્યાન હોય ?

સમાધાન—તેમને આર્તધ્યાનની મંદતા કહેવાય પણ ધર્મધ્યાન ન કહેવાય. કારણ કે પાંચ અનુત્તરમાં સમ્યક્ત્વ જરૂર હોય અને સમકિત હોવાથી આર્તધ્યાનની મંદતા જરૂર રહે અને ધર્મધ્યાનમાં આજ્ઞાપાયમાં હોઇ શકે કારણ કે તેમને અવધિજ્ઞાન તથા બીજું મતિ શ્રુત નિર્મળ ખરા પણ અવિરતિ હોવાથી ધર્મધ્યાન ક્યાથી કહેવાય ?

બાહ્યસુખમાં લીન તે આર્તધ્યાન પરંતુ તેઓ વીતરાગ પ્રાયઃ હોવાથી આર્તધ્યાન મંદ રહે. જ્યાં ત્યાગ નથી અને ઈંદ્રિઓના સુખમાં જ રહેવાનુ છે છતાં તેમને તે આર્તધ્યાન બંધનકારક નથી, કારણ કે તેમને સંયોગ એવા છે કે ત્યાં પદાર્થોની સ્વરૂપ વિચારણામાં જ લીન રહે છે અને આજ્ઞાવિચય અપાયવિચય એવા છે કે–તેમાં તેમનુ આવવું મુશ્કેલ પડે છે તેથી પણ તેમને ધર્મધ્યાન માનીએ તો હરકત નથી કારણ કે ચૂર્ણિકાર મહારાજાએ એક જગો પર ઉલ્લેખ કરેલ છે પણ સ્પષ્ટ શબ્દો નથી.

પ્રશ્ન ૨૩—વિગ્રહ ગતિમાં પર્યાપ્તપણુ કે અપર્યાપ્તપણું હોય ?

સમાધાન—વિગ્રહગતિમાં અપર્યાપ્તપણું જ હોય.

પ્રશ્ન ૨૪—મંત્ર કે ઔષધના પ્રયોગથી મનુષ્ય તિર્યંચ થાય તો આયુષ્ય મનુષ્યનું જ ભોગવે કે તિર્યંચનું ?

સમાધાન—એક ભવમાં બે આયુષ્ય ન ભોગવાય જેથી મનુષ્યાયુ જ ભોગવે. જાનવરનો આકાર છતાં સમજણ મનુષ્યની જ છે.

પ્રશ્ન ૨૫—એક મનુષ્ય દેવતાની સહાયથી દેવવિમાનમા રહે તો આહાર નિહારનુ શું થાય ?

સમાધાન—દેવતા જેને સહાયક હોય તેને માટે એ પ્રશ્નને અવકાશ જ નથી દેવતા એ બાબતનો પ્રબ ધ કરી જ લે

પ્રશ્ન ૨૬—લૌકિક લોકોત્તર મિથ્યાત્વમા શો તફાવત ?

સમાધાન—કોઈ માતાજી મહાદેવ એવા લૌકિક દેવની માનતા કરે તે લૌકિક મિથ્યાત્વ, કોઈ ભોયણીજીમા મલ્લીનાથજીની માન્યતા કરે, કોઈ કેસરીઆજી ભગવાનની માનતા માને સસ્કાર વગરના ભીલ-કોળી જે કેસરીઆજીની ચારે બાજુ રહે છે તેઓ કેસરી આજીને કાળીઆ બાવા માને ચોરી કરવા જવા માટે પણ તેની માનતા કરે જેને કલ્યાણની કે ધમની ઈચ્છા નથી, માત્ર પૌદ્ગલીક ઇચ્છાએ કેસરીયાજી વિગેરે લોકોત્તર દેવને માને છે અગર તેમની માન્યતા કરે છે ત્યારે તે લોકોત્તર મિથ્યાત્વ

આબેલ તપસ્યા આત્માના કલ્યાણનું કારણ છે એ માન્યા છતા કઈક દુનિયાદારીના કારણસર એવો વિકટ પ્રસ ગ આવ્યો, કેસમા હારવાનો વખત આવ્યો, તે આપત્તિમાથી નીકળવા માટે આબેલ કરે તો તે લોકોત્તર મિથ્યાત્વ નથી

પ્રશ્ન ૨૭—ત્યારે લોકોત્તર મિથ્યાત્વ અને દેવાધિદેવને કલ્યાણ કારી માનવા છતા પણ દુન્યવી આપત્તિ ટાળવા માટે માને, પૂજે અગર આબેલ કરે તો તે બેમા ફેર શો ?

સમાધાન—કલ્યાણ માનવા છતા પણ દુન્યવી આપત્તિ ટાળવા માટે જે દેવાધિદેવને માને અગર આબેલ કરે તો તે દ્રવ્યક્રિયા કહેવાય કેમકે-લક્ષ્ય સ્પષ્ટ છતા આચરણની ખામી છે, દષ્ટાત તરીકે સુદર્શન શેઠની સ્ત્રીએ ઉપસર્ગ ટાળવા કાઉસગ્ગ કર્યો તો શ્રદ્ધા હોવાથી દ્રવ્યાનુષ્ઠાન કહેવાય પણ શ્રદ્ધા ન હતો તો લોકોત્તર મિથ્યાત્વમા જાત વિઘ્ન ટળશે કે નહીં ટળે તો મારે ઘી ખીચડીમા ઢળશે, મારે તપસ્યા તો છે જ, કલ્યાણ તો છે જ લોકોત્તર

મિથ્યાત્વમાં તો લક્ષ્યની જ વિપરીતતા છે, કેમકે જો તે માન્યતાથી કાર્ય ન થાય તો માનેલા દેવને ખાસડા મારવા પણ તૈયાર થાય.

પ્રશ્ન ૨૮—પોતાના કુટુંબના અગર વ્હાલા કોઈ સાધુ થયા હોય ને તેનો આદર સત્કાર સન્માનાદિ કરે તો નિર્જરા થાય ?

સમાધાન—સાધુપણા તરીકે ઉલ્લાસ થાય તો લાભ એની અંદર એક સાધારણ રહેવું જોઇએ. તે કરતાં બીજી રીતિએ કરે તો સ્નેહરાગ જોડે ધર્મરાગ પણ છે. એટલે તે લાભદાયક હોઇ વાંધો નથી.

પ્રશ્ન ૨૯—દેશવિરતિ એટલે શું ?

સમાધાન—વિરતિ=વ્રત. પચ્ચક્ખાણ, નિયમ વિગેરે શબ્દો એક અર્થને જણાવનાર છે. દેશવિરતિમાં દેશ શબ્દ અંશ અર્થને જણાવનાર છે. સર્વથા હિંસા, જૂઠ, ચોરી, સ્ત્રીગમન અને પરિગ્રહ. એ પાચ આશ્રવનો ત્યાગ કરવો તે સર્વવિરતિ, તેની અપેક્ષાએ દેશથી-અંશથી એક એક હિસ્સો એટલે હિસ્સે પણ વિરતિ. માટે પાપને વખાણવું નહિ, સારૂં કહેવું કે ગણવું નહિ એટલી માત્ર પણ દેશવિરતિ.

કર્મપ્રકૃતિકારને ત્યા સુધી લખવું પડ્યું કે પચ્ચક્ખાણના ૪૯ ભાંગા તેમા છેલ્લામાં છેલ્લો ભાગો કાયાથી પાપ અનુમોદવું નહીં તેને પણ દેશવિરતિ કહે

વ્યવહારની વાતમા જે કોઈ માણસ જિંદગીમાં એક વખત પણ સામાયિક પૌષધ કરે, અનંતકાય અભક્ષ્ય રાત્રિભોજનના પચ્ચક્ખાણો કરે તો પણ દેશવિરતિ.

મહાવ્રતમાં ૧૮૦૦૦ શીલાંગમાં એક પણ ખંડિત ન ચાલે, એકની દૂષિતતાએ બધું દૂષિત થાય, પણ શ્રાવકોને અંગે ૧૮ અબજ કરતા વધારે ભાંગા છે માટે દેશવિરતિ,

કોઈ પણ પ્રકારે સામાયિક પૌષધમાં આવેલો હોય, કોઈ પણ પ્રકારના પાપનો અંશે પણ ત્યાગ તે દેશવિરતિ, તેમ જ ઉંચા દરજ્જે રહો તે પણ દેશવિરતિ.

તેવી રીતે શ્રાવકની ૧૧મી પ્રતિમા જેમા સાધુ જેવા રહેવાનુ છે તે પણ દેશવિરતિ અને પાપ અનુમોદન ન કરવું તે પણ દેશવિરતિ

શાસ્ત્રકારે કહ્યુ છે કે—“**પ્રથમ સાધુપણાની દેશના દેવી તે માટે તૈયાર ન થાય તોજ શ્રાવકપણાની દેશના દેવી નહિતર પ્રાયશ્ચિત્ત આવે**”

“**સાધુપણુ એટલે સર્વ પાપનો ત્યાગ**”

કોઈપણ ઉપદેશકાર સાધુ મહારાજ એમ તો નહિ જ કહે કે –

“**આટલુ પાપ તમે કરશો તો ચાલશે**” ઉપદેશક તો સર્વથા પાપ છોડવાનુ જ કહેશે પછી વ્રત લેનાર કહે કે, “**સર્વથા છોડવાની મારી તાકાત નથી**” ત્યારે સાધુ કહે, “**તો પછી ત્રસ જીવની હિંસાનો ત્યાગ કર.**” “**ફલાણુ જીઠાણુ ભલે રહે એમ સાધુ નહિ કહે**” આથી જ પહેલા સર્વથા પાપ છોડવાનુ કહીએ છીએ

સુદેવ સુગુરૂ સુધર્મની શ્રદ્ધાને સમ્યક્ત્વ કહીએ છીએ પણ ઉંડાણમા ઉતરીએ તો “**અઢાર પાપસ્થાનકોને પાપસ્થાન સ્વરૂપ માને ત્યા જ સમકિત**” અનતાનુબધી દર્શનમોહનીય ખસ્યુ છે તેની આ પ્રથમ નિશાની છે

**પછી એ પાપસ્થાનકોમાથી આપણા કુટુબના નિભાવ માટે બારી રાખી ત્યાગ કરીએ તે જ દેશવિરતિ**

**તેમ જ જે વખતે એમ થાય કે મારા શરીર, કુટુબ, ધન કે દુનિયાનુ ચાહે તે થાય તોપણ મારે પાપ ન કરવુ તે સર્વવિરતિ**

માગ પરિણામની મલીનતા ન થાય તે વીતરાગ ચારિત્ર

આ ચાર વસ્તુમા જે બાજે ભાગ પોતાના શારીરિક કૌટુબિકની છૂટ રાખી બાકીના પાપનો ત્યાગ થાય તે **દેશવિરતિ**

પ્રશ્ન ૩૦—જો અનુમોદન કરવા માત્રથી વિરતિમા આવી શકાતુ

હોય તો કૃષ્ણજી ચારિત્રનું અનુમોદન કરતા હતા તેથી તે દેશ વિરતિમાં આવા શકયા કે નહિ?

સમાધાન—"કાયાથી પાપનું પોષણ કરું," આ વાત પ્રતિજ્ઞાની થાય છે, શ્રી કૃષ્ણ મહારાજાને અવિરતિનો તીવ્ર ઉદય હોવાથી પ્રતિજ્ઞા એટલે નિયમ નથી.

જો નિયમ નથી તો એકાદશી આરાધી એમ કહેવાય છે તે કેમ? તેનુ સમાધાન એવું છે કે—સૂત્ર શૈલીમાં અણુવ્રતને જ દેશ-વિરતિનું સ્થાન છે તેથી અગીઆરશ કરી તોપણ વ્રતમાં ન રહી.

પ્રત્યાખ્યાનાવરણીથી જેટલું જેટલું પાપ ખસેડવા માંગો એટલું એટલું જ પાપ દેશવિરતિમા ખસે. સૂત્ર શૈલીએ પાંચ અણુવ્રતને (દેશવિરતિમાં) સ્થાન આપ્યુ. પાંચ અણુવ્રત કૃષ્ણજીને ન હતા એટલે પચ્ચક્ખાણુ ન હતું.

અનુત્તરના દેવોને ૩૩ હજાર વરસ સુધી આહારાભિલાષા ન થાય તો ઉપવાસનો લાભ થાય? ન થાય, કારણ કે પચ્ચક્ખાણ નથી, તેમ કૃષ્ણ મહારાજ આશ્રવની પ્રવૃત્તિ કરનાર ન હતા તેમ નહિ, પણ તેથી પચ્ચક્ખાણુનો લાભ નથી આથી ૩૩ હજાર વરસે આહાર લેવાનો છતાં પચ્ચક્ખાણનો લાભ તે દેવતાઓને નથી. સૂત્રશૈલીએ પાંચ અણુવ્રત થાય તો જ દેશવિરતિ ગણાય.

પ્રશ્ન ૩૧—વસા શબ્દનો અર્થ કયો? શ્રાવકને સવા વસાની દયા શી રીતે ઘટી શકે?

સમાધાન—અત્યારે રૂપિઆના ૧૬ આના તેમ આગળના વખતમાં ૨૦ વસા ગણાતા હતા તેથી તે ઉપમાએ ઘટાવતાં જીવ બે પ્રકારના સ્થાવર અને ત્રસ.

ગૃહસ્થને સ્થાવરના પચ્ચક્ખાણ હોતા નથી તેથી ૨૦ના બે ભાગ કરતાં ૧૦ વસા થયાં.

ત્રસ જીવોમાં પણ જાણી જોઈને ન મારવા. ચૂલો સળગાવતાં

કોઇ જીવ આવી ગયો તો તેમા મારી પ્રતિજ્ઞા નથી, માત્ર સકલ્પથી હિસા બધ કરી એટલે ૧૦ માથી પાચ ગયા, બાકી રહ્યા પાચ વસા

પાચની બધીમા હુ પોલ ખાઇને બેસી ન રહુ મારો અપરાધી થાય તો છોડુ નહિ એટલે અપરાધીના અર્ધા ગયા એટલે રહ્યા અઢી વસા

સામે વાઘ-સિહ ફાળ મારી મને મારી નાખશે, તે માટે હુ પચ્ચખાણ નહી કરૂ મારા શરીરને નુકશાન કરે તે વખતે હુ ગમ ખાઉ તેમ નહિ બને, એટલે અઢીમાથી અર્ધો ભાગ ગયો એટલે સવા રહ્યો

આ રીતે શ્રાવકને વીસ વસામાથી સવા વસો ને સાધુને સપૂર્ણ (આખો રૂપિયો) દયા હોવાથી વીસ વસા

પ્રશ્ન ૩૨—બિલાડી ઉદરને પકડે તેમા ઉદરને બચાવીએ પણ ઉદર ન મળવાથી બિલાડી મરી જાય તો આપણને અતરાય કે હિસાનુ પાપ ન લાગે ?

સમાધાન—એવી ઉદર ખાધા વગરની બિલાડી કેટલી મરી ગઈ ? આ તો જેઓને દયા તરફ અરુચી છે તેણે અતરાય અને હિસાનો થાભલો ઉભો કર્યો છે ને પકડી લીધો છે બિલાડીનુ કે બિલાડીના બચ્ચાનુ ખરાબ થાય તેથી ઉદરને બચાવતા નથી, એ તો કુતરો બિલાડીને મારવા આવે તો તેની તે જ બિલાડીને પણ બચાવીએ જ છીએ જુઓ આ વાત વિચારમા લ્યો—

**મેઘકુમારનો** જીવ જે આગલા ભવમા હાથી હતો, તે હાથીએ સસલાને બચાવવા માટે એક પગ અઢી દિવસ સુધી અદ્ધર રાખ્યો. પરિણામે ત્રીજે દિવસે હાથી જ્યારે બધા પ્રાણીઓ ખસી ગયા અને નીચે પગ મુકવા જાય છે એટલે પગ સીધો ન થવાથી ભૂમિ પર ગબડી પડયો છેવટે મરી ગયો આત્મહત્યા થઈ

અહિ તો જૈન શાસનમા પોતાની હત્યા પણ વર્જેલી છે એ

હાથી અઢી દિવસ ભૂમિપર પડચો તે શું ભૂમિ પુંજી પ્રમાર્જીને પડચો હશે? પુંજણી તેની પાસે હશે કે કેમ? એક સસલાને બચાવવા પોતે મર્યો અને તેને બચાવવારૂપ અહિંસાના ફળરૂપ રાજાનો પુત્ર **મેઘકુમાર** થયો.

જો અહિંસાનું ફળ ન હોય તો તેના પડવાથી જીવો મરી ગયા હશે તેથી તે મરી ગયાના ફળરૂપ તેની દુર્ગતિ થવી જ જોઈને? પણ તે તો થઇ નહિ, માટે હિંસા રોકવાથી બીજા જીવને નુકશાનનો અવસર લેવાનો નથી પણ અહિંસાનો લાભ વિચારવાનો છે.

પ્રશ્ન ૩૩—ત્યારે શું જે જીવોને બચાવીએ તેઓ અવિરત હોવાથી તે જીવો જે પાપ સેવે તેનું નિમિત્ત આપણે બનીએ તો આપણને પાપ ન લાગે?

સમાધાન—ત્યારે સસલાને બચાવ્યો તે પછી બચેલા એ સસલાએ શું વિરતિ લીધી હતી? ના! વિરતિ લીધી ન હતી, તો પછી હાથીનો જીવ મેઘકુમાર કેમ થયો? એટલે બચાવવાથી બચેલો જીવ જે પાપ કરે તે પાપ બચાવનારને લાગતું નથી.

પ્રશ્ન ૩૪—જીવ સિદ્ધિ ગતિએ જાય ત્યારે શરીરમાંથી એકી સાથે એટલે આખા શરીરમાંથી નીકળી જાય એટલે શું?

સમાધાન—જીવ દેવલોક જવાનો હોય તો શરૂઆતમાં પગ જુઠા પડી જાય છે ને છેવટે મોં જુઠું પડે, એટલે મોંમાંથી કે આંખમાંથી જીવ ગયો તેમ કહેવાય છે. તેવી રીતે છેવટે માત્રું કે ઠલ્લો છુટી જાય તો તેમાંથી જીવ ગયો એમ કહેવાય છે. આવી રીતે જીવ જાય ત્યારે એક ભાગમાથી જીવ ગયો એમ કહેવાય અને જ્યારે મોક્ષે જીવ જાય ત્યારે એકીસામટા બધા આત્મ પ્રદેશો આખા શરીરમાંથી નીકળી પડે છે.

પ્રશ્ન ૩૫—મોક્ષે જાય ત્યારે ત્રીજો ભાગ ઓછો એટલે શું?

સમાધાન—લીંબુ, તુરીયાં, ભીંડા, તુંબડી સુકાય ત્યારે આકાર તો એનો એ જ રહે પણ પાણીનો ભાગ સુકાઇ જાય ને ઘટ થઇ

જાય છે તેમ મોક્ષે જાય ત્યારે શરીરમા જે પોલાણુ હોય તે ઘટ થઈ જાય એટલે પોલાણુવાળો ભાગ આત્મ પ્રદેશોથી પુરાઇ જાય. તે પુરાવાથી છેવટે જેટલી શરીરની અવગાહના છે તેનો ત્રીજો ભાગ ન્યૂન એટલી આત્માની અવગાહના રહે છે

પ્રશ્ન ૩૬—ઇલિકા ગતિ એટલે શુ ?

સમાધાન—મરણ મસુદ્ઘાતમા આત્મ પ્રદેશો પોતાને ઉપજ વાના સ્થાને જાય ને પાછા આવે, એટલે ઇયળ જેમ પોતાના શરીરનો ભાગ ચાલવું હોય ત્યારે આગળ નાખે, વળી પાછી જાય, તેમ આત્મા મરણ વખતે જ્યા ઉપજવાનું હોય ત્યા પોતાના કેટલાક આત્મપ્રદેશો ફેકે છે ને તેમાથી (તે સ્થાને ફેકેલા પ્રદેશોમાથી) કેટલાક પ્રદેશો જાય અને વળી પાછા આવે ને વળી જાય તેને શાસ્ત્રમા ઇલિકાગતિ કહેલી છે

પ્રશ્ન ૩૭—આયુષ્યનો ત્રીજો ભાગ બાકી રહે ત્યાર પરભવાયુ બધાય તે નિયમ તુટી જનાર આયુષ્યને લાગુ પાડી શકાય કે નહિ ?

સમાધાન—આયુબ ધમા આયુષ્યનો ત્રીજો ભાગ તે અનુક્રમે ભોગ વવાની અપેક્ષાએ છે ત્રીજા ભાગનો નિયમ તુટી જનાર આયુષ્ય માટે નથી તેવી રીતે ૩ ૯ ૨૭ ઇત્યાદિ ભાગ પણ નિરૂપક્રમ આયુ વાળા માટે છે

પ્રશ્ન ૩૮—ત્યારે શુ આપણા આયુષ્યો સોપક્રમી છે કે નિરૂપ ક્રમી છે ?

સમાધાન—આપણા આયુષ્યો સોપક્રમીજ છે નિરૂપક્રમી નથી એમ નહિ કહી શકાય, આજે પણ ઉપક્રમ લાગે આયુ જલ્દી ભોગવાય ને તે ભોગવાય તો જ સોપક્રમી ગણાય જેમ ઘડીઆળમા આઠ દિવસની ચાવી આપી હોય તો નિયમસર ચાલે તો આઠ દિવસ સુધી ચાલે વચમા જો કમાન છટકી જાય તો બધી ચાવી બે મિનીટમા પુરી થાય, તેમ આપણા આયુષ્યના દળીઆ અનુક્રમે ભોગવાય તો નિરૂપક્રમી આયુષ્ય ભોગવાય અને વચમા કોઇક અકસ્માત આવી

ગયો હોય તો આયુષ્યના બધા પુદ્ગલો અંત મુહૂર્તમાં ભોગવી લેવાય, તેથી આપણું આયુષ્ય સોપક્રમી ને નિરૂપક્રમી છે.

પ્રશ્ન ૩૯—અઢી દ્વીપની બહાર મનુષ્યો જન્મે કે મરે નહિ ?

સમાધાન—ના, અઢી દ્વીપની બહાર મનુષ્યો જન્મે કે મરે નહિ.

પ્રશ્ન ૪૦—શાસ્ત્રમાં સિદ્ધશિલા ઉપર દરેક પ્રદેશોએ અનંતા જીવો છે એમ કહ્યું છે તો જો અનંતા જીવો દરેક પ્રદેશે માનીએ તો ત્યાં અકર્મભૂમિ છે ત્યાંથી મોક્ષે જતા નથી તો સકર્મભૂમિની ઉપર રહેતા પ્રદેશોમાં અનંતા જીવો કેવી રીતે મોક્ષે ગયા હશે ?

સમાધાન—અનંતો કાળ હોવાથી જો કોઈક કાળ ગર્ભમાં કોઈક સંહરણ થયેલ મુનિ અકર્મ ભૂમિમાં કાળ કરી મોક્ષે જાય તો અનંતા કાળે અનંતા થાય

પ્રશ્ન ૪૧—પંચપરમેષ્ઠીના રંગો જુદા જુદા કેમ છે ?

સમાધાન—પરમેષ્ઠીને રંગ હોતા નથી પરંતુ તેવેને જુદા જુદા રૂપે ધ્યાનમાં લેવા માટે અને વર્તુળમાં જુદા જુદા રંગો લેવા માટે પરમેષ્ઠીના ભિન્ન ભિન્ન વર્ણો ગણેલા છે. અહિં તમને શંકા થશે કે તો પછી અરિહંતનો વર્ણ બીજો કરીએ તો ચાલશે કે કેમ ? અહિં તો આખી જમીન ધોળી છે તેથી તેના નવ ભાગ કરવા છે માટે ચાર દિશામાં ચાર કયા રંગ ગોઠવવા કે જેમ તે જુદા તરી આવે, તે વિચારવા જો યુક્તિ પર જઈએ તો સફેદ સિવાય ચાર રંગમાં સારો કયો રંગ ગણાય ? શાસ્ત્ર દૃષ્ટિએ "नीलकसिणं" લીલો અને કૃષ્ણ અશુભ છે, લાલ અને પીળો એ બે શુભ રંગ છે તેથી એ લાલને પહેલો મુકી એટલે પીળો પછી મેલવો પડે ત્યાર પછી લીલો ને કાળો મેલવા પડે એ રીતે વચલી કર્ણિકામાં સફેદ, દિશામાં લાલ આદિ ને વિદિશામાં સફેદ આવી જશે, તેથી તે રીતે પરમેષ્ઠીના રંગો ગોઠવાયા

પ્રશ્ન ૪૨—મુહપતિના બોલ અમુક વખત શરીરને લાગે, અમુક વખત ન લાગે તેમાં શી વિશેષતા છે ?

સમાધાન—જયણા અને પડિલેહણ માટે બોલ બોલવા એ અસલ વાત છે હવે તે બોલો મનને ઠેકાણે રાખવા ગોઠવવાના છે ને તેથી મોહનીયાદિ ખસેરવા લાયક છે, સુદેવાદિ આદરવા લાયક છે આવી બુદ્ધિ રાખીને તે ગોઠવેલ છે, બોલ નવા છે એમ નથી બોલની વાતોનો લેખ તો ૪૦૦–૫૦૦ વર્ષનો છે એ બોલો મન માકડાને ઠેકાણે લાવવા માટે છે અને આથી મન માકડાને વશ કરવાનો જે ઉપાય તે ન કર્યો તેથી પ્રાયશ્ચિત્ત

પ્રશ્ન ૪૩—મુહપતિમા કેવુ વસ્ત્ર વાપરવુ? સુતરનું, ઉનનું કે રેશમી વાપરવું?

સમાધાન—સુતરનું કપડુ મુહપતિ માટે વાપરવુ જોઈએ, કારણ કે શાસ્ત્રકારોએ સૌત્ર કહેલુ છે રેશમી કે ગરમ કપડાની મુહપત્તી કહેલી નથી

પ્રશ્ન ૪૪—કોઇક નક્ષત્રમા સાધુનું મૃત્યુ થાય ત્યારે ઘાસનું અગર અડદનું પુતળુ કરવામા આવે છે તો હવે તે પુતળાનો ઘાત કર્યો ગણાય કે નહિ?

સમાધાન—પુતળુ શા માટે મુકવામા આવે છે તે ખ્યાલમા રાખવા જેવું છે। કારણ કે શુદ્ધ પંચેન્દ્રિય ન મરે માટે આરોપિત આકારનું દૃષ્ટાંત નહિ। કુકડાનું પુતળુ માર્યું તેનો વિપાક કઠણ પડે છે ત્યારે પણ ત્યા તો પુતળાનો ભોગ તરીકે ઘાત કર્યો છે પણ અહિં તો બચાવવા માટે ઉદ્દેશ છે કુકડામા દેવીને ઉદ્દેશીને છે, બચાવવા માટે નથી

પ્રશ્ન ૪૫—અડદ કે ઘાસનુ પુતળુ મુકવાથી બીજો બની શકે ખરો?

સમાધાન—કેટલીક વખત સામાચારી પરંપરા [illegible] કારણથી બને છે તેમ શાસ્ત્રકારે કહેલુ છે આયુ આવી રહ્યું હોય ત્યારે જ તેમ થાય, પણ તેમ કરવાથી કંઈ [illegible] કહો કે અડદનું કહો તેથી શું? જ્યારે કાળની [illegible] -

પ્રશ્ન ૪૬—દરેક આરામાં જીવો મોક્ષે જાય છે તો કોઇક વખત આ સંસાર ખાલી થશે કે નહિ?

સમાધાન—જીવોની સંખ્યા એટલી બધી જબરજસ્ત છે કે ચોથા આરાના પ્રવિભાગમા માત્ર મોક્ષ છે ને ત્રીજાના છેલ્લા ભાગમાં માત્ર મોક્ષ છે તે ફરીને કદાપિ છઠ્ઠે આરામા મોક્ષે જવાનું ચાલુ જ રહે તોપણ જીવોની સંસારમાંથી સર્વથા ખાલી થવાના નથી, કારણ કે જીવોની સંખ્યા બહુ જ મોટી છે.

પ્રશ્ન ૪૭—પુનમ અમાવાસ્યા તિથિ શાથી ગણાય?

સમાધાન—પુનમ અમાવાસ્યા ચતુષ્પર્વીમાં લીધી છે તેથી બાર તિથિમાં ગણાય તેમાં પણ વાંધો નથી.

પ્રશ્ન ૪૮—પખ્ખી પ્રતિક્રમણ પછી "संतिकरं" બોલવું જોઇએ કે નહિ?

સમાધાન—પખ્ખી પ્રતિક્રમણના છેડે "संतिकरं" બોલવાનો રિવાજ કેઈ વર્ષથી છે અને તેની ટીકામાં પણ પખ્ખી પ્રતિક્રમણ પછી બોલવું તેમ કહેલ છે

પ્રશ્ન ૪૯—સાથીયો (સ્વતિક) કર્યા પછી ફળ સાથીયા ઉપર કે સિદ્ધશિલા પર મુકવું?

સમાધાન—વિધાન થાળ મુકવાનું છે, ફળ નૈવેદ્યની જુદી રકાબી મુકાય છે પણ ખરી.

પ્રશ્ન ૫૦—અષ્ટ મંગળીકમાં મત્સ્ય યુગ્મ કેમ લીધું હશે?

સમાધાન—શુકન શાસ્ત્રવાળાને પુછીએ તો કો'ક માણસ ક્યાંક પ્રયાણ કરે છે. સામે જીવતા બે મચ્છ દેખે તો અપશુકન ગણે છે. જ્યારે હાથમાં મત્સ્યનું ચિહ્ન હોય તે ઉત્તમ ગણે છે, પણ હાથમાં જીવતું માછલું હોય તે ઉત્તમ ગણાય નહિ. અહિ આકારથી ઉત્તમતા છે અને તેથી અષ્ટ મંગળીકમાં આકાર કરવાના છે, તેથી આલેખતાં ન આવડે તો પાટલી કરેલી હોય તેમાં પૂરે.

પ્રશ્ન ૫૧—અષ્ટ મગળની પૂજા કરે તથા ફુલ ચઢાવે છે તે કેમ ?

સમાધાન—અષ્ટ મગળીક પૂજાનુ સાધન છે પણ અમુક વિધિ ઓમા જે તે સાધનો છે તેની પણ પૂજા કરાય છે જેમ ક્ષત્રિયો હથીયાર જે જીતના સાધનો છે, તેની પણ પૂજા કરે છે આથી સાધનની કીંમત વખતે તેની પણ પૂજા કરાય અર્થાત્ પૂજાનુ સાધન હોવાથી સાધન તરીકે પૂજા કરાય

પ્રશ્ન ૫૨—સ્ત્રીઓ नमोऽर्हत्सिद्धाचार्योपाध्याउ० બોધી શકે કે નહિ ?

સમાધાન—તે પૂર્વની વાણી હોવાથી સ્ત્રીઓને બોલવાનો અધિકાર નથી

પ્રશ્ન ૫૩—તે તો શ્રી સિદ્ધસેન દિવાકરે બનાવેલુ છે તેમ કહેવાય છે ?

સમાધાન—અન્યની સભામા નવકાર બોલતા શરમાયા કહો અગર અપૂર્વતા જણાવવા માટે કહો પણ શ્રી સિદ્ધસેન દિવાકર બોલ્યા છતા તેમણે નવીન બનાવેલુ નથી પણ પૂર્વનુ જ એ પદ છે નવકાર બોલવાની જગો પર પ્રાકૃત ભાષાનો સકોચ થયો તેથી नमोऽर्हत्० બોલ્યાં છે તેમને ગણધર મહારાજની કૃતિને શરમાવનાર ગણી તેથી તે જગો પર ગુરૂ મહારાજે "મિચ્છામિ દુક્કડ" દેવગેલ છે

પ્રશ્ન ૫૪—"ઝકારારાવસારા૦" એ ગાથા એક સાથે મોટા ઉચ્ચારથી કેમ બોલાય છે ?

સમાધાન—શ્રી હરિભદ્રસૂરિ મહારાજાએ ૧૪૪૪ ગ્રથ બનાવ્યા તેમા આ "સ સારદાવા"ની ૪ ગાથાઓ છેલ્લા ૪ ગ્રથ રૂપ છે અત અવસ્થાએ સસ્કૃત પ્રાકૃત ઉભય ભાષા સ્વરૂપ અસ સુક્તાક્ષર એવા આ ગ્રથોની રચના કરતા કરતા કાળ ધર્મ પામે છે તે વખતે આ છેલ્લા પદો સઘ પણ સાથે સાથે પુરે છે

પ્રશ્ન ૫૫—**નાગકેતુ** જન્મતાની સાથે અઠ્ઠમ કરે છે તે દેશવિરતિ ગણાય? જો દેશવિરતિ ગણાય તો, ૮ વરસ પહેલા દેશ-વિરતિ સંભવે?

સમાધાન—કુળ સંસ્કાર ન હોય તો ૮ વરસ પહેલાં દેશ-વિરતિ ન થાય. આજકાલ તો કુળને અંગે ધર્મ થયો છે પણ પ્રાચીન કાળમાં તો મરજી અંગે ધર્મ હતો આથી જ શ્રાવકના બાળ બચ્ચાને નિસર્ગ સમકિત મનાય છે અને તેથી કરીને કુળના સંસ્કાર પૂર્વભવના સંસ્કાર, જાતિસ્મરણ અને અવધિજ્ઞાનને અંગે બાળપણમાં પણ વિરતિ આવવામા હરકત નથી.

પ્રશ્ન ૫૬—દ્વિદળ ન ખવાય તો તે કોનાથી થાય ને તેમાં શું ન ખવાય?

સમાધાન—અડદ, મગ. મઠ, મેથી, તુવેર, ચોળા, ગવાર, વાલ, ચણા, જેમાથી મગફળી માફક ચીકાશ ન નીકળે ને જેની બે ફાડો થાય તે. કાચા ગોરસ એટલે ઉનું કર્યા વગરનું દૂધ, દહીં છાશ સાથે એકઠા ન કરાય અને ન ખવાય મેથીની, ચોળીની ભાજી સાથે પણ તે કાચા ગોરસ ન વપરાય કારણ કે દ્વિદળ કહેવાય

પ્રશ્ન ૫૭—દહીં કેટલું ઉનુ કર્યા પછી કઠોળનો સંયોગ થાય તો પછી હરકત ન ગણાય?

સમાધાન—દહીંનો શીતસ્પર્શ ઉડી જાય પછી તેમાં વાંધો ન આવે.

પ્રશ્ન ૫૮—આંબેલ આદિકનું પચ્ચક્ખાણ પાર્યું હોય ને પાણી પીધું ન હોય તો ઉપવાસનું પચ્ચક્ખાણ થાય?

સમાધાન—આબેલ આદિકનુ પચ્ચક્ખાણ પાર્યા પછી પાણી ના વાપર્યું હોય તો પણ આગળ પચ્ચક્ખાણ ન કરાય પણ અભિ-ગ્રહ કરી શકાય.

પ્રશ્ન ૫૯—“**નમોઽસ્તુ વર્ધમાનાય**” અને “**વિશાલ લોચન૦**” સ્ત્રીઓ કેમ નથી બોલતી?

સમાધાન—પૂર્વની વસ્તુ હોવાથી સ્ત્રીઓ નથી બોલતી કારણ કે સ્ત્રીને પૂર્વની વસ્તુ બોલવાનો નિષેધ છે

પ્રશ્ન ૬૦—રાત્રે ખૂબ ઇલેક્ટ્રીક લાઇટના પ્રકાશમા બેસી જમે તો રાત્રિભોજનનો દોષ લાગે ખરો ?

સમાધાન—પ્રાચીન કાળમા ઇલેક્ટ્રીક લાઇટને ઓળગે તેવા મણીરત્નો હતા, છતા રાત્રે જમવાનો નિષેધ કર્યો છે જો રાત્રી ભોજનની છુટ આપશુ તો રાત્રે મુનિને વહોરાવવાની પણ છુટ આપવી પડશે તેમ જ ગુરૂએ રાત્રિ ભોજન કરવુ પડશે જો તેમ નહિ કરે તો ગુરૂને વહોરાવ્યા વગર ખાવાનો પ્રસ ગ આવશે પર તુ શાસ્ત્રકારો તો સ ભવ માત્રમા કાણુ મુકે છે, તેથી જ્યા જયણાનુ વિધાન છે ત્યા સ ભવ હોય તો પણ તે ટાળવુ જ જોઈએ, અને તે વિચારશો તોજ મુહપતિ દરરોજ અનેક વખત જીવજ તુ નીકળતા નથી છતા વિધાન હોવાથી એકાદ પણ જીવાતનો સ ભવ હોય તો મરે નહીં એ હેતુથી પડિલેહીએ છીએ તેમ રાત્રિભોજનમા પણ આહારના ર ગના નાના નાના જ તુઓ જે પ્રકાશમા પણ માલમ ન પડે તેવો સ ભવ તે રાત્રે નીકળે છે અને તે આહારમા પડે તો પણ આપણે જાણી શકતા નથી માટે જ્ઞાની ભગવતોની આજ્ઞા મુજબ પ્રવૃત્તિ કરવી જોઈએ

**હમ ને કેશવનો** પિતા મિથ્યાત્વી હતો, તેના પુત્રોએ રાત્રિ ભોજનનો ત્યાગ કરેલો હતો તેથી તેને બસ રાત્રે જ ખવડાવુ, દહાડે આપુ જ નહિ તેમ કરવાથી તેની શી દશા થઈ તે વિચારજો !

પ્રશ્ન ૬૧—ઉપવાસાદિક તપસ્યા કરવી હોય તો આગની રાત્રે કયા વખતથી આહાર પાણી બ ધ કરવા જોઈએ ને ચોવિહાર હોવો જોઈએ કે નહિ ?

સમાધાન—પર પરા મુજબ અને સામાચારીથી રાત્રિના બાર વાગ્યા પછી આહાર પાણી બ ધ કરવા જોઇએ મુખ્યતાએ ઉપવા સાદિક કરનારે રાત્રિભોજનનો પ્રથમ ત્યાગ કરવો જ જોઇએ રાત્રી

ભોજન ત્યાગ તે તો મૂળગુણ જેવો હોવાથી અને ઉપવાસ ઉત્તર ગુણ હોવાથી રાત્રિભોજનનો ત્યાગ પ્રથમ કરવો જ જોઈએ, નહિતર અનાજ ખાવાની બંધી લેનાર માંસ ખાઈ શકે તેવું થાય.

પ્રશ્ન ૬૨—પડવાના દિવસે સાધુ મહારાજ કેમ ભણતા નથી?

સમાધાન—ઘણે ભાગે પંડિતો રજા પડવાની પાળે છે માટે બધે પડવા પળાય છે, તેમાં શાસ્ત્રીય કંઈ કારણ નથી. શાસ્ત્રીય રીતે તો ચાર મહા પડવામાં અસજ્ઝાય ગણાય છે તેથી તે દિવસે સિદ્ધાંત ન ભણાય.

પ્રશ્ન ૬૩—અસજ્ઝાયમાં દીક્ષા આપી શકાય કે નહિ?

સમાધાન—દીક્ષા આપવામાં વાંધો નથી.

પ્રશ્ન ૬૪—આદુ તથા લીલી હળદળ કંદમૂળ છે છતાં સુકવીને તે વપરાય છે તેમ બીજા કંદમૂળ સુકવીને ખવાય કે નહિ?

સમાધાન—આદુ હળદરના અથાણા કરી કોણે ખાધાં? એ બેની સુકવેલીની છુટ છતાં વધારે પ્રમાણમાં તેનો ઉપયોગ નહીં થાય અને જો ગાજર રતાળુ બટાકા વિગેરેની સુકવેલીની છુટ આપે તો છુટથી તેનો ઉપયોગ થાય માટે તેની સુકવણી ન ખવાય.

પ્રશ્ન ૬૫—દુવિહાર પચ્ચક્ખાણમાં બીડી પીવાય?

સમાધાન—ન પીવાય.

## સંસારનું મૂળ

गुणदर्शी परितृप्यन्, ममेति तत्साधनान्युपादत्ते ।
तेनात्माभिनिवेशो यावत्तावत् स संसारे ॥

ભાવાર્થ-ઇન્દ્રિયોના વિષયોને વશ બની તૃષ્ણાને આધીન અજ્ઞાની પ્રાણી મમત્વ બુદ્ધિથી તે તે પૌદ્ગલિક સાધનોની જંજાળમાં પડે છે, જ્યાં સુધી આવો પુદ્ગલ પ્રેમ રહે છે ત્યા સુધી તે સંસારમાં ભટકે છે.

પૂ૦ આગમો૦ રચિત "શ્રી અનેકાંતવાદવિચાર" ગા૦ ૧૩

ધર્મ માર્ગે સફળતાપૂર્વક આગળ વધારનારી
મૈત્રી આદિ ચાર ભાવનાઓની
બહુશ્રુત ગીતાર્થસાર્વભૌમ આગમવાચના દાતા
ધ્યાનસ્થ સ્વર્ગત આગમોદ્ધારક
પૂ૦ આ૦ આનંદસાગરસૂરીશ્વરજીરચિત

# સુંદર—સજઝાયો

## ૧ મૈત્રીભાવના

દુહા

મૈત્રી મનમા જે ધરે, બાધે કરમ ન ઘોર ।
પરહિત બુદ્ધિ ધારતા, રાગદ્વેષ નહિં થોર ॥૧॥
જે જગહિતમન ચિતવે, તસ મન રાગ ન રોષ ।
ઇર્ષ્યાવન દાવાનલો, હોવે ગુણ ગણ પોષ ॥૨॥

( ઢાળ )

( પ્રભાતી રાગ )

મૈત્રી મન ભાવતો, વૈરહવ શામતો,
પામતો કરમફલથી અચલો,
ક્રોધ વશ જે કર્યા, હનન જુઠ ને ભર્યા,
પારકા કનક મણિરત્ન લઓ,
પરતણી કામિની, પાપધન સામિણી,
પેખતા ચિત્તમા પ્રબલ મોહો,
લોભ વશ ધમધમ્યો, શુદ્ધગુણ નવિ રમ્યો,
વૈરની અગ્નિમા સમિધ દોહો ૧
જનક દુહિના હરી, વશ નિજ ક્ષય કરી
રાવણે નરકમા વાસ કીધો,

રામ ભ્રાતા હરી, દેખી ત્યાં થરહરી,
વારતો ઇંદ્ર શમવાસ દીધો;
પૂર્વ ભવ રાણીને, દોષ કોઇ જાણીને,
વીર જીવે શયન વાસ વાર્યો,
વ્યંતરી ભવ લહી, દોષ શત સંગ્રહી,
વેદના તીવ્રતર વીર ધાયો. ૨

વાવીયો વૈરનો, વૃક્ષ ગુરૂ સ્વૈરનો,
છેદ પામે ન જન્મે અનંતે,
એક વૈર હોય, વ્યાપતું સકલ જોય,
બીજ અંકૂર ન્યાયે વધંતે;
હરિ ભવે ફાડિયો, સિંહ દરી કહાડીઓ,
બોળતો વીર ભવ નાવ દેખો,
કંબલા શંબલા, દેવ દો અતિભલા,
વીરને કીધ ગતબાધ પેખો. ૩

પૂર્વ ભવ વૈરથી, મોક્ષગતિસારથી,
હલિક તે પેખીને જાય ભાગી,
ગૌતમે બુઝવ્યો, મોક્ષ પથે ઠવ્યો,
વારજો વૈરનાં બીજ જાગી;
વીર અવસાનમાં, બોધ દેવશર્મમાં,
થાપવા મોકલ્યા ઇન્દ્રભૂતિ,
સિંહભવ શાન્તિનો, લાભ શુભભાતિનો,
બોધિને અર્પતા આત્મભૂતિ. ૪

જીવ સમ્યક્ત્વમાં, સત્ત્વ શુભ તત્ત્વમાં,
દેખતો વૈર જ્વાલા નિવારે,
ક્રોધ કંડૂતિએ, ધર્મ નવિ સુખ દીએ,
વારતો વિરહ સૂરિ ગ્રંથ સારે;
પાંચ લક્ષણ વર્યો, જીવ સમકિત ભર્યો,
આદિમાં શમ ભર્યો સમય સારે,

શમ નવિ જો ધરે, વૈર મનમા ભરે,
સાધુ તપસ્વી ભમે ભવ અમારે ૫

કુરૂટ ઉત્કુરુટ પણ, સાધુ બે તપ રટણ,
વૈરથી નરકમા વાસ વેઠે,
શાન્તિ ગુણ સાયરૂ, વીર રયણાગરૂ,
દૃષ્ટિવિષ સાપ પણ હોડ વેઠે,

નયણ અમી સીંચીયો, વૈર દવ મીંચીયો,
કીટિકા સહમનુ દુખ સ્હેતો,
શાન્તિ ધરી પક્ષમા, વીરજિન લક્ષમા,
દેવભવ આઠમે જીવન લહેતો ૬

ધર્મનુ સાર એ સુજન ચિત્ત ધાર એ,
ભાવના મૈત્રીની મોક્ષદાઈ,
જિન કહે કાલ દો, પડિકમે તે પદો,
સર્વ જીવ મૈત્રી નહિ વૈર કાઈ,

વિશ્વ નથી વાલહો, શત્રુ વા જે લહો,
સર્વ સસારમા હોય ત્હેવો,
મિત્ર પતિ પુત્રમા, પત્નિ સખિ ભ્રાતમા,
નવનવો રગ છે તેજ લેવો ૭

થાય અરિ મિત્ર પણ, જઈ જીવો રાજ્ય પણ,
વૈરથી કર્મ બાંધે નકામા,
વૈર મન ધારતા, જીવ હિત વારતા,
ભવભવ અધમતા લે સકામા,

જીવ ! શિખ સાભળી, વૈર દઈ આબત્તી,
આપ ભાવે સદા મગ્ન થાજે,
બોધ મમતા રમી, ચરણ ગુણ ઉત્તમી,
શાશ્વતાનદ રસગાન ગાજે ૮

હિંસા-નૃત ચોરી સ્ત્રી-સંગમ,
નમીયે તે જિનજ્યોતિ રે. ભાવ૦ ૧૧

ઘાતીકરમક્ષયે કેવલ વરતા,
કરતા બોધ અકામો રે;
જીવાજીવ નવ તત્ત્વ બતાવી,
ભવિજન તારણ ધામો રે. ભાવ૦ ૧૨

સકલ કર્મક્ષયથી સિદ્ધિએ પહોતા,
સાદિ અનંત નિવાસો રે;
તે સિદ્ધ નિત્ય પ્રભાતે નમીયે,
વરવા શમસુખ ભાસો રે. ભાવ૦ ૧૩

ચારિત્ર પાલી હોય ગ્રૈવેયક,
પણ નવિ જાવે મુક્તિ રે;
જીવ અભવ્ય તે કારણ ગુણનો,
રાગ ન લેશ સદુક્તિ રે. ભાવ૦ ૧૪

જિન ગુરૂ ધર્મતણા ગુણ ભાવે,
અવગુણ સતત ઉવેખે રે;
ક્ષણ ક્ષણ ગુણ ગણ ઉજ્વલ પામી,
આનંદ વાસ તે પેખે રે. ભાવ૦ ૧૫

## ૩ કારૂણ્ય ભાવના

**કરૂણા ધારજો રે કરૂણા સકલ ગુણોની ખાણ**

કરૂણા આદ્યમહાવ્રત છાજે, આદ્ય અણુવ્રત થાન;
કરૂણા વિણ હિંસકપણું, પામે દુર્ગતિ દુઃખ નિદાન--કરૂણા૦ ૧

ઈર્યાસમિતિ યોગે ચાલે નહિ, મુનિ પેખી શુભ ઠાણ;
જીવો આવે પગતલ હેઠે, જાયે સઘલા પ્રાણ—કરૂણા૦ ૨

શુભ ઉપયોગી મુનિવરને નહિ, બ ધ દુરિત અવસાન,
કરૂણા બુદ્ધિ પ્રતિ રોમે હોય, કર્મ નિર્જરા ખાણ—કરૂણા૦ ૩

શ્રાવક પણ કરૂણા ધરતો જે, વૃક્ષ વધે પચ્ચખાણ,
માટી ખોદે મૂત્ર વરે પણ, નહિ હિ સાલવવાન—કરૂણા૦ ૪

કરૂણા રહિત પ્રવૃત્તિ કરતા, કોઇ મરે નહિ જાન,
તો પણ તે હિંસકમા ગણીએ, નહિ કરૂણા બળવાન—કરૂણા૦ ૫

અપરાધી જનમા ધર કરૂણા, જે સમકિત અહિઠાણ,
વીર પ્રભુ સ ગમ કરૂણાએ, અશ્રુ નેત્ર મિલાણ—કરૂણા૦ ૬

દીન હીન જનને જે દેખી, નવિ કરૂણા દિલભાન,
તેહના ઘટમા ધર્મ વસ્યોનથી, ભાખ્યો જિન ભગવાન—કરૂણા૦ ૭

અધમ ઉદ્ધારણ તનમન વર્તે, ધન ખરચે અસમાન,
કુમાર નૃપ જગડુ પરદેશી, સ ભવ વૃત્ત સુવાન—કરૂણા૦ ૮

સ પ્રતિરાજ કરે પ્રતિગામે, દીન અનાથ વિહાણ,
દેશ અનારય જિનઘર કરતો, કરૂણા ભાવ સુભાણ—કરૂણા૦ ૯

શ્રુત શિક્ષા ધરી મનમા સુયણા, કરજો અભયનું દાન,
અનુક પા ધરજો ભવિ કરજો, ધર્મે દઢતા ભાન—કરૂણા૦ ૧૦

મેઘરથે પારેવો રાખ્યો, ગોશાલો જિન ભાણ,
વૈશ પાયન તેજોલેશ્યાથી, ધરી કરૂણા અમિલાણ—કરૂણા૦ ૧૧

બ્રહ્મદત્ત સુભૂમાદિક નરપતિ, કરૂણા વિણ દુ ખખાણ,
પેખી આત્મ-સમા પર જીવો, ધારો કરૂણા શાન—કરૂણા૦ ૧૨

દ્રવ્ય ભાવ અનુક પા ધરતા, ભવ ભવ સુખનું નિધાન,
સત્ત્વસાર બલરિદ્ધિ પામી, લો આનન્દ અમાન—કરૂણા૦ ૧૩



## ૪ માધ્યસ્થ્ય ભાવના

ગુણવંતા મન ધારજો રે, માધ્યસ્થ્ય ગુણ મણિ ખાણ,
કરૂણા મુદિતા મિત્રતા રે, હોવે તણ સુખઠાણ રે;
ભવિકા ! ધરજો મધ્યસ્થભાવ, જેથી શિવપુર દાવ રે. ભ૦

કાલ અનાદિથી આતમારે, કર્મબલે ગુણ હીન,
પામ્યો ના સમકિત ઠાણને રે, રખડયો ચઉગતિ દીન રે–ભવિકા ૨

સંયમી વિણ વીતરાગતારે, નહિ સ્વપ્ને પણ સિદ્ધ,
કર્મપ્રભાવ તે ધારતો રે, ગુણી માધ્યસ્થ લીધરે–ભવિકા ૩

જિનવર સરખો સારથીરે, પામ્યો વાર અનંત,
કર્મ વિવર નવિ પામીઓરે, જીવ ન લહ્યો ગુણવંતરે–ભવિકા ૪

નિજ ગુણ માને નાશતોરે, છોડે ભાવ મધ્યસ્થ,
પરપરિભવકર બોલતો રે, વચન અવાચ્ય અસ્વસ્થરે–ભવિકા ૫

કહ્યો વીર જિનેશ્વરે રે, ભવ મરીચિ નવવેષ,
ઋષભ પ્રભુ નવિ વારીઓ રે, જાણી કર્મની રેવ રે–ભવિકા ૬

વચનપદે ગુણ ધારીને રે, સંતત ભાવ પ્રસન્ન,
દેખી જિન ગુણ શૂન્યતારે, થાય મધ્યસ્થ પ્રપન્નરે–ભવિકા ૭

કેવલીપણું નિજ ભાષતોરે, વીરને કહે છદ્મસ્થ,
ગૌતમ પ્રશ્ન ન છોડવે રે, જમાલી અસ્વસ્થરે–ભવિકા ૮

લબ્ધિધરા દેવદેવીઓરે, વળી જિનવર શુભ દીખ,
મધ્યસ્થ ભાવ વિમલ ધરી રે, ન દે તેહને શીખરે–ભવિકા ૯

ગોશાલે મુનિ યુગ્મનેરે, બાળી જિનપર તેજ,
નાંખ્યુ જેહથી વીરજીરે, ખટ માસે લોહી રેજરે–ભવિકા ૧૦

વીર જીનેશ્વર સાહિબોરે, સહી સુર નર ઉપસર્ગ,
કર્મ બંધન થતું દેખીનેરે, અનુપાય રહે મધ્યસ્થરે–ભવિકા ૧૧

જગનાશનરક્ષણ સમોરે, બલ ધરતો મહાવીર,
ધાર મધ્યસ્થ ભાવનેરે, કોણ અવર જીવ ધીર રે-ભવિકા ૧૨

સનત્કુમાર નરેશ્વરરે, ધરતો ભાવ મધ્યસ્થ,
વિધવિધ વેદના વેદતોરે, નહિ ઔષધ ઉત્કઠરે-ભવિકા ૧૩

જીવ જુદા કર્મ જુજુઆરે, સજીવ જીવ વૃત્તાત,
દેખી ભવિ મન ધારજોરે, ભાવ મધ્યસ્થ એકાતરે-ભવિકા ૧૪

સુખદુ ખકારી સમાગમેરે, નવિ મનમા રતિ રોષ,
ધરિયે વરિયે સામ્યનેરે, જેહથી આનદ પોષ રે-ભવિકા ૧૫



ટકશાલી વાકય

"××× પુદ્ગલની ખાતર ડૉકટર કહે તેમ ખાવા, પીવા, સૂવા, બેસવા, રહેવા તૈયાર છીએ, પણ આત્માને માટે કહેનાર ભાવડૉકટર તીર્થંકર મહારાજાના કથન પ્રમાણે વર્ત્તવા તૈયારી નથી

"बहुवेल संदिसाउ - बहुवेल करशु" આ સૂત્ર ડૉકટરમા અનુસરીએ છીએ, પણ આત્મા માટે તે સૂત્રનું પાલન થતું નથી"

—પૂ આગમો૰ આચાર્યશ્રીવાણી
૨૦૦૪ ને. વ ૧૪ પછી પ્રાસગિક વાતચીત પરથી

પૂજ્ય આગમોદ્ધારકશ્રીની સેવામાંથી મળેલા

## ક્ર તાત્વિક નિર્ણયો ક્ર

૧. ધર્મ સંવર–નિર્જરારૂપ છે, કારણમાં કાર્યનો ઉપચાર કરી જિનાજ્ઞાનુસારી તે તે શુભ ક્રિયાઓને પણ ધર્મ કહી શકાય, અને ક્રિયાઓની ઉત્પત્તિ ચિત્તમાથી થાય છે.

આ રીતે ષોડશક ગ્રંથમાં "धर्मश्चित्तप्रभवः" વાક્યની સંગતિ થઈ શકે. અન્યથા અરૂપી ધર્મની ઉત્પત્તિ રૂપી મનમાંથી શી રીતે? એ પ્રશ્ન વિચારણીય થઈ પડે

૨. કર્મને બાંધવામાં ક્યારેક એકલા મનનો પણ ઉપયોગ થઈ શકે, પણ સંવર–નિર્જરા માટે તો ત્રણે યોગની વિશુદ્ધિ જરૂરી છે

૩. સંજ્ઞી પંચેન્દ્રિય સિવાય યથાર્થનિર્જરાનો કોઇ અધિકારી નથી.

૪. સામાન્યથી પ્રવૃત્તિ કરવાને સંકલ્પ જેનાથી થાય તે **મન.**

જેનાથી પ્રવૃત્તિમાં દૃઢતાનો સંકલ્પ થાય તે **ચિત્ત.**

આત્મિક શુભાશુભ પરિણામો તે **અધ્યવસાય.**

૫. ગુરૂમહારાજ આગળ કરાતી ગહુંલી (સાથીયો)નું નાણું દેવદ્રવ્યમાં નાંખવું.

૬. ગુરૂ સન્મુખ કરાતા સાથીઆમાં રત્નત્રયીની ત્રણ ઢગલીની ઉપર સિદ્ધશિલા બનાવી શકાય.

૭. ચૈત્ર અને આસો સુદ પાંચમના બાર વાગ્યાથી વદ બીજના સૂર્યોદય સુધી અસજ્ઝાય હોય છે.

૮. કાઉસગ્ગમાં બગાસુ કે છીંક આદિ પ્રસંગે જયણા બુદ્ધિને જાળવવા મોંઢા આગળ મુહપત્તી કે હાથ આડો રાખવો અનુચિત નથી.

૯ પાક્ષિક પ્રતિ૦ના અંતે સંતિકરં૦ બોલવાની પ્રથા શાસ્ત્રોમા નહીં સૂચવેલ છતા આગમથી અવિરોધી ગીતાર્થ પુરૂષોની આચરણાની પ્રામાણિકતાની રીતે ઉથાપવી સારી નથી

નહીં તો આગમમા નહીં જણાવાયેલા "નળિયુ અને વલય બે આકાર સિવાયના દરેક આકારના મત્સ્યો હોય" "મરૂદેવીમાતા અનાદિનિગોદથી નિકળી કેળ તરીકે થઈ મનુષ્યભવમા આવ્યા હતા" ઇત્યાદિ ૫૦૦ આદેશો અપ્રામાણિક થઇ જશે!

૧૦ પખ્ખીપ્રતિ૦મા પાક્ષિક અતિચાર પૂર્વે છીંક આવે તો ફરી પ્રતિ૦ કરવુ જોઈએ, પણ ત્રણ વખત છીંક આવે ત્યા સુધી આ મર્યાદા જાણવી

૧૧ સામાન્યથી દરેક તીર્થંકરોના શાસનમા જેટલા પ્રત્યેક બુદ્ધો હોય તેટલા પ્રકીર્ણક સૂત્રો હોય, કેમકે ગમે તે બાહ્યનિમિત્તથી જાતિસ્મરણાદિથી બોધિને પ્રાપ્ત કરી સો પ્રથમ જે ઉપદેશ તરીકે બોલે તે પ્રકીર્ણકસૂત્ર કહેવાય છે

—પૂ૦ આગમોદ્ધારકશ્રીના અંતેવાસી પૂજ્ય ગણિવર્યશ્રી
કંચનસાગરજી મ૦ની નોંધમાંથી

## ગુણપૂજાનું મહત્ત્વ

पुष्टयै गुणाना गुणिता समाहृति
पूजा परस्याह गुणिना गुणास्पदम् ॥

ગુણોનો આદર-રાગ ગુણોની પુષ્ટિ માટે થાય છે,
ગુણવાનની પૂજા ખૂબ લાભ આપનારી થાય છે

—પૂ૦ આગમો૦ રચિત તીર્થપંચાશિકા શ્લોક ૨૨ પૂર્વાર્ધ

# પ્રકાશક તરફથી કૃતજ્ઞતા જ્ઞાપન

પરમપૂજ્ય આગમોદ્ધારકશ્રીના તાત્ત્વિક સાહિત્યને યોગ્ય વ્યક્તિઓના હાથમાં પહોંચતું કરવાના મંગળ સંકલ્પથી તારકવર્ય પૂ૦ ગચ્છાધિપતિ **આ૦ શ્રી માણેકસાગરસૂરીશ્વર**ના મંગળ આશીર્વાદને મેળવી અમારી ગ્રંથમાલાએ ત્રૈમાસિક "**આગમજ્યોત**" નું પ્રકાશન શરૂ કર્યું.

આમા અપ્રકાશિત વ્યાખ્યાનોની હાથની લખેલી સામગ્રી આપવાની ઉદારતા દાખવનાર સ્વ૦ **બાલમુનિ શ્રી મહેંદ્રસાગરજી મ૦**ના શિષ્યરત્ન પૂ૦ ગણિવર્ય **શ્રી સૌભાગ્યસાગરજી મ૦** તથા સમય–શ્રમનો વિચાર કર્યા વિના આ કાર્ય વ્યવસ્થિતપણે કરી આપવા માટે પૂ૦ ગચ્છાધિપતિની આજ્ઞાથી સંપાદનનો ભાર ઉપાડનાર અમારી ગ્રંથમાળાના મૂળપ્રેરક વિદ્વદ્વર્ય **શ્રી સૂર્યોદય સાગરજી મ૦** (પૂ૦ આગમોદ્ધારકશ્રીના શિષ્યરત્ન), તથા શાસનસુભટ પરમ તપસ્વી પરમ તારક ગુરૂદેવ **શ્રી ધર્મસાગરજી મ૦, ઉપાધ્યાય**ના શિષ્ય **શ્રી અભયસાગરજી મ૦** તથા અપ્રકાશિત વ્યાખ્યાનોના આ કાર્યને વેગવંતું અને વ્યવસ્થિત બનાવવા માટે યોગ્ય સૂચનો આપનાર **ગણિવર્યશ્રી કંચનસાગરજી મ૦**, પ્રકાશન સંબંધી આમૂલચૂલ વ્યવસ્થા ગોઠવવામાં ખૂબ જ કિંમતી સૂચનો, અનેક વ્યવહારૂ પરામર્શો આપી પ્રસ્તુત કાર્યને સર્વાંગીણ બનાવવા માટે ખૂબજ મમત્વ દાખવનાર પૂ૦ શ્રી **ક્ષમાસાગરજી મ૦** (પૂ૦ આ૦ શ્રી કૈલાસસાગરસૂરિજી મ૦ના શિષ્ય) તથા પ્રકાશન માટે આર્થિક સહકાર આપનાર સદ્‌ગૃહસ્થોને ઉપદેશ–પ્રેરણા આપનાર તે તે આચાર્ય ભગવંતો, પદસ્થ અને મુનિભગવંતોના (જેઓના નામ આર્થિક સહાયકોની નોંધમાં છે) અને તાત્ત્વિક વિચારોથી ભર-

પૂર આ ત્રૈમાસિકને વાચી વિચારી ચોગ્ય ફેલાવો કરનારા સઘળા સાધુ-સાધ્વીઓના ચરણમા ભાવભરી વદના પાઠવીએ છીએ

પ્રસ્તુત પ્રકાશનમા નિ સ્વાર્થપણે તન-મનથી સેવા આપનાર, વ્રત નિયમવાળા અને તપસ્વી છતા ધક્કા ફેરા ખાઈને પણ મુદ્રણ સબધી સઘળી જવાબદારી ઉઠાવી અનુપમ હાર્દિક શ્રુતભક્તિ દાખવનાર શેઠશ્રી સાગભાઈ પોપટલાલ ગજરાવાળા (નીલધારા-એલિસબ્રીજ, અમદાવાદ ૬) ના અવર્ણનીય ધર્મપ્રેમનું અમે કયા શબ્દોમા વર્ણન કરીએ ? ખરેખર તેઓએ આ કાર્યને વ્યવસ્થિત અને દરેક રીતે સુંદર બનાવવામા ખૂબજ અગત્યનો ફાળો નોધાવ્યો છે

સપાદકમહારાજશ્રીના પ્રયત્નને સવાયો આકાર આપી તાત્ત્વિક સાહિત્યને વ્યવસ્થિત બનાવવા માટે નિષ્કામભાવે સક્રિય ભાગ લેનાર શેઠશ્રી મારાભાઇની નિ સ્વાર્થ સેવા માટે હૈયુ ગુણાનુરાગથી ખૂબ જ ઝુકી જાય છે

શાસનદેવ તેઓને એવી શાસનસેવાની અનુપમ શક્તિ આપે એ અમારી શુભ કામના છે

તેમ જ ઉદારતાપૂર્વક ધનનો સદ્દવ્યય કરનારા, ભેટ રકમ આપી આર્થિક લાભ લેનારા સદ્ગૃહસ્થો, પ્રકાશનમા તાત્કાલિક આર્થિક સગવડ કરી આપનાર સદ્ગુરૂભક્ત શેઠશ્રી લાલભાઈ L પરીખ C A (અમદાવાદ) તથા પ્રસગે પ્રસગે નાનીમોટી અનેક કામગીરી બજાવનાર સ્થાનિક પાઠશાળાના શિક્ષક શ્રી હરગોવનદાસભાઈ તેમ જ ગ્રાહક તરીકે નામ નોધાવી તાત્ત્વિક સાહિત્યનો ફેલાવો કરવામા સહાયક થનારા સદ્ગૃહસ્થો વગેરે સઘળા મહાનુભાવોના ધર્મ સ્નેહ-ભર્યા સહકારની હાર્દિક કૃતજ્ઞતા પૂર્વક અનુમોદના કરીએ છીએ

◙

# શ્રી આગમ જ્યોત અંગે

## આવક-જાવક

## પરિચય

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૫૬૫૩-૦૦ | પદસ્થ મુનિઓ અને શ્રમણ ભગવંતોના ઉપદેશ અને પ્રેરણાથી જુદા જુદા ગામ અને વ્યક્તિઓ તરફથી ભેટ આવેલી રકમોના | ૧૨૧૩-૬૮ | ચાર અંકોના કાગળના |
| | | ૨૨૧૯-૬૮ | છપાઈના |
| | | ૩૨૩-૫૦ | બાઈન્ડીંગના |
| | | ૩૦૦-૨૮ | બ્લોકોના |
| | | ૧૭૫-૦૦ | ડિઝાઈનોના |
| ૬૦-૦૦ | દ્વિવાર્ષિક ૭ ગ્રાહકોના | ૬૩-૦૦ | સ્ટેશનરીના |
| ૫૨૫-૦૦ | એક વાર્ષિક ૧૨૫ ગ્રાહકોના | ૧૧૮-૧૦ | પરચુરણ ખર્ચના |
| | | ૪૪૧૩-૨૪ | |
| ૫૨૩૮-૦૦ | | ૨૬૪-૦૦ | પ્રાથમિક તૈયારીના |
| | | ૪૬૭૬-૨૪ | |

### નમ્ર સૂચના

"આગમજ્યોત" પુસ્તક ૧ (ચારે અંકો બાઈંડિગ કરેલા) માગ૦ સુ૦ ૧૫ તૈયાર થશે. પાંચ રૂપીયા મોકલી તત્ત્વપ્રેમી જિજ્ઞાસુઓને મંગાવી લેવાની ભલામણ છે.

શ્રી આગમ જ્યોતને
ભેટ આપનાર

# પુણ્યશાળી મહાનુભાવો

૫૦૧) મેનાબહેન વાડીલાલ પારેખ, કપડવંજ
શાસનદીપક પૂ. આ૦ શ્રી કૈલાસસાગરસૂરીશ્વરજીના ઉપદેશ
અને ધર્મસ્નેહી પૂ. મુનિશ્રી કલ્યાણસાગરજી મ.ની પ્રેરણાથી

૫૦૧) શ્રી મહીદપુર (માનસા) જૈન શ્રી સંઘ
પૂ. ગણિવર્ય શ્રી લબ્ધિસાગરજી મ. તથા પૂ. વિદ્વદ્વર્ય
શ્રી સૂર્યોદયસાગરજી મ.ના ઉપદેશથી

૫૦૧) પિંડવાડા (મારવાડ) જૈન સંઘ
પૂ. પદ્મસાગરજી મ.ની પ્રેરણાથી

૨૫૧) શેઠશ્રી વસતભાઈ પૂનમચંદ અમદાવાદ
પૂ. મુનિરાજ શ્રી યશોવિજયજી મ. (ડેલાવાળા)ના ઉપદેશથી

૨૫૧) શ્રી ગોધરા જૈન શ્રી સંઘ
પૂ. મુનિશ્રી ગુણાનંદવિજયજી મ.ના ઉપદેશથી

૨૫૧) ભાવનગર જૈન સંઘ
પૂ. આ૦ શ્રી દેવેન્દ્રસાગરસૂરીશ્વરજીના ઉપદેશથી

૨૦૧) શાન્તાબહેન હિંમતલાલ સુતરીયા એલિસબ્રીજ-અમદાવાદ
પૂ. મુનિશ્રી લાવણ્યસાગરજી મ.ની પ્રેરણાથી

૧૨૧) ધ્રાગધ્રા જૈન શ્રી સંઘ

પૂ. મુનિશ્રી લબ્ધિવિજયજી મ.ના ઉપદેશથી

૧૦૧) શેઠશ્રી સોમાભાઈ પૂનમચંદ વકીલ, કપડવંજ
૧૦૧) ગાંધી હસમુખલાલ કેશવલાલ વેજલપુરવાળા, કપડવંજ
૧૦૧) શેઠશ્રી લાલભાઈ સી. પરીખ, પરીખ બિલ્ડીંગ, એલિસબ્રિજ, અમદાવાદ–૬

૧૦૧) શેઠશ્રી કાન્તિલાલ પી. શાહ, સાયન, મુંબઈ–૨૨
૧૦૧) શેઠશ્રી બાબુભાઈ સકરચંદ ટોપીવાળા
રિલાયન્સ બિલ્ડીંગ, ધનજી સ્ટ્રીટ મુંબઈ–૩

૧૦૧) જસુમતીના સ્મરણાર્થે શેઠશ્રી રમણિકભાઈ એમ ફોજદાર, અમદાવાદ
૧૦૧) શેઠશ્રી પુખરાજજી સા ભંડારી ગોદીડાવાળા, નવરંગપુરા, અમદાવાદ-૯
૧૦૧) શારદાબહેન ત્રિકમલાલ સુતરીયા. એલિસબ્રીજ, અમદાવાદ–૬

પૂ. મુનિશ્રી લાવણ્યસાગરજીના ઉપદેશથી

૧૦૧) શેઠશ્રી મોહનરાજજી ભણશાલી, જોધપુર
૧૦૧) શાહ ખાતે

પૂ. મુનિશ્રી કાંતિવિજયજી મ.

(પૂ. આ શ્રી ભક્તિસૂરીશ્વરજીના સમુદાયના)ના ઉપદેશથી

૧૦૧) શેઠશ્રી મનમોહનદાસ વ્રજલાલ કાનપુર (યુ પી)
શેઠશ્રી બાબુભાઈ જે. વોરા ઘડિયાલીની પ્રેરણાથી

૧૦૧) શેઠશ્રી રતિલાલ જીવણલાલ, વઢવાણ
૫૧) શેઠશ્રી વેણીચંદ ડોસાભાઈ, વડનગર

પૂ. સાધ્વીશ્રી ગુલાબશ્રીજી મ.ના ઉપદેશથી

૫૧) શેઠશ્રી મગનલાલ લખમીચંદ, ધ્રાગધ્રા

પૂ. મુનિશ્રી લબ્ધિવિજયજી મ.ના ઉપદેશથી

૫૧) ઝવેરી અમૃતલાલ રતનચંદ, જામનગર
પૂ ગચ્છાધિપતિશ્રીના ઉપદેશથી

૫૧) સઘવી ચુનીલાલ લખમીચંદ જામનગર
પૂ. ગુણસાગરજી મ ની પ્રેરણાથી

૫૧) જડાવબાઈ પાનાચંદ જામનગર
પૂ ગણી શ્રી ચિદાનંદસાગરજી મ ના ઉપદેશથી

૪૧) શેઠશ્રી રતિલાલ પાનાચંદ ગાંધી વેજલપુર

૨૫) સંઘવી પોપટલાલ ધારશીભાઈ જામનગર
પૂ ગણી શ્રી લાભસાગરજી મ ની પ્રેરણાથી

૨૫) ડૉ માણેકલાલ પ્રેમચંદ કપડવંજ

૨૫) શેઠશ્રી શાંતિલાલ મંગળદાસ
પૂ મુનિશ્રી ચંદ્રોદયવિજયજી મ ના ઉપદેશથી

૨૧) શેઠ ગાંડાલાલ જેશીભાઈ, ધ્રાંગધ્રા
પૂ મુનિશ્રી લબ્ધિવિજયજી મ ના ઉપદેશથી

૨૧) ઝવેરી જમનાદાસ રતનચંદ જામનગર
પૂ મુનિશ્રી પુણ્યોદયસાગરજી મ ની પ્રેરણાથી

૨૧) શેઠશ્રી ચુનીલાલ મોતીચંદ શાહ પાનેજ (ભરૂચ)
પૂ મુનિશ્રી ગુણચંદ્રવિજયજી મ (ડેનાવાળા)ના ઉપદેશથી

૨૧) શેઠશ્રી કચરાભાઈ નારણજી જામનગર
પૂ મુનિશ્રી સુશીલસાગરજી મ ની પ્રેરણાથી

૨૧) શેઠશ્રી જ્ઞાનમલ હીરજી જામનગર

૨૧) ભાનક (વીસનગર) જૈન શ્રી સંઘ
પૂ પં શ્રી માણેકવિજયજી મ ના ઉપદેશથી

૨૫) શેઠશ્રી ગૌતમચંદ રાયચંદ
C/o અશોકકુમાર રતિલાલ, મુ. બારામતી (મહારાષ્ટ્ર)

૨૫) ગાંધી શાંતિલાલ મૂળચંદ શાહ, વેજલપુર
૨૫) શેઠશ્રી જયંતિલાલ મગળદાસ ગિરધરભાઈ, વેજલપુર
૨૫) જયંતિલાલ છગનલાલ, વેજલપુર

૧૫) શેઠશ્રી મોહનલાલ હરખચંદ, જામનગર
પૂ. ગણી શ્રી ચિદાનંદાનંદસાગરજી મ.ના ઉપદેશથી.

૧૫) શેઠશ્રી મોહનલાલ કલ્યાણજીભાઈ ઝવેરી, જામનગર
પૂ. મુનિરત્નશ્રી ગુણસાગરજી મ.ના ઉપદેશથી

૧૫) શેઠશ્રી વિઠ્ઠલજી ખીમચંદ જામનગર
પૂ. ગણિવર્ય શ્રી લાભસાગરજી મ.ના ઉપદેશથી

૧૫) ઝવેરી રાયચંદ નાગચંદ, જામનગર
પૂ. ગણિવર્ય શ્રી લાભસાગરજી મ.ની પ્રેરણાથી

૧૫) શેઠશ્રી હરખચંદ પરસોતમભાઈ, જામનગર
પૂ. મુનિરત્ન શ્રી ગુણસાગરજી મ.ના ઉપદેશથી

૧૫) શેઠશ્રી રાયચંદ ધારશીભાઈ, જામનગર
પૂ. મુનિશ્રી પુણ્યોદયસાગરજી મ.ની પ્રેરણાથી

૧૫) વકીલ ચુનીલાલ ચત્રભુજ જામનગર
પૂ. મુનિશ્રી સુશીલસાગરજી મ.ના ઉપદેશથી

૧૫) ઝવેરી છગનલાલ મૂળચંદ, જામનગર
પૂ. ગણિવર્ય શ્રી ચિદાનંદસાગરજી મ.ના ઉપદેશથી

૧૫) શાહ બાબુભાઈ પુખરાજ મારવાડી, જામનગર
પૂ. મુનિરાજશ્રી ગુણસાગરજી મ.ની પ્રેરણાથી

૧) ઝવેરી કેશનલાલ અમૃતલાલ જામનગર
પૂ ગણિવર્ય શ્રી લાભસાગરજી મ ના ઉપદેશથી

૧) જયાબહેન ઝવેરચદ શાહ, જામનગર

૧) ઝવેરી મોહનલાલ પરમોતમભાઈ જામનગર
પૂ. મુનિશ્રી સુશીલસાગરજી મ ની પ્રેરણાથી

૧) ઝવેરી હસરાજ માણેકચદ જામનગર
પૂ મુનિશ્રી પુણ્યોદયસાગરજી મ ની પ્રેરણાથી

૧) શેઠશ્રી મોહનમલજી સા દફતરી, જોધપુર

૧) કાતાબહેન રસીકલાલ, મુબઈ

૧) શેઠશ્રી રમણલાલ ભોગીલાલ પરી
ઠે અલિંગ મુ ખભાત

૧) શેઠશ્રી રમણલાલ ધરમચદ (ઈ કમટેક્ષ વકીલ)
ઠે સધવીપોળ, મહેસાણા

૧) શેઠશ્રી લલ્લુભાઈ ડાહ્યાભાઈ અમદાવાદ

૧) શ્રી પ્રભાવતીબહેન કસ્તુરલાલ પરીખ, કપડવજ
પૂ. સાધ્વી મનકશ્રીજીના ઉપદેશથી

૪૬૫૩



卐 સંપાદક તરફથી 卐

# 卐 ક્ષમાપના 卐

પરમારાધ્ય બહુશ્રુત સૂરિપુરંદર ગીતાર્થ સાર્વભૌમ આગમસમ્રાટ્ આગમોદ્ધારક ધ્યાનસ્થ સ્વર્ગત આચાર્યશ્રી આનંદસાગરસૂરીશ્વર ભગવંતના તાત્વિક વ્યાખ્યાનોને વ્યવસ્થિત કરી પ્રકાશન કરવાના પ્રસ્તુત કાર્યમાં શકય પ્રયત્ને જાગરૂકતા રાખવા છતાં પૂજ્ય આગમોદ્ધારકશ્રીના આશયથી વિરૂદ્ધ મતિમંદતાથી કે સમજફેરથી થવા પામ્યુ હોય તો તે બદલ સકલ સંઘ સમક્ષ ત્રિવિધે ત્રિવિધે હાર્દિક નિખાલસતાથી સુધારવાની તૈયારી સાથે.

मि...च्छा...मि...दु...क्क...डं

"शि...व...म...स्तु स...र्व ..ज...ग...तः"

આ પુસ્તક શ્રી આગમોદ્ધારક ગ્રંથમાળા, કપડવંજ માટે
શ્રી વસંત પ્રિન્ટીંગ પ્રેસ–ઘીકાંટા રોડ, અમદાવાદે છાપ્યુ